॥ ॐ ह्रीँ श्रीँ अर्हँ नमः ॥

# સદ્‌ગુણ સાધના



: લેખક અને સંપાદક :

પૂ. મુનિરાજ શ્રી કુંદકુંદવિજયજી મહારાજ

: પ્રકાશક :
સાધના પ્રકાશન મંદિર
વ્યવસ્થાપક–
શાહ મોતીચંદ દેપાળભાઈ ગુઢકા
ઠે. દિગ્વિજય પ્લૉટ, શેરી નં. ૪૬
જામનગર (સૌરાષ્ટ્ર)

આવૃત્તિ બીજી
વીર સં. ૨૪૯૩
વિ. સં. ૨૦૨૩
ઈ. સ. ૧૯૬૭
ફાગણ સુદ ૧૩–શુક્ર

મૂલ્ય–પાંચ રૂપિયા

: મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ
શ્રી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઠે. ઘીકાંટા રોડ, અમદાવાદ

॥ ॐ श्री-शंखेश्वर-पार्श्वनाथाय नमः ॥

# પ્રસ્તાવના

આત્મા એ અખૂટ આનંદનો મહાસાગર છે. પ્રત્યેક આત્મામાં આ આનંદ છૂપાયેલો છે. પરંતુ એ આનંદનો વાસ્તવિક અનુભવ પ્રાપ્ત કરવા માટે તો વિધિપૂર્વક દીર્ઘ-કાળ સુધી જીવનમાં સદ્ગુણોની સાધના કરવી પડે છે. સદ્ગુણોની સાધના કર્યા વિના કે તેને પચાવ્યા વિના જ જીવનમાં આનંદપ્રાપ્તિનો જે ભાસ થાય છે, તે વાસ્તવિક આનંદ નથી પણ એક પ્રકારની ભ્રાન્તિ છે અને પરિણામે તે દુઃખમાં જ પરિણમે છે. સદ્ગુણોની સાધનાપૂર્વકનો આનંદ એ વજ્રની કોઠી જેવો સારભૂત આનંદ હોય છે. તે કોઈથી તૂટી શકતો નથી. તેને તોડવા જનાર ઉલટો તૂટી જાય છે. જ્યારે બીજો આનંદ ફુલાવેલા રબ્બરના ફુગા જેવો નિઃસાર હોય છે. તેને જરાક ટક્કર લાગતાં તરત જ તે તૂટી જાય છે અને નાશ પામે છે. એટલા માટે જીવનમાં જેમને નક્કર આનંદ, નિરાબાધ સુખ અને સાચી સમાધિ પ્રાપ્ત કરવાની ઈચ્છા હોય, તેમણે સદ્ગુણ સાધનાના માર્ગમાં

અવિરત મંડ્યા રહેવું, એ એક અનિવાર્ય અને આવશ્યક કર્ત્તવ્ય બની રહે છે.

જીવનમાં સદ્‌ગુણોની પ્રાપ્તિ અને તેને સ્થિર કરવા માટે સદ્‌ગુણી પુરૂષોની સાથે વસી, નમ્ર ભાવે તેઓની સેવા કરી, તેઓ પ્રત્યે હૃદયથી બહુમાનવાળા બની, તેઓની અંતરની કૃપા સંપાદન કરવા સાથે તેઓ તરફથી જે હિતબોધ મળે તેને પ્રયત્નપૂર્વક સમજી, વિચારી, શક્તિ મુજબ જીવનમાં ઉતારવા માટે અહર્નિશ પ્રયત્યશીલ રહેવું જરૂરી છે. સદ્‌ગુણ સાધનાનો એ જ ધોરી માર્ગ છે. ઘણી વખત ઇચ્છા હોવા છતાં સદ્‌ગુણી મહાપુરૂષોનો સાક્ષાત્ યોગ સૌ કોઈને માટે સુલભ નથી હોતો. આથી જે આત્માઓ જિજ્ઞાસા ધરાવતા હોવા છતાં સાક્ષાત્ યોગ જેઓને મળી શકતો નથી, તેઓના માટે આવું વાંચન પણ કાંઈક અંશે ઉપયોગી થશે, એમ ધારીને સદ્‌ગુણપોષક વિવિધ સામગ્રી આ પુસ્તકમાં રજૂ કરવામાં આવી છે.

પરમપૂજ્ય, પરમકૃપાળુ, મારા ગુરુમહારાજ પંન્યાસ-પ્રવર શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર તરફથી અનેક પ્રસંગોએ અનેક રીતિએ સદ્ગુણપોષક જે હિતોપદેશ મળ્યો છે, તેના આધારે ચિન્તન, મનન અને પરિશીલન કરી અલ્પ મતિ અનુસાર આ સંકલન તૈયાર કરવામાં આવ્યું છે. આમાં જે કાંઈ સારું છે, તે બધું તેઓશ્રીની કૃપાનું ફળ છે.

પરમપૂજ્ય પંન્યાસપ્રવર શ્રી પ્રવીણવિજયજી ગણિવર તરફથી આ કાર્યમાં અનેક વાર ઉપયોગી સલાહ-સૂચન, જરૂરી સાહિત્ય તથા ઉત્સાહપ્રેરક પ્રેરણા મળી છે. તેઓશ્રીની નિખાલસ પ્રેરણાએ પણ આ કાર્યમાં ખૂબ ઉત્સાહિત કરેલ છે. પૂ. પંન્યાસજી મહારાજના હૃદયમાં રહેલ અકૃત્રિમ ગુણાનુરાગ તથા તેઓની નિઃસ્વાર્થ પરોપકારવૃત્તિ સદાને માટે નમસ્કરણીય છે.

આ પુસ્તકના પૃ. ૭૭ થી ૯૩ સુધીના કુલ ૧૭ પૃષ્ઠોમાં 'શ્રી નવકાર સાર સંગ્રહ'—એ મથાળા નીચેનું લખાણ મુખ્યત્વે વિદ્વદ્રત્ન, ઉપાસનાપ્રિય પૂ. મુનિરાજ શ્રી જંબૂવિજયજી મહારાજના શ્રી નમસ્કાર મહામંત્ર વિષયક થયેલાં વ્યાખ્યાનોના આધારે તૈયાર કરી અહીં રજુ કરવામાં આવેલ છે. શ્રી નમસ્કાર મહામંત્રની આરાધના અંગે તેમના વિચારો અતિ સ્પષ્ટ, સરળ અને સાધકોને માટે ખાસ મનનીય છે.

વચનોનો આધાર લેવામાં આવ્યો છે. તે તમામ મહાનુભાવો પ્રત્યે કૃતજ્ઞતાભાવ દર્શાવીએ છીએ.

અલગ અલગ પ્રકરણોને અંગે વિશેષ જે કાંઈ કહેવાનું છે, તે પ્રકરણોના પ્રારંભમાં તે તે સ્થળે જણાવવામાં આવ્યું છે, તેથી તે બાબત અહીં વધુ વિસ્તાર કરતા નથી.

સમગ્ર પુસ્તકમાં કહેવાનો મુખ્ય સાર એ છે કે–ઉત્તમ સામગ્રીપૂર્વકનો માનવજન્મ એ સદ્ગુણોની પ્રાપ્તિ કરવા માટેનું એક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સાધન છે. એનો ઉપયોગ જીવનમાં સદ્ગુણોની સાધના વધે, એવા વિશિષ્ટ ધ્યેયની સિદ્ધિ માટે કરવો એ વિવેકી માત્રનું કર્તવ્ય છે. જે જે ઉપાયોથી ચિત્તવિશુદ્ધિ અધિક અધિક નિર્મલતાને પ્રાપ્ત કરે, તે તે ઉપયોગમાં આત્માને જોડી રાખવો, એ જ સદ્ગુણ સાધનાનું અંતિમ રહસ્ય છે. ઉત્તમ કુશલાનુબંધી ઉપાયોમાં આત્માને સતત જોડી રાખવાથી પ્રતિક્ષણ અશુભનો ક્ષય અને શુભની વૃદ્ધિ થવા લાગે છે, અને એ વૃદ્ધિ જ્યારે પરાકાષ્ઠાએ પહોંચે છે, ત્યારે જીવની સંપૂર્ણ વિશુદ્ધિ આપોઆપ પ્રગટે છે. આ બધાનું મૂળ જીવનમાં જાગૃતિપૂર્વક કરેલા સદ્ગુણો-નો અભ્યાસ છે. સદ્ગુણોનો અભ્યાસ જીવનમાં કેવી રીતે કરવો અને કેવી રીતે સદ્ગુણોને આત્મસાત્ બનાવવા, તે માટે અહીં અલ્પ પ્રયાસ કરવામાં આવ્યો છે. કોઈ એકાદ આત્માને પણ આ વાંચનથી સદ્ગુણ સાધનામાં પ્રેરણા મળશે, તો પણ અમારો આ પ્રયત્ન સફળ થયેલો ગણાશે.

સૌ કોઈ સદ્‌ગુણ પ્રત્યે રૂચિવાળા બની, સદ્‌ગુણોને જીવનમાં ઉતારી, તેમાં એકતાર થઈ, સ્વ–પર કલ્યાણ સાધનારા બને, એ જ શુભેચ્છા.

મતિમંદતા આદિના કારણે કાંઈ પણ શ્રી જિનાજ્ઞા વિરુદ્ધ લખાયું હોય, તે બદલ મિચ્છામિ દુક્કડં યાચીએ છીએ.

શિવગંજ (રાજસ્થાન)
વિ. સં. ૨૦૨૩ : ફાગણ સુદ ૧૧
તા. ૨૨–૩–૧૯૬૭

મુનિ કુંદકુંદવિજય



॥ શ્રી-શંખેશ્વર-પાર્શ્વનાથાય નમઃ ॥

॥ શ્રી-સદ્‌ગુરુદેવાય નમઃ ॥

# બે બોલ

સિદ્ધિ જીવનમાં તો જ પ્રાપ્ત થઈ શકે છે, કે જો જીવનમાં સાધના હોય. સાધના કરનારને સિદ્ધિ આપો-આપ આવી મળે છે. માટે સાધના એ જીવનનું સૌથી વધારે મહત્ત્વનું કર્ત્તવ્ય છે.

સમગ્ર જીવનમાં—આ લોક અને પરલોકમાં સર્વ પ્રકારનો ઉત્તમ અભ્યુદય અને છેવટે નિઃશ્રેય (મુક્તિ)ની સિદ્ધિ પ્રાપ્ત કરવા ઇચ્છતા જીવોને પૂજ્ય શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ ત્રણ પ્રકારના અભ્યાસ જીવનમાં કેળવવા માટે ભલામણ કરી છે. ૧—સતતાભ્યાસ, ૨—વિષયાભ્યાસ, અને ૩—ભાવાભ્યાસ. સતતાભ્યાસમાં અનેક પ્રકારના સદાચારોનો સમાવેશ થાય છે, કે જેનો સતત અભ્યાસ કરવાથી આત્મામાંથી પશુતા મટીને માનવતા વિકસે છે અને પરમાત્મપદ-પ્રાપ્તિ માટેની ઉત્તમ યોગ્યતા પ્રગટે છે. વિષયાભ્યાસમાં સમ્યગ્દર્શનાદિના વિષયભૂત પ્રભુનાં નામ તથા રૂપ (પ્રતિમા) ઉપર અનુરાગ કેળવવાનો છે, કે જેના બળથી બધા દોષો બળી જઈને પરમાત્મા સાથે એકતા પ્રાપ્ત થાય છે, જીવનના સર્વ સંકટો ટળી જાય છે અને ઉત્તમમાં ઉત્તમ માંગ-

લિક પદાર્થોની જીવનમાં આપોઆપ પ્રાપ્તિ થાય છે. ભાવાભ્યાસમાં સંસારના વિષમ સ્વરૂપનો અભ્યાસ કરવાનો છે, કે જેના બળથી સંસારની આસક્તિ અને તજ્જન્ય અનેક દોષો દૂર થાય છે. દિવ્ય જીવનની પ્રાપ્તિ માટે આ ત્રણેય અભ્યાસો અત્યંત જરૂરી છે.

પ્રસ્તુત પુસ્તક "**સદ્‌ગુણ સાધના**"માં મુનિ શ્રી કુંદકુંદવિજયજીએ આ વિષયને અનેક રીતે વિસ્તારીને સુંદર રીતે રજુ કર્યો છે. ભિન્ન ભિન્ન રૂચિ ધરાવતા અનેક ભૂમિકાના આત્માઓને ઉપયોગી ભરપૂર સામગ્રી આ પુસ્તકમાં છે.

૧-મનુષ્યપણું, ૨-મુમુક્ષુપણું, અને ૩-મહાપુરૂષનો આશ્રય-આ ત્રણેય દુર્લભ વસ્તુઓ લેખકને પ્રાપ્ત થયેલી છે. તેમના ગુરૂદેવ પૂ.પં.શ્રી **ભદ્રંકરવિજયજી મહારાજા, કે જેઓ એક વિરલ સંત છે,** તેમની નિશ્રામાં રહીને તેમણે જે જીવનમાં મેળવ્યું છે, તેનું આમાં પ્રતિબિંબ છે. લેખક અને વાચક ઉભયનો પરિશ્રમ સ્વ-પર ઉદ્ધાર અને સ્વ-પર ઉપકાર દ્વારા સાર્થક થાઓ, એ જ મહેચ્છા.

દાદાવાડી, **માંડવી** (કચ્છ)
વિ. સં. ૨૦૨૧, મહા સુદિ ૮
(પ્રથમાવૃત્તિમાંથી)

પૂજ્યપાદ ગુરૂદેવ મુનિરાજ
**શ્રી ભુવનવિજયાન્તેવાસી**
**મુનિ જંબૂવિજય**

તેટલી જ સાદી, સરળ અને અસરકારક પણ છે. તેમાંના ગમે તે પ્રકરણ ઉપર ઉંડો વિચાર કરવાથી આત્મા કોઈ અલૌકિક આધ્યાત્મિક પ્રદેશમાં વિચરતો હોય તેવો ભાસ થાય છે.

"સદ્ગુણ સાધના"ની આ બીજી આવૃત્તિના ૬૦૮ પૃષ્ઠ સુધી છાપેલા તમામ ફરમા મેં જોયા છે અને તેમાં સદ્ગુણ સાધના માટેની વિવિધ સામગ્રી એટલી બધી વિપુલ પ્રમાણમાં છે કે-દરેક ભૂમિકાવાળા સાધકને તેમાંથી પોતાને યોગ્ય કાંઈક ને કાંઈક જરૂર મળી શકશે.

પૂ. મુનિરાજ શ્રી કુંદકુંદવિજયજી મહારાજના "સદ્ગુણ સાધના" નામના આ પુસ્તકનું તથા પૂ. કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવંત શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ રચિત યોગશાસ્ત્રાદિ ગ્રન્થોના આધારે મુનિશ્રીએ તૈયાર કરેલ બીજા પ્રસ્તાવના સહિત ૬૫૬ પૃષ્ઠના "ધર્મ સાધના" નામના પુસ્તકનું, કે જેમાં આચાર, વિચાર, યોગ, અધ્યાત્મ તથા નમસ્કાર મહામંત્ર સંબંધી અનેક ઉપયોગી વિષયો સુંદર રીતે રજુ કરવામાં આવ્યા છે, તે બન્ને પુસ્તકનું હિંદીમાં સરળ ભાષાન્તર ટૂંક સમયમાં જૈન સમાજના કરકમલમાં રજુ કરી યત્કિંચિત શાસનસેવા કરવાની તીવ્ર ભાવના હું સેવી રહ્યો છું. શ્રી દેવ-ગુરૂકૃપાથી, શ્રી સંઘના પુણ્યપ્રભાવથી અને શ્રી શાસનદેવની સહાયતાથી આ કાર્ય શીઘ્ર પાર પડે, એમ પ્રાર્થના કરૂં છું.

શિવગંજ (રાજસ્થાન)
વિ. ૨૦૨૩-મહા વદ ૧૩

—ઋષભદાસ જૈન

# પ્રકાશકીય નિવેદન

"સદ્ગુણ સાધના" નામના આ પુસ્તકની પ્રથમ આવૃત્તિની તમામ નકલો ખપી જવાથી કેટલાક સમયથી તેને માટે અનેક ભાવિકો તરફથી સતત માંગ રહ્યા કરતી હતી. આજે તેની આ બીજી આવૃત્તિ પ્રગટ કરતાં અમોને અત્યંત હર્ષ ઉત્પન્ન થાય છે. આ પુસ્તકના વાંચનથી અનેક ગુણાનુરાગી ભવ્ય આત્માઓએ પ્રસન્નતા અનુભવી છે. તે સંબંધી અનેક વાંચકો તરફથી અમોને સુંદર અભિપ્રાયો મળ્યા છે.

મદ્રાસનિવાસી શ્રી ઋષભદાસજી જૈન, કે જેઓ એક આરાધનાપ્રિય મહાન આત્મા છે. રાત્રિ-દિવસ મળીને દર-રોજ લગભગ આઠ કલાક તેઓ પોતાની ઉપાસનામાં પસાર કરે છે અને તેમની ટેક પણ જબરી છે. પોતાની રોજની કરવાની આરાધના જ્યાં સુધી પૂર્ણ ન થાય, ત્યાં સુધી તેઓ જલપાન સુદ્ધાં પણ કરતા નથી. તેઓ જેમ ઉપાસક છે, તેમ સારા વિચારક પણ છે. તેમનું ચિંતન-મનન ઘણું ઉંડું અને વિશાળ છે. આવા ઉપાસના પ્રિય અને વિચારક મહાન આત્માને "સદ્ગુણ સાધના" પુસ્તકનું વાંચન પ્રમોદ ભાવનું કારણ બન્યું, એ હકીકત અમારે મન ઘણા જ આનંદનો

વિષય બની છે. આ પુસ્તકને માટે તેમણે પોતાનો જે નમ્ર અભિપ્રાય રજુ કર્યો છે, તે આ પુસ્તકમાં "સદ્‌ગુણ સાધનાની ઉપયોગીતા વિષે મારૂં નમ્ર મંતવ્ય"-એ મથાળા નીચે પ્રગટ થયેલ છે. તેઓશ્રી હિંદી ભાષામાં આ સાહિત્યને પ્રગટ કરવાની ભાવના રાખે છે, તે જાણીને અમો વિશેષ આનંદ અનુભવીએ છીએ. એમ થવાથી હિંદી ભાષાના જાણકાર વિશાળ સમુદાયને આ સાહિત્યવાંચનનો સુંદર લાભ મળશે. અમો તેમની એ શુભ ભાવનાને હૃદયના ઉમળકા સાથે આવકારીએ છીએ.

સદ્‌ગુણ સાધનાની આ બીજી આવૃત્તિમાં પ્રથમ આવૃત્તિ કરતાં ૧૫૨ પૃષ્ઠ વધુ રોકવામાં આવ્યા છે અને તેમાં આત્મવિકાસમાં ઉપયોગી અનેક નવા વિષયો રજુ કરવામાં આવ્યા છે. તે બધી હકીકત આ પુસ્તકમાં રજુ થયેલ વિગતવાર અનુક્રમણિકા જોવાથી માલુમ પડશે.

સમગ્ર શુભ કરણીનું મૂળ સમ્યક્ શ્રદ્ધા છે અને એ શ્રદ્ધાનું પણ મૂળ જ્ઞાન છે. કોઈ પણ પ્રજા સમ્યગ્‌જ્ઞાનના આધાર વિના પોતામાં જાગૃત થયેલા શુભ સંસ્કારોને સ્થિર કરી શકે નહિ, એટલું જ નહિ પણ તે કોઈ પણ ક્ષેત્રમાં વાસ્તવિક પ્રગતિ કરી શકે નહિ. આથી મનુષ્યના સર્વતોમુખી વિકાસમાં જો કોઈનો મુખ્ય ફાળો હોય, તો તે જ્ઞાનનો છે. આ જ્ઞાન તેનાં સાધનો વિના પ્રાપ્ત થઈ શકે નહિ. સમ્યક્ શ્રદ્ધા, પ્રભુભક્તિ અને ઉત્તમ આચાર-વિચાર પોષક ગ્રન્થો-પુસ્તકો પણ જ્ઞાનપ્રાપ્તિ માટેનું એક સાધન

## પૂ. મુનિરાજ શ્રી કુંદકુંદવિજયજી મહારાજ સંપાદિત પુસ્તકોની સંક્ષિપ્ત યાદી.

—*—

| | | |
|---|---|---|
| (૧) | ધર્મ સાધના ( આવૃત્તિ બીજી ) | ૪–૦ |
| (૨) | સદ્ગુણ સાધના ( આવૃત્તિ બીજી ) | ૪–૦ |
| (૩) | મહા મંત્રની સાધના ( આવૃત્તિ ત્રીજી ) | ૧–૦ |
| (૪) | નીતિ સાધના | ૦–૬૨ |
| (૫) | સમકિત સાધના | ૦–૫૦ |
| (૬) | ભક્તિ સાધના | ૧–૨૫ |
| (૭) | અણુવ્રત સાધના | ૦–૫૦ |
| (૮) | દૈનિક સાધના | ૧–૨૫ |
| (૯) | અધ્યાત્મ સાધના | ૧–૨૫ |
| (૧૦) | સિદ્ધચક્ર સાધના | ૨–૫૦ |
| (૧૧) | નિત્ય સાધના | ૧–૦૦ |
| (૧૨) | ચિંતન કણિકા | ૦–૭૫ |
| (૧૩) | સદ્ગુણ સંચય | ૧–૫૦ |
| (૧૪) | ધર્મ મીમાંસા | ૦–૭૫ |
| (૧૫) | સાધના પ્રકાશ ( કિરણ પહેલું ) | ૦–૩૦ |
| (૧૬) | નવ પદ આરાધના ( પરિચય પુસ્તિકા ) | ૦–૨૫ |

# ✻ અનુક્રમણિકા ✻

| અનુક્રમ | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ૧ | **સદ્ગુણ મીમાંસા.**<br>હેતુ, સ્વરૂપ અને અનુબંધથી ક્ષમા (સદ્ગુણ) સંબંધી વિચારણા. | ૧ |
| ૨ | **સદ્ગુણપ્રાપ્તિ માટે પાત્રતા કેળવવાના મનનીય ૨૮ ઉપાયો.**<br>'અધ્યાત્મસાર' ગ્રંથના આધારે. | ૯ |
| ૩ | **સદ્ગુણ સાધનામાં સાધક-બાધક તત્ત્વો.** | ૧૩ |
| ૪ | (૧) સાધનામાં પ્રતિબંધક તત્ત્વો.<br>ગુણીજનમાત્સર્યાદિ ૧૩ બાબતો. | ૧૩ |
| ૫ | (૨) તત્કાલ ટાળવા જેવી ત્રૂટિઓ.<br>ધર્મકાર્યમાં પ્રમાદ આદિ ૬ બાબતો. | ૧૩ |
| ૬ | (૩) મહા અનર્થકર ત્રૂટિઓ.<br>મિથ્યાભિનિવેશ આદિ ૯ બાબતો. | ૧૩ |
| ૭ | (૪) સાધનામાર્ગથી ચલિત કરનારા દોષો.<br>કામવિકાર આદિ ૨૬ બાબતો. | ૧૩ |
| ૮ | (૫) નિયમિત અભ્યાસ દ્વારા પ્રાપ્ત કરવા લાયક કરુણા, મૈત્રી આદિ અનેક સદ્ગુણો. | ૧૪ |

卐

# ઉત્તમ પુરૂષોની સંપત્તિ

धर्मे तत्परता, मुखे मधुरता, दाने समुत्साहिता
मित्रेऽवंचकता, गुरौ विनयता, चित्तेऽति गंभीरता ।
आचारे शुचिता, गुणे रसिकता, शास्त्रेऽतिविज्ञानिता,
रूपे सुन्दरता, प्रभौ भजनिता, सत्स्वेव संदृश्यते ॥ १ ॥

ભાવાર્થ-ધર્મમાં સદા તત્પરતા, વાણીમાં મધુરતા, દાનમાં અત્યંત ઉત્સાહપણું, મિત્રજન પ્રત્યે સરળતા, ગુરૂજન-પૂજ્યવર્ગને વિષે વિનયતા, ચિત્તને વિષે અત્યંત ગંભીરતા, આચારમાં પવિત્રતા, સદ્ગુણ ઉપાર્જનમાં અત્યંત રસિકતા, શાસ્ત્રને વિષે વિશિષ્ટ જ્ઞાનપણું, રૂપને વિષે સુંદરતા-રૂપની સાથે સદાચારપણું અને પરમાત્માને વિષે ભક્તિભાવ; આ બધા સદ્ગુણો ઉત્તમ પુરૂષોને વિષે જ દેખાય છે, કારણ કે-એવા સદ્ગુણો એ જ તેઓની સાચી સંપત્તિ હોય છે. સદ્ગુણ ઉપાર્જનના માર્ગમાં હંમેશાં તત્પર રહેનાર આત્મા ક્રમે ક્રમે મહાત્મા બની અંતે પરમાત્મા પણ બની શકે છે.

॥ ॐ ह्रीँ श्रीँ अर्हं नमः ॥

# સદ્‌ગુણ સાધના




: લેખક અને સંપાદક :

પૂ. મુનિરાજ શ્રી કુંદકુંદવિજયજી મહારાજ

# ગુણ-બહુમાનનું સામર્થ્ય

जं अब्भसेइ जीवो, गुणं च दोसं च इत्थ जम्मम्मि ।
तं परलोए पावइ, अब्भासेणं पुणो तेणं ॥१॥

અર્થ: જીવ, આ જન્મમાં ગુણ અને દોષોનો જેવો અભ્યાસ પાડે છે, તેના અભ્યાસવડે પરલોકમાં તે જ ગુણ અને દોષને પ્રાપ્ત કરે છે. તે સંબંધી શ્રી ધર્મબિન્દુ ગ્રન્થરત્નની વૃત્તિમાં પણ ફરમાવ્યું છે કે— "ગુણો પ્રત્યે બહુમાન ધારણ કરનારા જીવો એ બહુમાન દ્વારા ઉપાર્જન કરેલ અચિન્ત્ય પુણ્યસમૂહના સામર્થ્યથી આ લોક અને પરલોકમાં શરદ ઋતુના ચંદ્રકિરણના સમૂહ જેવા ઉજ્જવળ ગુણસમુદાયને અવશ્ય પ્રાપ્ત કરે છે, કારણ કે—ગુણ-બહુમાનનો આશય-અધ્યવસાય ચિંતામણિ રત્ન કરતાં પણ અધિક શક્તિથી યુક્ત છે."

—શ્રી ધર્મબિન્દુ, અધ્યાય ૧/૫૭

ધનાથી સર્વની આરાધના અને એકની વિરાધનાથી સર્વની વિરાધના થાય છે, એમ સિદ્ધાન્તમાં કહેવાયું છે.*

કોઈ પણ એક સાચા સદ્‌ગુણની આરાધના કરવાથી પરિણામે સર્વ સદ્‌ગુણોની આરાધના થઈ જાય છે, કારણ કે-કોઈ પણ સદ્‌ગુણની સાધના જ્યારે પરાકાષ્ઠાએ પહોંચે છે, ત્યારે બીજા તમામ ગુણો તેનામાં પોતાની મેળે પ્રગટી ઊઠે છે; અને એ પ્રમાણે બને ત્યારે જ એક સદ્‌ગુણની સાધના સંપૂર્ણ બની છે એમ કહી શકાય. 'જે એકને જાણે છે તે સર્વને જાણે છે.' કારણ કે-વાસ્તવિક રીતે 'જે સર્વને જાણે છે તે જ એકને પણ જાણી શકે છે.' આ પણ સિદ્ધાન્ત છે. અનેકાન્ત દૃષ્ટિએ આ રીતે ભેદમાં અભેદ અને અભેદમાં પણ ભેદ રહેલો છે.

સદ્‌ગુણોને સમજવા અને જીવનમાં ઉતારવા માટે તેનો અનેક રીતે વિચાર કરવો જરૂરી છે. દૃષ્ટાન્ત તરીકે જ્યારે ક્ષમાગુણનો વિચાર કરવો હોય, ત્યારે તેના હેતુ, સ્વરૂપ અને અનુબંધ આદિથી તેની વિચારણા નીચે મુજબ થઈ શકે છે.

## ક્ષમાનો હેતુ

ક્રોધના ઉપશમને ક્ષમા કહેવાય છે. ક્ષમાનો પ્રતિપક્ષી ક્રોધ છે અને તે સર્વ પુરૂષાર્થનો ઘાતક છે. ભૂતકાળમાં

---

* एगम्मि पूइए सव्वे ते पूइया होंति,
एगम्मि हीलिए सव्वे ते हीलिया होंति ॥
—શ્રી લલિતવિસ્તરા.

# સદ્‌ગુણપ્રાપ્તિ માટે પાત્રતા કેળવવાના ઉપાયો

( શ્રી અધ્યાત્મસારના આધારે )

**નીચેના** ગુણોને ખૂબ મહત્ત્વના માની, તેને જીવનમાં ઉતારવા માટે શક્ય પ્રયત્ન કરવાથી જીવનમાં પાત્રતા કેળવાય છે. અંતે તો જીવનમાં કેળવાયેલી પાત્રતા એ જ સર્વ સદ્‌ગુણોને ટકાવનાર, વધારનાર અને સાનુબંધ બનાવનાર એક અજોડ જડીબુટ્ટી છે.

(૧) કોઈને પણ નિંદનીય માનવો નહિ. પાપીમાં પાપી જીવ પ્રત્યે પણ ભવસ્થિતિ ચિન્તવવી.

(૨) કોઈ પણ એક અસાધારણ ગુણને વરેલ આત્મા પ્રત્યે પણ હૃદયમાં બહુમાન ધારણ કરવું. ગુણનો લેશ પણ કોઈ જગ્યાએ જો જોવા મળે તો આનંદિત થવું.

(૩) લોકસંજ્ઞાને છોડી દેવી. શાસ્ત્રસંજ્ઞાને કેળવવી.

(૪) હિતકર વચન જો નાના બાળકનું પણ હોય તો તે ગ્રહણ કરવું.

(૫) દુર્જન પ્રત્યે દ્વેષ ન કરવો. બીજા ઉપર દ્વેષબુદ્ધિ એ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમાં પ્રતિબંધક છે. તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમાં નીચે મુજબ અદ્વેષ આદિ આઠ અંગો છે.

(a) **અદ્વેષ** એટલે બીજા જીવો અથવા તત્ત્વો ઉપર અપ્રિયતાનો અભાવ.

(b) **જિજ્ઞાસા** એટલે તત્ત્વને જાણવાની ઈચ્છા.

(c) **શુશ્રૂષા** એટલે તત્ત્વને સાંભળવાની ઈચ્છા.

(d) **શ્રવણ** એટલે તત્ત્વને સાંભળવું.

(e) **બોધ** એટલે સાંભળેલ તત્ત્વોનો અવગમ–જાણપણું.

(f) **મીમાંસા** એટલે બોધ પછીનું તત્ત્વનું મનન.

(g) **પ્રતિપત્તિ** એટલે મનન પછી તત્ત્વનો સ્વીકાર અર્થાત્ તત્ત્વનિશ્ચય. 'આ આવું જ છે.'–એવો નિર્ણય.

(h) **પ્રવૃત્તિ** એટલે તત્ત્વનિર્ણય પછીનું તદનુસાર અનુષ્ઠાન.

આ રીતે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અષ્ટાંગી છે. તેની પ્રાપ્તિમાં **અદ્વેષભાવ એ પ્રથમ હેતુ** છે. આથી કોઈ પણ જીવ પ્રત્યે દ્વેષ ન કરવો એ રહસ્ય છે.

(૬) પોતાના ભૌતિક કાર્યો માટે પારકી આશા કદી સેવવી નહિ, પણ સ્વાશ્રયી રહેવું.

(૭) સ્વજન–સંયોગોને નિઃસ્વાર્થભાવે વેદવા. સર્વ સંયોગ–સંબંધને બંધન રૂપ જાણવા.

(૮) જો કોઈ સ્તુતિ કરે તો ફુલાવું નહિ અને જો કોઈ નિંદા કરે તો કોપાયમાન થવું નહિ.

(૯) સદાચારી ધાર્મિક પુરૂષોની સેવા કરવી.

(૧૦) તત્ત્વની જિજ્ઞાસા રાખવી.

(૧૧) જીવન પવિત્ર ગાળવું.

(૧૨) કષ્ટ વખતે સ્થિર-ધીર રહેવું.

(૧૩) નિર્દંભ જીવન ગાળવું.

(૧૪) ઇન્દ્રિયોના અનુકૂળ વિષયો પ્રત્યે વૈરાગ્ય કેળવવો.

(૧૫) સાંસારિક વિષય-કષાયાદિ ભાવોનું વિરૂપપણું ચિંતવવું.

(૧૬) શરીર, ધન, વૈભવ આદિની મૂર્ચ્છા ઉતારતાં રહેતું.

(૧૭) ભગવાન પ્રત્યે ભક્તિ વધારવી.

(૧૮) સ્વાધ્યાય, ધ્યાન તથા જાપ માટે શાન્ત અને પવિત્ર સ્થાન પસંદ કરવું.

(૧૯) સમ્યક્ત્વ દૃઢ કરવું.

(૨૦) પ્રમાદનો વિશ્વાસ ન કરવો.

(૨૧) આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા સદા ઝંખના રાખવી.

(૨૨) વય, સદાચાર અને જ્ઞાનથી વૃદ્ધ પુરૂષોને અનુસરવું.

(૨૩) કુવિકલ્પો છોડવા.

(૨૪) આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવા નિત્ય તલસવું.

ઉપાય છે. એક સદ્‌ગુણનો વિશેષ અભ્યાસ થયા પછી બીજા ગુણનો અભ્યાસ શરૂ કરવો. એ પ્રમાણે એક પછી એક એમ સદ્‌ગુણોનો ક્રમસર અખંડિત અભ્યાસ ચાલુ રાખવાથી, થોડાં જ મહિનાઓ પછી અભ્યાસીના જીવનમાં મોટો ફેરફાર થતો અનુભવાય છે.

સદ્‌ગુણોના અભ્યાસથી જીવન પવિત્ર, પ્રસન્ન અને શાન્ત બને છે. જીવનને પવિત્ર, પ્રસન્ન અને શાન્તિમય બનાવવું એ જ તમામ સાધનાનું પ્રધાન ફળ છે.

સદ્‌ગુણના સાધકે પોતાની આંતરિક પરિણતિ વારંવાર તપાસ્યા કરવી જોઈએ. જીવનમાં જો પવિત્રતા, પ્રસન્નતા અને શાન્તતા વધતાં દેખાય, તો સમજવું કે-સદ્‌ગુણની સાધના લાગુ પડી છે અને તેના અભ્યાસનું ફળ પોતાને પ્રાપ્ત થઈ રહ્યું છે.

"ખંત અને ઉત્સાહપૂર્વકના નિયમિત અભ્યાસ દ્વારા દુષ્કર કાર્યો પણ સુકર બને છે."-એવા વિશ્વાસને દૃઢ કરીને, સદ્‌ગુણના અભ્યાસમાં શરૂઆતમાં જો કંટાળો આવે, તો પણ તેને વળગી રહેવું તેમાં આત્માનું એકાન્ત કલ્યાણ છે. સદ્‌ગુણ-સાધના માટે જેટલો પુરૂષાર્થ ફોરવવામાં આવે છે, તે કદી પણ નિષ્ફળ જતો નથી. અવસર પ્રાપ્ત થયેથી તેનો અનેક ગુણો બદલો અભ્યાસીને અવશ્ય મળે છે.

**ખાસ લક્ષ્યમાં રાખવા લાયક :** સદ્‌ગુણની સાધના માટે તત્પર થયેલા આત્માર્થી જનોએ નીચેની હકીકત ખાસ લક્ષ્યમાં રાખવા લાયક છે.

કરવો. સમાનધર્મી પ્રત્યે ખૂબ ધર્મપ્રેમ વધારવો, ગુણવંત આત્માઓ પ્રત્યે પ્રમોદભાવ ધારણ કરવો, વિરૂદ્ધ ધર્મી પ્રત્યે માધ્યસ્થ્યભાવ અને દુઃખી પ્રત્યે કરૂણાભાવ કેળવવો.

આ ચાર ભાવનાથી વિપરીત ભાવ ન સ્પર્શે તે માટે સતત જાગરૂક રહેવું. આત્માને હંમેશાં ચાર ભાવનામાં રમણતા કરાવવાનો પ્રયાસ કરવો, એ યોગ અને અધ્યાત્મ માર્ગનું સર્વસ્વ છે. તે એક મહાન યોગ છે, એટલું જ નહિ પણ બીજા તમામ યોગો માટે પ્રાણપૂરક તત્ત્વ પણ છે. તેનાથી દોષોની સત્તા નિર્મૂળ બને છે. હંમેશાં ચાર ભાવનામાં રમણ કરનારો આત્મા પોતાના સહજ ગુણોમાં રમણ કરનારો હોવાથી તેને કેટલાક 'બ્રહ્મવિહાર' પણ કહે છે.

(૫) આપણો આત્મા નિશ્ચયથી સિદ્ધસ્વરૂપ હોવા છતાં વર્તમાનમાં અજ્ઞાની, નિર્ગુણી, પાપી અને સર્વ પ્રકારના દોષોથી ભરેલો છે, એ ન ભૂલવું. એના પ્રતિકાર માટે નિત્ય અધિક જ્ઞાની, અધિક ગુણી, અધિક પુણ્યશાળી અને અધિક નિર્દોષ પુરૂષોની સત્સંગતિને ચાહવી અને એમની શીતળ છાયા નીચે રહેવું.

(૬) ચારિત્રધર્મ એ વીર પુરૂષોનો માર્ગ છે. તેને સિંહની જેમ સ્વીકારવો અને સિંહની જેમ પાળવો એ આપણો આદર્શ હોવો જોઈએ.

**સાધનાનું અંતિમ રહસ્ય :** સાચા ભાવે દેવ, ગુરૂ અને ધર્મનું પારતંત્ર્ય કેળવવું. તેઓને સમર્પિત રહેવું.

# સાધનામાર્ગમાં પથ્યાપથ્ય

જીવનમાં સદ્‌ગુણની સાધના કરવી, એ અહંકારાદિ આત્મિક રોગોને ટાળવાના એક ઔષધ રૂપ છે. દરેક ઔષધને પથ્ય અને અપથ્ય—એમ બન્ને બાજુઓ હોય છે. પથ્યના પાલનથી ઔષધ શીઘ્ર રીતિએ અને અનેકશઃ ગુણકારી બને છે અને તેથી ઉલટું અપથ્યના સેવનથી ઔષધ ગુણકારી તો બનતું નથી, પણ કેટલીક વાર ઉલટી અસર પણ કરે છે. એટલા માટે પથ્યાપથ્યનો વિવેક કરી અપથ્યસેવનથી દૂર રહેવામાં અને પથ્યપાલનમાં સાધક જેટલો અધિક આદરવાળો બને છે, તેટલો તે સાધનાના માર્ગમાં વધારે પ્રગતિ કરી શકે છે. પથ્યમાં આદરવાળા થવું, એ પ્રત્યેક વિવેકી સાધકનું પરમ કર્ત્તવ્ય છે.

## બહારના વિઘ્નો

સાધકને બે પ્રકારના વિઘ્નો છે. એક બહારના અને બીજા અંદરના. બહારના વિઘ્નોમાં મુખ્ય વિઘ્ન કુસંસર્ગ છે. કુસંસર્ગ એટલે ખરાબ માણસોનો સંસર્ગ, ખરાબ પુસ્તકોનો સંસર્ગ, ખરાબ દેખાવોનો સંસર્ગ, ખરાબ વચનોનો સંસર્ગ, ખરાબ સંગીતોનો સંસર્ગ અને ખરાબ વિચારોનું રટણ.

વૈરાગ્યને, શાન્ત રસને અને સાત્ત્વિક રસને પોષનારી

શ્રી વીતરાગ પુરૂષોની મુદ્રાઓ, તેઓનાં વચનો, તેઓની અદ્‌ભુત કથાઓ અને ઉત્તમ સંગીતાદિ જેમ ઉત્તમ સાત્વિક ભાવોને જાગૃત કરે છે, તેમ ખરાબ આલંબનો ખોટી અસર ઉપજાવવામાં પ્રબળ નિમિત્તભૂત બને છે. શ્રી યોગશાસ્ત્રના નવમા પ્રકાશમાં આપવામાં આવેલું તે સંબંધી નીચેનું મંતવ્ય ખાસ ઉપયોગી છે.

नासद्ध्यानानि सेव्यानि, कौतुकेनापि किन्त्विह ।
स्वनाशायैव जायन्ते, सेव्यमानानि तानि यत् ॥

કુતૂહલ વૃત્તિથી એટલે કે-પરીક્ષા કરવા અર્થે. જેમ કે- 'પરીક્ષા કરી જોઉં કે આનાથી મને શું અસર થાય છે?' અથવા 'મને કાંઈ અસર થાય જ નહિ'-એવી રીતે કુતૂહલ વૃત્તિથી પણ અસદ્‌ આલંબનોનો પરિચય કરવો નહિ, કારણ કે-તેથી પોતાનો નાશ જ થાય છે.

મનુષ્યનું મન પાણી જેવું છે. તે જેના સંસર્ગમાં આવે તેના આકારનું બની જાય છે. ખરાબ સંસર્ગમાં ખરાબ બને છે અને જ્યારે શ્રી અરિહંતાદિ પંચપરમેષ્ઠિઓના સંસર્ગમાં આવે છે ત્યારે તેઓના જેવું બની જાય છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી, મનને ખરાબ સંસર્ગથી બચાવી લેવું જોઈએ અને સારા સંસર્ગમાં જોડવું જોઈએ.

દુરાચારી માણસો મોટા ભાગે ખરાબ સંસર્ગથી જ દુરાચારી બન્યા હોય છે.

મોટા મોટા ગણાતા ગુન્હાઓની ઉત્પત્તિ અનુક્રમે

આ પ્રમાણે થાય છે. કામમાંથી ક્રોધ, ક્રોધમાંથી મોહ, મોહમાંથી સ્મૃતિભ્રંશ, સ્મૃતિભ્રંશથી બુદ્ધિનાશ અને બુદ્ધિનાશથી પાપાચરણ ઉત્પન્ન થાય છે. પરંતુ એ કામાદિનું પણ મૂલ કારણ તો ખરાબ સંસર્ગ છે.

કામ-ક્રોધાદિ દુર્ગુણો તથાવિધ કર્મોદયથી દરેકમાં હોય છે. પવન જેમ અગ્નિને પ્રદીપ્ત કરે છે, તેમ કુસંસર્ગ તે કામ-ક્રોધાદિને ઉત્તેજિત કરે છે.

ખરાબ સાંભળવું, ખરાબ જોવું, ખરાબ ગાવું, ખરાબ બોલવું, ખરાબ ચાલવું, ખરાબ વસવું અને ખરાબ સંકલ્પ-વિકલ્પો કરવા વગેરે અંદરના છૂપા રહેલા દોષોને તથા વિઘ્નોને એકદમ વધારી મૂકે છે. ત્રિભુવનપતિ શ્રી તીર્થંકર પરમાત્મા ભગવાન શ્રી મહાવીરદેવ આદિ મહાપુરુષોને પણ અંદરના શત્રુઓ સાથે ઘોર યુદ્ધ કરવું પડ્યું હતું, તો બીજાઓ કે જે તેઓશ્રીના પગની રજ સરખા પણ નથી, તેઓએ ખરાબ સંસર્ગમાં રહીને દોષોને જીતવાની બડાઈ કરવી એ ખતરનાક છે.

એથી જ ખરાબ સંસર્ગનો ત્યાગ કરી સારા સંસર્ગમાં રહેવું, એ સાધનમાર્ગમાં સૌથી પ્રથમ શરત છે.

સદાચારી પુરુષોની વચ્ચે વસવા માત્રથી અનેક પાપી આત્માઓનો પણ ઉદ્ધાર થયો છે. સાધનમાર્ગમાં એ ઉત્તમ પ્રકારના પથ્યનું પાલન પ્રથમ આવશ્યક છે અને કુસંસર્ગમાં રહેવું એ સૌથી મોટું કુપથ્ય ખાસ તજવા

યોગ્ય છે, કારણ કે–બહારનું સૌથી મોટામાં મોટું એ વિઘ્ન છે.

## અંદરનાં વિઘ્નો

### ૧–કામ

અંદરનાં વિઘ્નોમાં કામ એ સૌથી પ્રથમ વિઘ્ન છે. કામવાસના અનેક દોષોની ઉત્પત્તિનું સ્થાન છે. શિકાર, જુગાર, સુરાપાન, પરનિન્દા, ખરાબ સ્ત્રીઓનો સંગ, હલકી જાતના ગીત–નૃત્ય આદિનો શૉખ અને જ્યાં–ત્યાં રખડવું,–એ બધી કુટેવો કામીપુરુષની વૃત્તિમાં હોય છે.

ઉત્તમ સદાચારી પુરુષોની વચ્ચે વિનમ્ર ભાવે વસવું તથા બ્રહ્મચર્યની નવ વાડોનું પાલન કરવું, એ કામવાસના ઉપર કાબૂ મેળવવાનો સરળ ઉપાય છે. વળી નીચેના વિચારોનું પુનઃ પુનઃ પરિશીલન તથા તેનો અનુભવ પણ કામવાસના ઉપર કાબૂ મેળવવા માટે પરમ સહાયકારક છે.

(૧) સર્વ વિશ્વ પ્રત્યે મૈત્રીભાવ કેળવવો. સ્ત્રીજાતિ પ્રત્યે માતૃભાવ કેળવવો. માતા સંબંધી વિચારો પવિત્રતા ટકાવવા માટે પ્રબળ પ્રેરણાદાયક બને છે.

(૨) આધ્યાત્મિક જીવનના વિકાસ માટે અખંડ બ્રહ્મચર્યની અતિ આવશ્યકતા છે. બ્રહ્મચર્ય એ ઉત્તમ તપ છે.

(૩) શરીર એ આત્માનું મંદિર છે, માટે તેને પવિત્રતમ રાખવું જોઈએ. બ્રહ્મચર્ય પાળવું એ જ શરીરને પવિત્રતમ રાખવાનો ઉપાય છે.

(૪) ભારે અને માદક ખોરાક કામોત્તેજક છે. કઠિન શય્યા અને વહેલું શયન એ બ્રહ્મચર્ય માટે સહાયક છે. ઉપવાસ અને ઉનોદરી પણ તેમાં સહાયક છે. આસન, મુદ્રા અને પ્રાણાયામ ખરાબ વિચારોને અટકાવે છે.

(૫) રાગજનક પદાર્થો ઉપરનો પ્રેમ વાસના ગણાય છે અને એ જ પ્રેમને શ્રી વીતરાગદેવની સાથે જોડવાની શુભ ભાવના ગણાય છે. વાસના સર્વ દુર્ગુણોનું મૂળ છે અને શુભ ભાવના સર્વ સદ્‌ગુણોની જનેતા છે. એટલે કે–અયોગ્ય સ્થાનેથી પ્રેમને પલટાવીને તેને પ્રભુમાં જોડવાનો પ્રયત્ન કરવો જોઈએ. તે વિના ભયંકર દોષો જીતી શકવા અશક્ય છે. એ રીતે પ્રેમનું રૂપાન્તર કરવું, એ કામને જીતવાનો ઉત્તમમાં ઉત્તમ ઉપાય છે અને તેથી આત્મિક આનંદનો પણ અનુભવ થાય છે. આત્મિક આનંદનો અનુભવ થયા વિના વૈષયિક આનંદની વૃત્તિ સંપૂર્ણપણે ખસે નહિ.

(૬) ગૃહસ્થ સાધકોએ પણ જો બની શકે તો સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું અને તેમ જો ન જ બની શકે તો સંપૂર્ણ બ્રહ્મચર્યની ભાવના રાખીને ઓછામાં ઓછું સ્વસ્ત્રીમાં સંતુષ્ટ બની પરદારાનો અભિલાષ તજવો.

## ૨–ક્રોધ

અંદરનાં વિઘ્નોમાં ક્રોધ પણ એક ભયંકર કોટિનું વિઘ્ન છે. ક્રોધને જીતવાનો એક ઉપાય ક્રોધથી થતા અનર્થોની વિચારણા કરવી તે છે. વારંવાર અનુપ્રેક્ષાપૂર્વક

વિચારણા કરવાથી ધીરે ધીરે ક્રોધ ઉપર કાબૂ આવતો જશે. તે વિચારણા નીચે મુજબ થઈ શકે.

(૧) કોઈ પણ દુર્ગુણ એકલો હોતો જ નથી, પણ તેની પાછળ બીજા અનેક દુર્ગુણોની હારમાળા હોય જ છે. આથી એક દુર્ગુણને જીતવાથી તેના સહચારી બીજા પણ અનેક દુર્ગુણો વિના પ્રયત્ને જીતાઈ જાય છે.

(૨) ક્રોધની સાથે પૈશુન્ય, સાહસ, દ્રોહ, ઈર્ષ્યા, અસૂયા, કઠોર વચન, અસત્ય આદિ અનેક દોષો રહેલા હોય છેઃ એટલે કે–એક ક્રોધને જીતવાથી એ બધા દોષો નબળા પડી જાય છે.

(૩) ક્રોધથી ચહેરો બિહામણો થાય છે, આંખો ફૂલીને લાલ ટેટા જેવી થઈ જાય છે, હોઠ ફફડે છે, શ્વાસોશ્વાસ જોરથી ચાલે છે અને અમાનુષી દેખાવ અને આકૃતિ ઉગ્ર થાય છે. ક્રોધથી પરસ્પરની પ્રીતિનો નાશ થાય છે, શરીરની કાન્તિનો નાશ થાય છે, લોહી વધારે વેગથી ફરવા માંડે છે, જ્ઞાનતંતુઓ નબળા પડી જાય છે અને માનસિક નબળાઈ વધી જાય છે. પરિણામે વાઈ, હિસ્ટીરિયા, ગાંડપણ, વગેરે ક્રોધીપણાથી અનેક રોગો પ્રગટ થાય છે. ક્રોધથી પાચનશક્તિ મંદ પડી જાય છે અને કોઈક વખતે આપઘાત કે બીજી રીતે મરણ પણ થાય છે. આ મુજબ ક્રોધથી થતા અનર્થોની વારંવાર વિચારણા કરવી.

(૪) ક્રોધ આવે ત્યારે ક્રોધજનક વસ્તુથી કે વ્યક્તિથી દૂર થઈ જવું. ક્રોધાવેશ વખતે મૌન રહેવું અને ક્રોધ

ઉતરી ગયા પછી જ બીજું કામ કરવું. ક્રોધ શમ્યા પછી ભૂલ કબૂલ કરવી અને સામાની માફી માંગવી. જ્યારે ક્રોધ આવે ત્યારે એક સો વખત ઈષ્ટદેવનું નામ લેવું અથવા એક સો વાર ઈષ્ટમંત્રનો જાપ કરવો. તેટલા સમયમાં પ્રાયઃ ક્રોધનો આવેશ ઉતરી જાય છે. અપમાન સહન કરવાની ટેવ પાડવી. નુકશાન અપમાન કરનારને થાય છે, પણ તે સહનારને થતું નથી. જે માણસ ક્ષમા આપતાં શીખે છે, તેને પછી ભવભ્રમણ રહેતું નથી અને જે માણસ સહન કરતાં શીખે છે તેને બદલામાં મોક્ષના અનંતા સુખો મળે છે. આ પ્રમાણે વિચારવાથી પણ ક્રોધ ઉપર સહેલાઈથી કાબૂ આવી શકે છે.

(૫) નીચેની વિચારણા પણ ક્રોધ ઉપર કાબૂ મેળવવા માટે ઉપયોગી છે.

(અ) અંતે તો સત્યનો જ જય થાય છે, પણ અસત્યનો નહિ.

(બ) ક્રોધ કરતાં માયાળુ વર્તનથી ધારેલું કામ સારી રીતે પાર પડે છે.

(ક) બળતા તણખલાથી જેમ સાગરનું પાણી ઉકળી શકે નહિ, તેમ ક્રોધથી કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ થઈ શકતો નથી.

(ડ) નમ્રતાને કાંઈ અસાધ્ય નથી. કોઈ વખત જ્યારે ક્રોધ કરવાનો પ્રસંગ આવે, ત્યારે મહાપુરુષોની જેમ ક્રોધની લાગણી વિના માત્ર બહારથી

અસાર, કષ્ટકારક અને અતૃપ્તિકર છે. આજે ભોગવેલા ભોગ કાલે સ્મૃતિ અને સ્વપ્ન રૂપ બની જાય છે. કામનાઓ મનુષ્યના કટ્ટર શત્રુઓ જેવી છે. તૃષ્ણાઓની તૃપ્તિ માટે પ્રયત્નો કરવા, એ બળતામાં ઘી હોમવા જેવું છે. એક માણસની કામનાને પણ સંસારના સર્વ પદાર્થો મળીને પૂરી કરી શકે તેમ નથી. લોભ એ માનસિક રોગ છે અને અસાધ્ય વ્યાધિ છે. સંતોષ અને સંયમ એ જ એના માટે રામબાણ ઉપાય છે. નાનામાં નાની કામનાને પણ સંયમથી દાબી દેવા માટે પ્રયત્ન કરવો, એ જ કામનાને જીતવાનો મંત્ર છે.

વળી વિચારવું કે–આપણને જેના વગર ચાલે જ નહિ, એવી કેટલી વસ્તુઓની આ દુનિયામાં આપણને સાચી જરૂર છે ? મધ્યસ્થપણે વિચાર કરતાં જણાશે કે–જરૂરીઆતો ઘણી થોડી જ છે, જ્યારે મળેલી પણ વસ્તુઓ જરૂર કરતાં ઘણી વધારે છે. સંતોષીને માટે પૃથ્વી પલંગ છે, હાથ ઓશીકું છે, આકાશ છત્ર છે, ચંદ્રમા દીપક છે, દિશાઓનો પવન પંખો છે, વિરાગ પત્ની છે અને ન્યાયપૂર્વક પ્રવૃત્તિ કરતાં ભાગ્યાનુસાર સહજ ભાવે જે મળી આવે તે ભોજન છે. વાસ્તવમાં મનુષ્યને ઘણા જ ઓછા પદાર્થોની અને તે પણ અલ્પ સમયને માટે જ જરૂર છે. આ પ્રમાણે વિચાર કરવાથી લોભવૃત્તિ પાતળી પડે છે.

## ૪–મોહ

મોહનું કારણ અવિદ્યા છે. પોતાની ન હોય તે વસ્તુને

પોતાની માનવી તેનું નામ મોહ. મનુષ્યને શરીર આદિમાં પોતાપણાની બુદ્ધિ થાય છે તેનું કારણ મોહ છે. જો શરીર પોતાનું હોય, તો એક પણ ધોળા વાળને કાળો કેમ કરી શકાતો નથી ? જો ઘર પોતાનું હોય, તો મરણમાં આવે ત્યાં સુધી તેમાં કેમ રહી શકાતું નથી ?

મોહનું માહાત્મ્ય કેવું અગમ્ય છે, કે જે દેખતી આંખમાં ધૂળ નાખીને ખરાબમાં ખરાબ અને ગંદામાં ગંદા પદાર્થોને પણ સુંદર અને આકર્ષક તરીકે દેખાડે છે.

મોહ એટલે અજ્ઞાન. જેમ સૂર્યથી અંધકાર ટળે છે, તેમ જ્ઞાન રૂપી સૂર્યથી જ અજ્ઞાન રૂપ અંધકાર ટળે છે. આ જ્ઞાન એટલે હું કોણ છું ? અને મારું શું છે ? તેની સમજણ રૂપ છે. જેને આ બરાબર સમજાઈ જાય છે, તે બહારની કોઈ પણ વસ્તુથી લેપાતો નથી. વિવેકી મનુષ્ય પ્રારબ્ધ કર્મને અનુસાર પોતાને ઉચિત કરણી કરે છે, પણ તેમાં પોતાના કર્તૃત્વનું ખોટું અભિમાન રાખતો નથી. તે પોતાની વિવેકબુદ્ધિથી ચોક્કસ રીતિએ માને છે કે–અધર્મ અને અનીતિ એ જ મનુષ્યજાતિના શત્રુઓ છે, નહિ કે અમુક માણસ યા વસ્તુ. આથી તે અધર્મ અને અનીતિભર્યા આચરણથી હંમેશાં બચતો રહે છે.

માત્ર પોતાના એકલાના જ સુખ અને સ્વાર્થની લાગણીથી મોહ અત્યંત વૃદ્ધિ પામે છે. આથી મોહને ઘટાડવા માટે વિવેકી આત્મા નિઃસ્વાર્થ પ્રેમનું ક્ષેત્ર વિસ્તારે છે અને ક્રમશઃ પ્રેમને વિશ્વવ્યાપી બનાવે છે. પોતાના સુખ

કરતાં પણ પ્રાણી માત્રના સુખને તે અધિક ચાહે છે. આ ભાવના મોહનાશ માટેનું છેલ્લામાં છેલ્લું અતિ ઉગ્ર શસ્ત્ર છે. તેનાથી મોહનો એવો સમૂલ નાશ થાય છે, કે જે કદી પણ પાછો ઊભો થઈ શકતો જ નથી. સ્વાર્થનો ત્યાગ કરી સમગ્ર વિશ્વના તમામ જીવો પ્રત્યે મૈત્રીભાવનાને વિસ્તારવાથી આત્મા સર્વથા દોષરહિત-શ્રી વીતરાગભાવની પરાકાષ્ઠા સુધી પહોંચી શકે છે.

## ૫-મદ

મદ એટલે પ્રાપ્ત વસ્તુનો ગર્વ. આત્મનિરીક્ષણ કરવાથી મદ કે મિથ્યાભિમાન ટકી શકતું નથી.

જેને વિદ્યાનો ગર્વ હોય, તેણે વિચારવું કે-તારા પોતાના વિષયમાં તું કેટલું જાણે છે? દેહના અવયવો, ઈન્દ્રિયોનાં કાર્યો, લોહીનાં બિંદુઓ અને રજકણો, શરીરની રચના વગેરે સંબંધી તને કેટલું જ્ઞાન છે? અને જો કદાચ તે હોય, તો પણ તારા પોતાના પ્રયત્નથી તે જ્ઞાન મેળવ્યું કે બીજાની સહાયથી?, વગેરે પૂછવાથી મદ ટળી જશે.

જેને વક્તૃત્વશક્તિનો ગર્વ હોય, તેણે વિચારવું કે-ત્હારી આ વક્તૃત્વશક્તિ ક્યાંથી આવી છે? તે હંમેશાં એક સરખી રહેનારી છે? વળી તેમાં તારો ફાળો કેટલો છે અને શ્રોતાઓનો ફાળો કેટલો છે? ભૂતકાળના વક્તાઓનાં વક્તવ્યો, મહાન ગ્રન્થકારોના રચેલા ગ્રન્થો અને ગુરુઓના આશીર્વાદ આદિ અનેકોનો એમાં ફાળો છે.

તે જેને લાગુ પડે છે, તેનો ધીરે ધીરે નાશ કરીને જ જંપે છે.

ઈર્ષ્યાને જીતવાનો ખરો ઉપાય પ્રેમ છે. જેના ઉપર પ્રેમ હોય છે, તેના ઉપર ઈર્ષ્યા કદી થતી નથી. જેના હૃદયમાં ઈર્ષ્યા હોય છે તેની જીભમાં નિંદા પણ હોય જ છે. આથી નિંદા છોડવાનો ઉપાય પણ હૃદયમાંથી ઈર્ષ્યાને તિલાંજલિ આપી તેના સ્થાને પ્રેમ પ્રગટાવવો તે છે.

હૃદયમાંથી ઈર્ષ્યાદોષને ટાળવા માટે પોતાના દોષોને જોયા કરવા અને બીજાની સારી બાજુએ જોતાં રહેવું. ખરાબમાં ખરાબ માણસના પણ ગુણો શોધવાની વૃત્તિ રાખવી. ખરા દિલથી જે પોતાની પવિત્રતા અને શુદ્ધ ચારિત્રને ચાહે છે, તેને જ્યાંથી અને ત્યાંથી સદ્‌ગુણો શોધી શોધીને પોતાના ચારિત્રમાં ઘડવા પડે છે. આથી ગુણની હરિફાઈ–સ્પર્ધા થાય છે પણ ઈર્ષ્યા થતી નથી. ગુણોની હરિફાઈથી ઉન્નતિ થાય છે અને દોષદૃષ્ટિથી અવનતિ થાય છે.

ઈર્ષ્યાવાન દયાપાત્ર બને છે. જે વસ્તુઓ જોવાથી બીજાઓને આનંદ થાય છે, તે વસ્તુઓ જોઈને તે અત્યંત ઉદ્વેગ પામે છે. તેને મન અમૃત એ ઝેર જેવું, સ્વર્ગ એ નરક જેવું અને પૂર્ણિમા અમાવાસ્યા જેવી લાગે છે. ઈર્ષ્યાવાન જેવો અભાગીઓ બીજો ભાગ્યે જ હોઈ શકે! ઝેરની જેવી અસર શરીર ઉપર થાય છે, તેવી કે તેથી કેઈ ગુણી અધિક અસર ઈર્ષ્યાની મન ઉપર થાય છે. ઈર્ષ્યાળુનું મન બેચેન

રહે છે, શરીર તંદુરસ્ત રહેતું નથી અને મન ખાલી થઈ નબળું પડી જાય છે. કોઈ પણ કામ કરવું તેને ગમતું નથી અને તેનો સઘળો આનંદ ખલાસ થાય છે. ઘણા ખરા કજીયાઓનું મૂળ ઈર્ષ્યા હોય છે. ઈર્ષ્યાએ કજીઆ કરાવીને કેટલીય પ્રજાઓનો અને વ્યક્તિઓનો નાશ કરાવ્યો છે.

જે માણસમાં ગુણો હોતા નથી, તે જ પ્રાયઃ બીજાના ગુણોની ઈર્ષ્યા કરે છે, કારણ કે–મનુષ્યનું મન કાં તો પોતાના ગુણોમાં અથવા પારકાના દુર્ગુણોમાં રાચે છે. જેને પોતા-નામાં ગુણ નહિ હોય, તે મોટે ભાગે બીજાના દુર્ગુણોને જોયા કરશે. જે નબળો હશે, તે જ બીજાના બળની ઈર્ષ્યા કર્યા કરશે. બીજાના ગુણોને સંપાદન કરવાની શક્તિ જેનામાં નથી હોતી, તે જ માણસ પારકાના ગુણોને ઉતારી પાડી તેની બરાબરી કરવા મથે છે. તુચ્છ અને નબળા અંતઃ-કરણમાં જ ઈર્ષ્યાનો વાસ હોય છે.

દરેક મનુષ્ય કોઈક નહિ તો કોઈક અમુક કામમાં તો ખ્યાતિ મેળવવાને લાયક હોય છે, કારણ કે–સુખ, વૈભવ, કીર્તિ અને ખ્યાતિ મેળવવાનાં અનેક સાધનો છે. તે દરેકને જુદાં જુદાં મળેલાં હોય છે અને તે દ્વારા તેઓને ખ્યાતિ મળતી હોય છે. તેની ઈર્ષ્યા કરવી તે કોઈ રીત વ્યાજબી નથી. સૌ પોતપોતાના પ્રારબ્ધ અને પુરુષાર્થ અનુસાર કીર્તિ સંપાદન કરે છે. તેઓની ઈર્ષ્યા કરવી એ નરી અજ્ઞાનતા છે. ઈર્ષ્યા કરવાથી કોઈને કાંઈ પ્રાપ્ત થતું નથી. ઈર્ષ્યાને સ્થાને ગુણદૃષ્ટિ કેળવવા વડે દરેક વ્યક્તિમાંથી અને દરેક પ્રસંગમાંથી કાંઈ ને કાંઈ સદ્‌ગુણ પ્રાપ્ત કરી શકાય છે.

સદ્ગુણના સાધકો માટે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને ઈર્ષ્યા—આ છ વસ્તુઓ અપથ્યના સ્થાને છે, દોષોની ખાણ રૂપ છે અને તેથી અત્યંત ત્યાગ કરવા લાયક છે. અહીં સંક્ષેપમાં તેનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. તેના પુનઃ પુનઃ વાંચન, મનન અને પરિશીલન દ્વારા આપણે એ દોષોની પકડમાંથી ક્રમે ક્રમે મુક્ત થવાનું બળ કેળવવા માટે ભાગ્યશાળી બનીએ.



**આગમનું બળ**

ચક્ષુથી બહારના વર્તમાનકાળના પદાર્થો દેખાય છે. ઈતિહાસથી ભૂતકાળના પદાર્થો દેખાય છે અને જ્યોતિષથી ભવિષ્યકાળના પદાર્થો જાણી શકાય છે. જ્યારે આગમથી ત્રણેય કાળના પદાર્થો જાણી શકાય છે.

# સાધક જીવન અને નિયમિતતા

આપણે ભવિષ્યમાં કેવા સારા થવાના છીએ, તેનું વાસ્તવિક માપ અન્યના સાચા-ખોટા અભિપ્રાય ઉપરથી નીકળતું નથી, પરન્તુ સારા બનવા માટે આપણે વર્તમાનમાં અંતઃકરણપૂર્વક કયી જાતનો અને કેટલી તીવ્રતાથી વ્યવસ્થિત અને નિયમિત પ્રયત્ન કરી રહ્યા છીએ, તે ઉપરથી નીકળે છે. આપણું વર્તમાન જીવન એ ભાવિ જીવનનું બીજ છે. વિશ્વમાં કોઈ પણ કાર્ય અકસ્માત્ થતું નથી, પણ તેના વાસ્તવિક કારણમાંથી નીપજે છે. ભાગ્ય પણ એમ ને એમ યથેચ્છ સર્જાતું નથી, પણ ભૂતકાળના પુરુષાર્થથી તેનું સર્જન થયેલું હોય છે. સાચી દિશામાં વિધિપૂર્વક થયેલો આજનો આપણો પુરુષાર્થ ભવિષ્યના આપણા શુભ ભાગ્યનુ સર્જન કરે છે. ભૂતકાળ આજે આપણા હાથમાં નથી અને ભવિષ્યકાળ પણ આજે વિદ્યમાન નથી, પરન્તુ માત્ર વર્તમાન-કાળ જ આપણા હાથમાં છે. એને આપણે જેટલો સુધારીએ તેટલા જ આપણે સલામત બનીએ. એક અનુભવીએ ઠીક જ કહ્યું છે કે—

'गते शोको न कर्तव्यो, भविष्यं नैव शोचयेत् ।
वर्तमानेन कालेन, वर्तन्ते हि विचक्षणाः ॥ १ ॥'

અર્થ–ગયું તેનો શોક ન કરવો અને ભવિષ્યની ચિંતા

ત્મવિશુદ્ધિ વધતી રહે છે. આ નિયમ સ્વાધ્યાય, જપ, ધ્યાન, ગુણ, અભ્યાસ આદિ દરેક ક્રિયાને એક સરખી રીતે લાગુ પડે છે.

સાધકના સમગ્ર જીવનને કેવી રીતે વ્યવસ્થિત બનાવી શકાય, તેના માટે વિશેષ ઉપાયો તરીકે થોડી હકીકત અહીં દર્શાવીશું.

નિયમિતતાના અભ્યાસ માટે શરૂઆતમાં રોજનું અમુક કાર્ય નક્કી કરી, તેનું સમયપત્રક બનાવીને તે કાર્યને ચુસ્તપણે વળગી રહેવાની ટેવ પાડવી.

નિયમપત્રક નીચે મુજબ બનાવી શકાય.

૧ સવારે કેટલા વાગે ઉઠ્યા ?
૨ કેટલો જાપ કર્યો ?
૩ કેટલા શ્લોક વાંચ્યા અને કંઠે કર્યા ?
૪ કેટલો વખત સત્સંગ કર્યો ?
૫ કેટલો વખત મૌન રહ્યા ?
૬ કેટલી વાર અબ્રહ્મની વિચારણા થઈ ?
૭ બીજાઓનું કામ કેટલો વખત કર્યું ?
૮ કેટલી વાર જુઠ્ઠું બોલ્યા ?
૯ કેટલી વાર ક્રોધ કર્યો ?
૧૦ કેટલો વખત ફોગટ ગુમાવ્યો ?
૧૧ શાસ્ત્રોનું વાંચન-શ્રવણ કેટલો વખત કર્યું ?
૧૨ કુટેવો જીતવાના પ્રયત્નમાં કેટલી વાર નાસીપાસ થયા ?

છે. આમ વાતાવરણ પવિત્ર હોવાથી અલ્પ પ્રયાસે સાધકનું મન પરમાત્મામાં લાગી શકે છે.

**૨–કેટલો જાપ કર્યો ?** આત્મજ્ઞાન માટે જાપ એ સહેલામાં સહેલો અને સૌથી પ્રાથમિક ઉપાય છે. વારંવાર નામસ્મરણ એ જાપ છે. જાપ અંતે સમાધિમાં પરિણામે છે. દરેક સાધકે ૧૦૮ પારાની માળા રાખવી જોઈએ. મનને પરમાત્મા પ્રત્યે વાળવા માટે માળા એ ચાબૂક છે. વૈખરી અને ઉપાંશુ જાપ કરતાં માનસિક જાપ અનેક ગુણું અધિક ફળ આપે છે. રોજ ઓછામાં ઓછા ૧૦૮ વાર શ્રી નમસ્કાર મહામંત્રનો જાપ કરવો જોઈએ.'

નામનો પ્રભાવ ઘણો મોટો છે. ભગવાનનું નામ લેવાથી માણસ ન સમજી શકે તેમ ઘણો ઊંચે ચઢે છે. શરીર પ્રત્યેની મમતાથી તે છૂટો થાય છે અને ભગવાન સાથે એકતા અનુભવવા માંડે છે. શુદ્ધ ભાવ, પ્રેમ અને દિવ્ય ભક્તિથી પ્રભુનું નામ લેવું જોઈએ. ભગવાનની સાથે એકતા અનુભવનાનો એ સહેલો ઉપાય છે.

આંખ મીંચીને ઈષ્ટ દેવતાનું ધ્યાન કરવું, એ પણ ઈષ્ટપ્રાપ્તિનો સરલ ઉપાય છે.

**૩–કેટલા શ્લોક વાંચ્યા અને કંઠે કર્યા ?** શ્રી પ્રશમરતિ, શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ, શ્રી યોગશાસ્ત્ર, શ્રી જ્ઞાનસાર, શ્રી અધ્યાત્મસાર આદિ અધ્યાત્મશાસ્ત્રોનો અભ્યાસ ચિત્તશુદ્ધિ અને આત્મનિર્મળતા માટે પરમ સાધન છે.

વૈરાગ્યબોધક પ્રકરણો એ સઘળાં શાસ્ત્રોનો સારાંશ છે. રોજ ઓછામાં ઓછા એક કલાકથી ત્રણ કલાક આ સ્વાધ્યાયમાં જવા જોઈએ.

**૪–કેટલો વખત સત્સંગ કર્યો?** સત્સંગનો પ્રભાવ અચિન્ત્ય છે જ્ઞાની, યોગી, ત્યાગી અને ધ્યાની ગુણી પુરુષોનો સમાગમ મહાન પુણ્યને માટે થાય છે. સત્સંગની એક ક્ષણ પણ પાપીમાં પાપીનો ઉદ્ધાર કરે છે.

'क्षणमपि सज्जनसंगतिरेका, भवति भवार्णवतरणे नौका ।'

'એક વારની ક્ષણ માત્રની પણ સજ્જનની સંગતિ સંસારસાગરને તરવાની નાવા બની જાય છે.'

સત્પુરુષને કરેલું નમન, તેમની કરેલી સેવા અને તેમના ઉપદેશના શ્રવણ દ્વારા કષાયોવાળા માણસો પણ જલદી શાન્ત બની જાય છે. સત્પુરુષોના વિરહમાં તે તે મહાપુરુષો દ્વારા પ્રણીત થયેલાં શાસ્ત્રવચનોનું વાંચન, મનન વગેરે પણ એક સત્સંગ જ છે. કોને કયું વાંચન હિતકર છે, તેનો નિર્ણય અનુભવી હિતસ્વીઓ મારફત કરવો જોઈએ.

'ભવચક્રમાં ભ્રમણ કરતા જીવ રૂપી મુસાફરને સતત સત્સમાગમ અતિ દુર્લભ છે.' આથી જ્યારે જ્યારે એ તક મળે, ત્યારે ત્યારે તેનો લાભ લઈ તેને સાર્થક કરી લેવી જોઈએ.

**૫–કેટલો વખત મૌન રહ્યા?** વાચાળતા ગાંભીર્યનો નાશ કરે છે. વિના કારણ બોલવાથી શક્તિનો દુર્વ્યય થાય છે. અંતરના ઊંડાણની વાતો જેને–તેને જણાવવાથી

કશો લાભ થતો નથી. જીહ્‌વાનું વહેણ બંધ થયા પછી જ હૃદયનું વહેણ ખુલે છે. મૌનથી સંકલ્પબળ વધે છે. નકામું બોલવાની વૃત્તિ ઉપર કાબૂ આવે છે. સત્ય વ્રતના પાલનમાં અને ક્રોધના નિગ્રહમાં મૌન ઘણી મદદ કરે છે. રોજ ઓછામાં ઓછું એકથી બે કલાક મૌન રહેવું જ જોઈએ. મૌન વખતે ઉચ્ચ વિચારો, જાપ, ધ્યાન અથવા સ્વાધ્યાય વગેરે કરવું. બહાર આવતાં સુધી શબ્દમાંની ઘણી શક્તિ ઓછી થઈ જાય છે. એટલા માટે પ્રત્યેક સાધકે પોતાના ઈષ્ટદેવનો જાપ મૌનપણે જ કરવો જોઈએ. મૌનથી કરેલા જાપની અસર ઘણી ઊંડે સુધી પહોંચે છે અને એ કારણે જ અંતરની મૂક આશિષનું મૂલ્ય ઘણું વધારે અંકાય છે. **મૌન, અલ્પ ઉપધિ અને આત્મનિરીક્ષણ—એ ત્રણ ઉર્ધ્વગતિનાં મંડાણ છે.**

**૬—કેટલી વાર અબ્રહ્મની વિચારણા થઈ?** વિશુદ્ધ બ્રહ્મચર્ય વિના આત્મિક પ્રગતિ અશક્ય છે. વીર્યને ઓજસમાં ફેરવવું જોઈએ. જેઓને આત્મનિસ્તારની સામાન્ય પણ લગન છે, તેઓએ મન, વચન અને કાયાથી અખંડ બ્રહ્મચર્ય તો પાળવું જ જોઈએ, કારણ કે—ચારિત્રનું—સદાચરણનું તે મૂળ છે.

**૭—બીજાઓનું કામ કેટલો વખત કર્યું?** ચિત્તશુદ્ધિ કરવા માટે તથા પરમાર્થવૃત્તિ કેળવવા માટે નિઃસ્વાર્થપણે બીજાઓનું કાર્ય કરવાની જરૂર છે. તેનાથી અંતઃકરણ નિર્મળ અને પ્રસન્ન થાય છે. 'હું કરું છું તેથી મને

આનો બદલો મળે.'—એવી ઇચ્છા પણ સ્વાર્થવૃત્તિ છે. આથી તેને પણ દૂર કરીને પરનું કામ કરવાનો સ્વભાવ કેળવવો જોઈએ. પરોપકારને સજ્જનોની વિભૂતિ કહી છે. જીવનમાં આવી પરમાર્થવૃત્તિ કેળવવી એ જ તમામ આરાધનાનો સાર છે.

**૮—કેટલી વાર જુઠ્ઠું બોલ્યા ?** 'સત્ય જ વિજયવંત છે, પણ અસત્ય નહિ જ.'—એવું શાસ્ત્રવચન છે. સત્યવાદીને કોઈ ચિન્તા હોતી નથી. તેનું મન હંમેશાં શાન્ત રહે છે અને તેને બધા પૂજ્યભાવે જુએ છે. સત્ય બોલવાથી વાગ્લબ્ધિ અને વચનસિદ્ધિ પ્રાપ્ત થાય છે. 'સત્ય બોલો.'—એવા મુદ્રાલેખો લખી રાખવા જોઈએ. જો જુઠ્ઠું બોલાય તો અમુક શિક્ષા સ્વયં સ્વીકારી લ્યો. સત્યવાદી બનવાનો એ શ્રેષ્ઠ ઉપાય છે.

**૯—કેટલી વાર ક્રોધ કર્યો ?**—ક્રોધ એ શાન્તિનો શત્રુ છે. હૃદયમાં છૂપાએલી કામનાઓનું તે બાહ્ય ચિહ્ન છે. જ્યારે કામના પૂર્ણ ન થાય ત્યારે ગુસ્સો આવે છે. ક્ષમા, પ્રેમ, અહિંસા અને અહંભાવના નાશથી ગુસ્સાનો નાશ થાય છે. ક્ષમા, પ્રેમ વગેરે ઉશ્કેરાએલા જ્ઞાનતંતુઓને શાન્ત કરે છે. જ્યારે ગુસ્સો આવે ત્યારે શ્રી નવકાર મહામંત્ર અથવા તેનું આદિ પદ 'नमो अरिहंताणं' થોડો વખત જપવું, પરમાત્માની પ્રાર્થના કરવી અને તેઓની ક્ષમાનું ધ્યાન કરવું. એવા ધ્યાનથી ગુસ્સાને જીતવાનું ઘણું બળ પ્રગટે છે.

૧૦–કેટલો વખત ફોગટ ગુમાવ્યો ? કહેવાતા મિત્રો એ જ ખરેખરા દુશ્મનો હોય છે. દુનિયામાં નિઃસ્વાર્થ મિત્ર મેળવવો ઘણો મુશ્કેલ છે. જે મિત્રો ફોગટની વાતો કરી સમય બરબાદ કરાવે છે, તેવા મિત્રોની સંગતિ એકદમ કાપી નાખવી જોઈએ. અંદર રહેલા અમર આત્માની મૈત્રીમાં જ વિશ્વાસ મૂકો. તે મિત્ર જે જોઈશે તે આપશે. જો સારો સંગ ન મળે, તો જેઓને આત્મસાક્ષાત્કાર થયો હોય તેવા મહાપુરુષોનાં વચનો જે ગ્રંથોમાં હોય તેવા ગ્રન્થો વાંચો. ઉત્તમ સામગ્રીવાળા માનવભવની એક ક્ષણ પણ નિરર્થક ન ગુમાવો, કારણ કે–પ્રમાદમાં ગયેલી એક ક્ષણ પણ પાછી મેળવવી એ અતિ દુર્લભ છે.

૧૧–શાસ્ત્રોનું વાંચન કેટલો વખત કર્યું ? ગુરુમુખથી શાસ્ત્રોના રહસ્યને સમજવા માટે પ્રયત્ન કરવો, એ જ્ઞાનપ્રાપ્તિનો પ્રથમ ઉપાય છે. જ્યારે એવો યોગ ન હોય, ત્યારે પણ શ્રી ઉપદેશમાળા, શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા, શ્રી યોગશાસ્ત્ર, શ્રી શ્રાદ્ધવિધિ, શ્રી ધર્મસંગ્રહ, શ્રી શાન્તસુધારસ ભાવના વગેરે શાસ્ત્રોનો સ્વાધ્યાય, તેનું વાંચન અને મનન કરવું. તેનાથી ભટકતા ચિત્તને વશ કરાય છે, એકાગ્રતા સાધી આપે છે, સમાધિ પ્રગટાવે છે અને આત્મભાન (જ્ઞાન) કરાવે છે. ધર્મશાસ્ત્રોના વિચારો જો મનમાં ભરવામાં આવે, તો તે જ એક પ્રકારનું ધ્યાન અને સમાધિ છે.

૧૨–ટેવો જીતવાના પ્રયત્નમાં કેટલી વાર

**નાસીપાસ થવાયું ?** કેટલાકને કુટેવો કોનો કહેવાય તેનું જ્ઞાન પણ હોતું નથી, તો કેટલાક કુટેવોને કુટેવ નહિ પણ સારી ટેવ માને છે. સીનેમા જોવા, કારણ વિના દિવસે સૂવું, અપશબ્દો બોલવા, દારૂ, તમાકુ, પાન, બીડીના ઉપયોગ કરવો અને ક્ષુદ્ર નવલકથાઓ વાંચવી–એ બધી કુટેવો છે. પોતાનામાં કેટલી કુટેવો છે તે નક્કી કરવું જોઈએ અને પછી તેનાથી મુક્ત થવાની તીવ્ર ઈચ્છા કરવી જોઈએ. કોઈ પણ ભોગે તેનો ત્યાગ કરવા માટે મનોબળ કેળવવું જોઈએ. એક જ ઝપાટે કુટેવોને છોડવી તે શ્રેષ્ઠ છે, છતાં જો સત્ત્વના અભાવે તેમ ન બને તો તે ધીમે ધીમે પણ છોડતાં જવું. કુટેવ છોડવા માટે નવી નવી સારી ટેવો કેળવવી. કોઈ પણ કાર્ય કરવાનો સાચો નિર્ણય કર્યા પછી તે અશક્ય રહેતું નથી.

**૧૩–ક્યા ગુણો કેળવ્યા ?** જે ગુણ આપણામાં ન હોય અથવા તે અલ્પ પ્રમાણમાં હોય, તો તેને લાવવા અગર વધારવા માટે પ્રયાસ કરવો. પ્રાપ્ત કરવા યોગ્ય ગુણો નીચે મુજબ ગણાય છે. ધૈર્ય, કરુણા, મૈત્રી, પ્રેમ, ઉદારતા, ક્ષમા, સંતોષ, સમતા, સરલતા પ્રામાણિકતા, મધ્યસ્થતા, સત્ય, ન્યાયનિષ્ઠતા, કૃતજ્ઞતા, પરોપકારિતા, તપ, જપ, નિઃસ્વાર્થતા, સેવાભાવ, પ્રસન્નતા, પ્રશાન્તતા, સહૃદયતા, નમ્રતા, ગુણપ્રમોદ, નિયમિતતા અને સમર્પિતતા વગેરે.

ઉપરના ગુણો એક પછી એક કેળવવા જોઈએ. આધક ન બને તો દર મહિને એક એક ગુણ પ્રગટાવવા માટે

પ્રથમ તેનું ચિન્તન કરવું અને સાથે અમલમાં ઉતારવા સારૂ દરરોજ શકય પ્રયત્ન કરવો. કોઈ પણ એક મુખ્ય સદ્ગુણ મેળવવાથી તેની સાથેના બીજાં ગુણો સહજ આવે છે. રોજ ઓછામાં ઓછો અડધો કલાક ગુણો કેળવવા માટે ઉદ્યમ કરવો જોઈએ.

**૧૪–કયા દુર્ગુણો કાઢયા?** અંતરંગ દુશ્મનો ઉપર બેવડો હુમલો કરવાનો ઉપાય ગુણોને કેળવવાની સાથે દુર્ગુણોને દૂર કરવા માટે પ્રયત્ન કરવો તે છે. કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષ્યા, અહંભાવ, માયા, અસત્યતા, કઠોરતા, વાચાળતા, વાદશીલતા, ઈર્ષ્યાળુતા, ચિન્તાતુરતા, દીનતા, નિર્માલ્યતા, લુબ્ધતા અને મૂઢતા વગેરે દૂર કરવા લાયક મુખ્ય દોષો છે. ઉપરના બધા દોષોનું મૂળ અહંતા–મમતા છે, માટે તેને નાશ કરવા માટે સખ્ત પ્રયત્ન કરવો. ગુરુ-કૃપા વિના દોષો ઉપર વિજય પ્રાપ્ત થવો દુષ્કર છે, તેથી દોષો નાશ કરવાની ઈચ્છાવાળાએ ગુણવંત ગુરુઓને સમર્પિત થવું. તેઓની કૃપા સંપાદન કરવા માટે પણ અપ્રમત્ત રહેવાની ખાસ જરૂર છે.

**૧૫–કયી ઇન્દ્રિય વધારે જોરદાર છે?** બધી ઇન્દ્રિયો બળવાન છે. પંડિતોને પણ તે ઉંધે માર્ગે લઈ જાય છે. દરેક ઇન્દ્રિયને ખૂબ તપાસો. તેને જીતવા માટે ઉપવાસ, મૌન, ત્યાગ, શમ, દમ વગેરે ઉપાયોનું સેવન કરો. ઇન્દ્રિયો મનની સહાય વડે જ ઉત્તેજિત થાય છે, તેથી દુષ્ટ સંકલ્પ–વિકલ્પનો ત્યાગ કરીને અથવા તેને શુભમાં

સર્વ રીતે હિત કરે છે. ઉણોદરી પણ નિદ્રાનો જય કરવા માટે શ્રેષ્ઠ ઉપાય છે.

ઉપરની રીતે પ્રત્યેક વિષયમાં નિયમિત બનવાથી સાધક સાધનામાં ઘણી પ્રગતિ કરી શકશે.

卐

### પ્રભુનું ધ્યાન

શાસ્ત્રોના શબ્દો એ શબ્દો નહિ પણ સૂત્રો છે, સૂત્રો જ નહિ પણ સત્યો છે. શાસ્ત્રોનાં સત્યોની ચાવી ગુરુગમ છે. ગુરુગમથી શાસ્ત્રોના રહસ્યો પ્રગટ થાય છે. ગ્રન્થો બહારથી મદદ કરે છે. ગુરુ પ્રત્યેનો ભક્તિભાવ અને પ્રભુનું ધ્યાન અંતરમાં પેસી અજવાળું કરે છે.

# દોષોને જીતવાના કેટલાક ઉપાયો

**સાધના** એ આરોહણનો માર્ગ છે અને તે અનેક વિષમતાઓથી ભરેલો પણ છે, તેથી તે માર્ગે પ્રયાણ કરવામાં ઘણી જ સાવધાની રાખવી પડે છે. અનાદિ અસદ્ અભ્યાસના યોગે ચિત્તની વૃત્તિઓ પાણીના પ્રવાહની જેમ સહજ રીતે અધોગમનમાં ટેવાઈ ગયેલી હોય છે. સહજ ભાવે અધોગમન કરતું પાણી સમુદ્રમાં ભળી જઈ અપેય બની જાય છે અને પોતાની મીઠાશ ગુમાવી દે છે. તેને જો સાધના દ્વારા યોગ્ય ભૂમિમાં વાળી લેવામાં આવે, તો તેમાંથી જ જીવનપ્રદ અન્ન, ઔષધિઓ આદિ ઉત્પન્ન થાય છે. તેવી જ રીતે અશુભ આલંબન રૂપ અધોગમન માટે સહજ ભાવે ટેવાઈ ગયેલી ચિત્તવૃત્તિઓ પણ સંસાર-સાગરમાં ભળી જઈને પોતાનું સ્વત્વ ગુમાવી દે છે. તેને બદલે સાધના દ્વારા તે ચિત્તવૃત્તિઓનું જો ઉર્ધ્વીકરણ કરવામાં આવે, તો તેમાંથી આત્માને પુષ્ટ કરનારી જીવની સહજ શક્તિઓ પ્રગટ થાય છે. વિશુદ્ધ બનેલી ચિત્તવૃત્તિઓ આત્મશક્તિને પ્રગટ થવામાં સહાયભૂત બને છે.

વિષમ માર્ગે ચઢવા માટે જેમ પગથિયાં જોઈએ, હાથમાં આલંબન જોઈએ, પ્રકાશ જોઈએ, 'હું ચઢી શકીશ'—એવી દૃઢ શ્રદ્ધા જોઈએ અને 'देहं पातयामि वा

कार्यं साधयामि ' અર્થાત્ શારીરિક શ્રમને અવગણીને પણ કાર્ય સાધવાનો વીર્યોલ્લાસ જોઈએ; તેમ સાધનામાર્ગમાં આગળ વધવા માટે કે સાધનાની ટોચે પહોંચવા માટે પણ આચરણ રૂપી નિસરણી જોઈએ, શાસ્ત્ર રૂપી દીપક જોઈએ, તેમાંથી નીકળતો જ્ઞાન રૂપી પ્રકાશ જોઈએ, ગુરુ રૂપી હસ્તાવલંબન જોઈએ, શ્રદ્ધાનું અખૂટ બળ જોઈએ અને વિષમ પરિસ્થિતિ આવે તો પણ તેમાં ટકી રહેવા રૂપ ધૈર્ય જોઈએ, તો જ સાધનાસિદ્ધિ માટે સફળતા મળે છે.

જ્યાં સુધી રોગ હોય ત્યાં સુધી સુવૈદ્યના વચન અનુસાર રોગને અનુરૂપ ઔષધ લેવું પડે છે અને જેમ તે વારંવાર લેવા છતાં દોષ રૂપ ગણાતું નથી, તેમ અહીં સાધનામાર્ગમાં પણ ઉપયોગી ઉપાયોને જુદી જુદી રીતે સમજવા પ્રયત્ન કરવો પડે છે. જે વસ્તુ નવી હોય, અઘરી હોય અને દુષ્કર હોય, તેને અનેક વખત જુદી જુદી રીતે સમજવામાં આવે તો જ તેમાં પ્રવેશ થઈ શકે છે. એક જ રીતથી કે એક જ સપાટે તેમાં પ્રવેશ કે પ્રગતિ થઈ શકતી નથી. વારંવારના આદરપૂર્વકના સતત અભ્યાસથી જ તેમાં આગળ વધી શકાય છે.

ચિત્તની અશુદ્ધિઓને-દોષોને ટાળવા એ જ સાધનાનું મુખ્ય કાર્ય છે. વિધિપૂર્વકની સાધનાથી તે અવશ્ય ટળે છે. મલ, વિક્ષેપ અને આવરણ આદિ સમગ્ર દોષોને ટાળવાનું સામર્થ્ય સદ્ગુણોની નિયમિત સાધનામાં છે, એ વાત નિશ્ચિત છે. પરન્તુ આપણા ચિત્તમાં સદ્ગુણોનો પ્રવેશ કરાવવા માટે, આપણા ચિત્ત સુધી તેને પહોંચાડવા માટે

નથી જ સમૃદ્ધિશાલી બને છે. આ વિચાર સદાચરણને સ્થિર કરે છે.

(૪) મૃત્યુનો નિરંતર વિચાર કરવો. આપણને જેના વચન ઉપર વિશ્વાસ હોય, એવો કોઈ આપ્તપુરુષ જો આપણને કહે કે–' તમો અમુક કલાક પછી મરવાના છો.' આ સાંભળીને તમારી પાપ કરવાની હિંમત ચાલશે નહિ.

એક રાજાને રોગ થયો. તેના એક હિતસ્વી અનુભવીએ દવા તરીકે વનસ્પતિનો રસ આપવા માંડ્યો અને રાજાની સાથે પોતે પણ તે રસ પીવા માંડ્યો. રાજાને ફાયદો થવા લાગ્યો, પણ જેમ ફાયદો થતો ગયો તેમ રાજામાં ખરાબ વિચારો વધતા ગયા. આથી રાજાએ પોતાના હિતસ્વી ઔષધદાતાને પૂછ્યું કે–' રસ તમે પણ લ્યો છો અને હું પણ લઉં છું, છતાં તમને નહિ અને મને ખરાબ વિચારો કેમ આવે છે ?' અનુભવી હિતસ્વીએ તેનો ઉત્તર પછી આપવાનું કહ્યું અને સાથે સાથે એમ પણ કહ્યું કે–' રાજન્ આજથી ત્રીશમા દિવસે તમારું મૃત્યુ છે. તમો રસ લો છો તેના કરતાં સાત ગુણો વધારે લો, જેથી કદાચ મૃત્યુથી બચી શકાય.' રાજાએ બચવાની લાલચથી સાત ગુણો રસ લેવો શરૂ કર્યો. રાજાની તબીયત વધારે સુધરતી ચાલી અને ખરાબ વિચારો તદ્દન અટકી ગયા. રાજાએ જ્યારે તેનું કારણ પૂછ્યું, ત્યારે અનુભવીએ કહ્યું કે–' ત્રીશ દિવસ પછી આવનારા મૃત્યુના ભયથી તમારા ખરાબ વિચારો અટકી ગયા છે. તમે મને પૂર્વે પૂછેલા પ્રશ્નનો પણ એ જ વાસ્તવિક ઉત્તર છે. હું તો

પુરુષો પાસેજ હૃદયની ગુપ્તતમ વાતો પ્રગટ થઈ શકે છે અને તેથી એક વિશિષ્ટ પ્રકારનો આરામ મળે છે. તેઓની સાથેનો વાર્તાલાપ ગુણો મેળવવા માટે અને અવગુણો ટાળવા માટે પરમ સહાય કરે છે.

(૬) એકેક દુર્ગુણ અથવા પાપ લઇને તેના પ્રતિપક્ષી ગુણનો વિચાર કરવાથી, અથવા તે દોષથી મુક્ત થઈ ગયેલા પવિત્ર પુરુષોને વિષે પ્રમોદભાવ ધારણ કરવાથી અને તેવી દશા મેળવવા માટે હૃદયપૂર્વક પ્રાર્થના કરવાથી દુર્ગુણો જલદી નાશ પામે છે અને સદ્ગુણોની પ્રાપ્તિ સુલભ બને છે.

(૭) શ્રી સર્વજ્ઞ પરમાત્માના જ્ઞાનની હાજરીનો વિચાર કરવો. સર્વજ્ઞોના જ્ઞાન સામે પોતાની જાતને સંતાડી શકાતી નથી. આપણા મનમાં થતા સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચારને પણ વિશિષ્ટ જ્ઞાનીઓ જાણી શકે છે. મનુષ્યનું પોતાનું હૃદય પણ ત્યાં હંમેશાં હાજર હોય છે.

(૮) આત્મશકિતનો વિચાર કરવો. આત્મશક્તિ આગળ આખરે પાપબળ પામર બને છે. પાપ એ મૃગલું છે અને આત્મશક્તિ એ સિંહ છે. હૃદયમાં દિવ્ય શક્તિ હાજર છે–એવું જે જાણે છે, તેને કાંઈ દુષ્કર નથી અને તેને કોઈ ભય નથી.

(૯) જે બાબત સિદ્ધ થઈ શકે તેવી ન હોય તે સંબંધી વાદ કરવો તે નિરર્થક છે. આપણે હૃદયથી ન માનતા હોઇએ એવી દલીલો આપી વાદ કરવો, તે વિતંડા-

નીચે ઉજળું અંતઃકરણ શ્રેષ્ઠ છે. લોકોની નિન્દા કે સ્તુતિની કાંઈ કિંમત નથી. અંદરથી સારાને પણ અજ્ઞાન લોક ખરાબ કહે છે અને ખરાબને પણ સારો કહે છે. વળી બાહ્ય ખોટા દેખાવથી પોતાને તેમજ બીજાને પણ અત્યંત નુકશાન થાય છે. સાચો અને પવિત્ર માણસ સારો દેખાવ ન કરે, તો પણ તે પ્રગટ થયા સિવાય રહેતો નથી. શફરીની જેમ નહિ, પણ રોહિત મત્સ્યની જેમ ગંભીર અને અગાધ જળમાં રમણતા કરનારા જ શમસુખનું અવગાહન કરી શકે છે–આત્માનંદમાં મગ્ન રહી શકે છે.

(૧૧) સાધક જીવનમાં સહિષ્ણુતા ગુણ અત્યંત આવશ્યક છે. અનેક દોષોને દાબી દેવાની તાકાત સહિષ્ણુતામાં છે. માનવજીવનની શ્રેષ્ઠતા ઘડવાના અનેક ઉપાયો છે, તેમાં સહિષ્ણુતા મુખ્ય છે. સહિષ્ણુતામાં એક મહાન લાભ એ પણ છે કે–તેમાં રાજીખુશીથી ઈચ્છાપૂર્વક સહન કરવાની કળા કેળવવાની તક મળે છે. તે તક માનવજીવન સિવાય બીજા ભવોમાં એટલી સુલભ નથી. તેમાં પણ જેમને દેવાધિદેવ તરીકે સર્વગુણસંપન્ન શ્રી વીતરાગ પરમાત્મા મળ્યા હોય, તેમના ભાગ્યની તો કોઈ સીમા જ રહેતી નથી. એવો નિયમ છે કે–રાત–દિવસ વારંવાર જે ઈષ્ટદેવનું રટણ થતું હોય, તે ઈષ્ટદેવના જીવનની અસર એના ભક્ત ઉપર સૌથી વધુ પડે છે. ઉત્તમ કુલમાં જન્મ લેનાર મહા ભાગ્યશાળી જીવને પ્રાયઃ માતાની કુક્ષિમાં જ ઈષ્ટદેવની ભક્તિના સંસ્કારનો

# સંક્ષિપ્ત દિનચર્યાગર્ભિત હિતશિક્ષા

(૧) ચેતન! અનાદિ મોહનિદ્રાનો ત્યાગ કર અને વહેલો જાગૃત થા. સ્વસ્થ થઈને સાધ્ય અને સાધક દશાનું સ્મરણ કરાવનાર **મહા મંગલમય શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર મહામંત્રનું સ્મરણ કર.** પૂર્વકાલીન પવિત્રતમ મહાપુરુષોનાં તથા સત્ત્વ અને શીલગુણના પ્રકર્ષથી સમગ્ર જગતને ઉજ્જ્વલ બનાવનારી મહા સતીઓનાં નામસ્મરણથી તારા આત્માને પાવન કર.

(૨) ભાવમળને ધોઈ નાખવા માટે અને આત્માને ભાવ આરોગ્યનો વ્યાયામ આપવા માટે, ઓ યોગીકુલના વારસદાર! જેમાં સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, ગુરુવન્દન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પચ્ચક્ખાણ—એ છ આવશ્યક રહેલાં છે, તે આવશ્યક ક્રિયાને (પ્રતિક્રમણને) તું વિધિપૂર્વક કર. સાધકોના જીવનવિકાસ માટેના સમગ્ર યોગો આ ક્રિયામાં એક જ સ્થળે અનંત ઉપકારી શ્રી ગણધર ભગવંતોએ કુશળતાપૂર્વક ગોઠવી દીધા છે. આથી આ આવશ્યક ક્રિયા સામાન્ય વસ્તુ નથી, પણ યોગ અને અધ્યાત્મ માર્ગનું સર્વ રહસ્ય તેમાં ગુંથાયેલું છે. આવી સર્વાંગસુંદર અને સરલ પ્રક્રિયાની વારંવાર પ્રાપ્તિ થવી એ પણ જીવને ભવચક્રમાં અતિ દુર્લભ છે, માટે તેને તું સફળ કર.

# સંક્ષિપ્ત દિનચર્યાગર્ભિત હિતશિક્ષા

(૧) ચેતન! અનાદિ મોહનિદ્રાનો ત્યાગ કર અને વહેલો જાગૃત થા. સ્વસ્થ થઈને સાધ્ય અને સાધક દશાનું સ્મરણ કરાવનાર **મહા મંગલમય શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર મહામંત્રનું સ્મરણ કર.** પૂર્વકાલીન પવિત્રતમ મહાપુરુષોનાં તથા સત્ત્વ અને શીલગુણના પ્રકર્ષથી સમગ્ર જગતને ઉજ્જવલ બનાવનારી મહા સતીઓનાં નામસ્મરણથી તારા આત્માને પાવન કર.

(૨) ભાવમળને ધોઈ નાખવા માટે અને આત્માને ભાવ આરોગ્યનો વ્યાયામ આપવા માટે, ઓ યોગીકુલના વારસદાર! જેમાં સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, ગુરુવન્દન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પચ્ચક્ખાણ—એ છ આવશ્યક રહેલાં છે, તે આવશ્યક ક્રિયાને (પ્રતિક્રમણને) તું વિધિપૂર્વક કર. સાધકોના જીવનવિકાસ માટેના સમગ્ર યોગો આ ક્રિયામાં એક જ સ્થળે અનંત ઉપકારી શ્રી ગણધર ભગવંતોએ કુશળતાપૂર્વક ગોઠવી દીધા છે. આથી આ આવશ્યક ક્રિયા સામાન્ય વસ્તુ નથી, પણ યોગ અને અધ્યાત્મ માર્ગનું સર્વ રહસ્ય તેમાં ગુંથાયેલું છે. આવી સર્વાંગસુંદર અને સરલ પ્રક્રિયાની વારંવાર પ્રાપ્તિ થવી એ પણ જીવને ભવચક્રમાં અતિ દુર્લભ છે, માટે તેને તું સફળ કર.

પૂજા પ્રાપ્ત સામગ્રીના સદુપયોગ માટે, વસ્તુઓ ઉપરની મૂર્છા ઉતારવા માટે અને સદ્ગુણોની પ્રાપ્તિ માટે કરવાની છે. ગુણના લક્ષ્યપૂર્વકની પૂજા તને અવશ્ય ગુણી બનાવશે અને તારા આત્મામાં પણ કરુણાદિ ભાવોને જગાડશે.

(૫) જ્યાં–ત્યાંથી પારકું પડાવી લેવાની બુદ્ધિના યોગે આત્મધનહીન અને કંગાળ બનેલા, તેમ જ જે–તે ખાવા રૂપે આહારસંજ્ઞાથી સાવ જીતાઈ ગયેલા એ આત્મન્! તું હવે સત્પાત્રમાં તારી લક્ષ્મીને દેતાં શીખ. દીન, હીન અને કરુણા-પાત્ર જીવો ઉપર તું અનુકંપા કરવામાં શૂરો થા. હવે પછી એ અભક્ષ્ય અને અપેય પદાર્થોથી તારા દેહને અભડાવીશ મા. તારો દાતા ગુણ અને અણાહારી સ્વભાવને તું યાદ કર. તું પાંગળો અને પામર થા મા. તારી અનંત શક્તિ-ઓને ફોરવ. દાન, શીલ અને તપમાં તારા આત્મતેજનો પ્રકાશ પાથર.

(૬) ઉદરપોષણ તો શ્વાનાદિ પણ કરે છે, પરન્તુ તું શ્રી જિનેશ્વરદેવના ધર્મમાર્ગને અનુસરનાર છે, તેથી તારે પેટ માટે અન્યાય, અનીતિ કે વિશ્વાસઘાતનો આશરો કદી પણ લેવાનો ન હોય.

(૭) સંસારની પાપમય વિકથાઓના શ્રવણથી રોગી બનેલા તારા આત્માને, સદ્ધર્મની પ્રેરણાના અમીપાન કરા-વનારી શ્રી જિનવાણીને સદ્ગુરુઓના પુનિત મુખકમલથી સારી રીતે ઉપયોગપૂર્વક શ્રવણ કરાવ. એના શ્રવણથી તારો

(૧૦) ઓ ભાઈ! જો તારે સાચી આધ્યાત્મિક જાગૃતિને ખીલવવી હોય, તો તેના અનન્ય સાધનભૂત સંધ્યાકાળનું ષડાવશ્યક પ્રતિક્રમણ તું ગુરુઓની પાસે જઈને કરી લે. ધ્યાનમાં રાખજે કે-જો તું સવળી ક્રિયાઓ નહિ કરે, તો અવળી ક્રિયાઓ-પાપબંધની પ્રવૃત્તિઓ તને પળે પળે ભરખી જ રહી છે અને તારું આત્મધન લૂંટી જ રહી છે.

(૧૧) તું કેવો ભાગ્યશાળી! કે-સ્વાધ્યાયનો પુણ્ય અવસર ફરી તને પ્રાપ્ત થયો. ભાઈ ચેતન! તત્ત્વાભ્યાસની અલખને તું જગાવ, શુભ ભાવની તું ધૂન લગાવ અને તારી ચિત્ત અટવીનો કબજો લઈ બેઠેલા મહા મોહ ચોરટાઓને સ્વાધ્યાય રૂપ તિક્ષ્ણ શસ્ત્રથી તું મારીને હઠાવ.

(૧૨) ભાઈ! તારું જીવનસર્વસ્વ કોણ છે?, તેને તું અત્યારે જ એકાન્તમાં વિચાર. તું ક્યાંથી આવ્યો?, તારે ક્યાં જવું છે?, તું શું કરી રહ્યો છે? અને તારે શું કરવું જોઈએ?-એનું તું વારંવાર નિરીક્ષણ કર. અનાદિ ભૂતકાળમાં તેં કરેલા અનંતા દેહસંબંધોને તું ભૂલી જા. એક જ પવિત્ર ધ્યેયમાં તું મગ્ન બની જા. અશરણશરણ્ય પરમકૃપાળુ દેવાધિદેવના પુનિત નામસ્મરણ તું રટતો રહેજે.

(૧૩) ચેતન! તું મહા ચપળ ઇન્દ્રિઓ રૂપી ઘોડાઓ ઉપર વિશ્વાસ મૂકીને ઘોડેસ્વાર થયો છે, પરન્તુ તું લગામ હાથમાં રાખજે. કુટિલ અને ચપળ તે ઇન્દ્રિયો તને ન ચૂકવે, તે માટે તું અપ્રમત્ત બનીને તેનું દમન કરજે. ભાઈ! તને પુણ્યના બળે ઇન્દ્રિયો મળી છે, માટે તેનાથી

# નિત્ય કરવા લાયક છ કર્ત્તવ્યો

'देवपूजा गुरूपास्तिः, स्वाध्यायः संयमस्तपः ।
दानं चेति गृहस्थानां, षट्कर्माणि दिनेदिने ॥'

## ૧–દેવદર્શન–પૂજન

દેવપૂજા, ગુરુની ઉપાસના, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન–આ છ વસ્તુઓ ગૃહસ્થોને પ્રતિદિન કરવા લાયક છે. દેવાધિદેવ શ્રી અરિહંત પરમાત્મા સર્વદોષથી રહિત (વીતરાગ) અને સર્વગુણસંપન્ન છે. તેઓના દર્શન, પૂજન અને ગુણોત્કીર્તન એ ઉત્તમ આત્માઓ માટે પ્રતિદિન અવશ્ય કરવા લાયક છે. પરમ ગુણપ્રકર્ષને પામેલા શ્રી વીતરાગ પરમાત્માની હૃદયના બહુમાનપૂર્વક દ્રવ્ય–ભાવ ઉભય પ્રકારે સેવા–ભક્તિ કર્યા સિવાય ઉત્તમ ગુણોની પ્રાપ્તિ પ્રાયઃ સુલભ નથી.

"પ્રશમરસ નિમગ્ન, પરમ કરૂણારસની મૂર્તિના, નિર્મળ અને નિરૂપાધિક એવી શ્રી જિનેશ્વરદેવની પ્રતિમાના દર્શન કરવા હું જાઉં."–એવા સંકલ્પ માત્રથી પાપની રાશિઓ પીગળવા માંડે છે. જેમ જેમ એ દિશામાં આગળ પગલાં ભરે છે, તેમ તેમ અધ્યવસાયની શુદ્ધિથી અધિક અધિક નિર્જરાનો ભાગી બનતો જાય છે.

ભગવાનના યથાર્થ ગુણોને વિષે બહુમાનયુક્ત બનેલા આત્માને કેવળજ્ઞાન અને કેવળદર્શન પણ સુલભ બને છે,

તો પછી બીજનું ફળ મળે એમાં કાંઈ નવાઈ નથી. એ એક સાધારણ નિયમ છે કે-જે જેનું પ્રતિદિન ધ્યાન ધરે છે, તે મોડા-વહેલા એક દિવસ અવશ્ય તેના જેવો થાય છે. આથી જેમને પરમાત્મપદ પ્રાપ્ત કરવું હોય, તેમણે પરમાત્માના ગુણોને લક્ષ્યમાં રાખીને, તેઓની તન, મન અને ધનથી સેવા બજાવી, મોક્ષના મીઠા મેવા પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ બનવું જરૂરી છે.

## ૨-ગુરૂવન્દન

પાંચ મહાવ્રતોને ધારણ કરનારા, સર્વથા કંચન-કામિનીના ત્યાગી, સામાયિકમાં રહેનારા અને ધર્મનો ઉપદેશ આપનારા ગુરૂઓ કહેવાય છે. આવા ગુરૂઓને વન્દન કરવાથી તીર્થંકર પરમાત્માની આજ્ઞાનું પાલન થાય છે. તેનાથી માન રૂપી પર્વત ગળી જાય છે, તેમ જ નમ્રતા, લઘુતા વગેરે ગુણોની પ્રાપ્તિ થાય છે તથા શાસ્ત્રશ્રવણ અને શાસ્ત્ર-અધ્યયનની સુંદર તક મળે છે. તેઓની વૈયાવચ્ચ અને ભક્તિ સંસારસમુદ્રથી તારવા માટે નાવડીનું કામ કરે છે. તેઓની કૃપાથી જ વિનય, વિવેક, ઉદારતા, ક્ષમા આદિ નિર્મળ ગુણોની પ્રાપ્તિ થાય છે. તેઓને કરેલું વન્દન નીચ ગોત્ર ખપાવે છે અને ઉચ્ચ ગોત્ર બંધાવે છે. સુગુરૂના સમાગમ વિના જીવને કદી પણ સાચું જ્ઞાન થતું નથી. પુણ્ય-પાપ, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય આદિ વસ્તુઓનો વિવેક પણ ગુરૂગમ વિના પ્રગટતો નથી. આથી જ જીવનને ઉન્નત બનાવવાની ઈચ્છાવાળાઓને ગુરૂ-ઉપાસનાની ઘણી જરૂર છે.

## ૩–સ્વાધ્યાય

મોક્ષાર્થીએ પ્રતિદિન જ્ઞાનવૃદ્ધિ કરવી જોઈએ. નિત્ય નવનવી જ્ઞાનવૃદ્ધિમાં ઉપયોગવંત રહેનાર યાવત્ તીર્થંકર-નામકર્મ ઉપાર્જન કરે છે. શ્રી જિનશાસનમાં સ્વાધ્યાયને મોક્ષનું પરમ અંગ કહ્યું છે. આત્માને મોક્ષની સાથે જોડનારા અસંખ્ય વ્યાપારોમાંથી કોઈ પણ યોગમાં વર્તતો જીવ પ્રતિ સમય અસંખ્ય ભવોના કર્મોને ખપાવે છે, તો પણ સ્વાધ્યાય યોગમાં વર્તતો જીવ સ્થિતિ અને રસ વડે કર્મોને વિશેષે કરીને ખપાવે છે. મન, વચન અને કાયાના અશુભ વ્યાપારોનો નિગ્રહ અને એ ત્રણેયનું શુભ વ્યાપારોમાં પ્રવર્તન, સ્વાધ્યાય યોગમાં જે રીતે સિદ્ધ થાય છે, તે રીતે પ્રાયઃ અનન્ય વ્યાપારો વખતે થઈ શકતું નથી. આ સ્વાધ્યાય ઉત્કૃષ્ટ ચૌદ પૂર્વધરોને હોય છે અને ઘટતાં ઘટતાં જેને બીજું કાંઈ પણ ન આવડતું હોય, તેને પણ શ્રી પંચ-પરમેષ્ઠિ નમસ્કાર મહામંત્રનો સ્વાધ્યાય હોય છે, કેમ કે–આ શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર દ્વાદશાંગીનો સાર છે. વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા–આ પાંચેય પ્રકારનો સ્વાધ્યાય કર્મક્ષયમાં અસાધારણ હેતુ બની પરંપરાએ પરમ પદની પ્રાપ્તિ કરાવે છે. એ કારણથી શ્રી જિનવચનને પરમ મંત્રસ્વરૂપ માનીને, તેનો અતિ આદર અને ભક્તિપૂર્વક સ્વાધ્યાય યોગમાં પ્રયત્ન કરવો, એ મુમુક્ષુનું પરમ કર્ત્તવ્ય છે.

## ૪–સંયમ

ઇન્દ્રિયનિગ્રહની બુદ્ધિથી અનાદિ સંજ્ઞાઓને કાપવા

છે. પોરિસીથી એક હજાર વર્ષના, એક આયંબિલથી હજાર ક્રોડ વર્ષના અને એક ઉપવાસથી દશ હજાર ક્રોડ વર્ષના કર્મો ખપાવી શકાય છે. એટલા માટે ઉત્તમ માનવભવ પામીને સકામપણે-ઈચ્છાપૂર્વક અને ધર્મબુદ્ધિથી શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞા મુજબ નવકારશીથી માંડીને પોરિસી, એકાસણું, આયંબિલ, ઉપવાસ વગેરે પચ્ચક્ખાણનો અભ્યાસ શરીરની અનુકૂળતા મુજબ ચાલુ રાખવો, એ બુદ્ધિમાનોનું પરમ કર્ત્તવ્ય છે.

## ૬–દાન

ચાર પ્રકારના ધર્મમાં દાન, એ ધર્મનું પ્રથમ અંગ છે. તે વગર તકલીફે સહેલાઈથી આચરી શકાય તેવું અનુષ્ઠાન છે. દાનથી ધનનો નાશ થતો નથી પણ ધનની વૃદ્ધિ થાય છે. દાનના અભ્યાસ વિના પરિગ્રહસંજ્ઞા છેદાતી નથી. આથી પરિગ્રહસંજ્ઞાને કાપવાની બુદ્ધિપૂર્વક નિત્ય દાનક્રિયાનો અભ્યાસ કેળવવો જરૂરી છે. પરિગ્રહસંજ્ઞા એટલે પરપુદ્‌ગલ પદાર્થમાં "अहं–मम" ની કલ્પના. અભયદાન, જ્ઞાનદાન, સુપાત્રદાન, અનુકંપાદાન–આમ દાનના અનેક પ્રકારો છે. તે પૈકી કોઈ પણ ઠેકાણે અપાયેલું દાન નિષ્ફળ જતું નથી. સાત ક્ષેત્રમાં અપાયેલું દાન ધર્મવૃદ્ધિનું કારણ બને છે અને તેથી શાસન અવિચ્છિન્ન બને છે. અનુકંપાદાનથી હૃદયની કોમળતા અખંડ રહે છે. અને જગતમાં શ્રી જૈનશાસનની પ્રભાવના થાય છે. દાન વડે અનેક પ્રકારના વૈર–વિરોધ નાશ પામે છે અને પ્રાણીઓ વશ થાય છે. વ્યક્તિના

# સુખકારણ શ્રી નવકાર

'हरइ दुहं कुणइ सुह, जणइ जसं सोसए भवसमुद्दं ।
इह लोय परलोइय, सुहाणमूलं नमुक्कारो ॥ १ ॥'

અર્થ—'શ્રી નમસ્કાર મહામંત્ર દુઃખને હરે છે, સુખને કરે છે, યશને ઉત્પન્ન કરે છે, ભવસમુદ્રને શોષવે છે તથા આ નવકાર આ લોક અને પરલોકનાં સઘળાં સુખોનું મૂળ છે.'

**શાસ્ત્રોમાં** ઠેર ઠેર મહામંત્ર શ્રી નમસ્કારનો જે મહિમા બતાવવામાં આવ્યો છે, તે કેવળ શ્રદ્ધોક્તિ નથી. વળી તેમાં અતિશયોક્તિભર્યું કાંઈ પણ નથી, પરન્તુ જ્ઞાનીઓની દૃષ્ટિએ એક સિદ્ધ થયેલી હકીકત છે. આજે પણ સમર્પિતભાવે જેઓ મહામંત્રને શરણે જાય છે અને વિધિપૂર્વક તેનું આરાધન કરે છે, તેઓને પોતાની યોગ્યતાનુસાર યત્કિંચિત્ પણ સ્વાનુભવ થયા સિવાય રહેતો નથી. માત્ર તે અનુભવ મેળવવા માટે સાધકે પોતાની યોગ્યતા વધારવાની જરૂર રહે છે.

શ્રી નમસ્કારનું સ્મરણ દુઃખને હરે છે અને સુખને કરે છે વગેરે કહેવાની પાછળ જે રહસ્ય રહેલું છે, તે સ્થિર બુદ્ધિ વડે વિચારવાથી એ વાત સમજી શકાય તેવી છે.

આપણા ચિત્તમાં સત્ત્વ, રજસ અને તમસ નામની

શકાય નહિ. એક કાળે બન્ને ભાવો પ્રધાનપણે એકી સાથે ટકી શકતા નથી. આથી શ્રી પંચપરમેષ્ઠિઓના આલંબનથી ચિત્ત જ્યારે સત્ત્વપ્રધાન બને છે, ત્યારે તેટલો વખત દુ:ખથી તે મુક્ત બને છે અને તેમાં સુખ આપોઆપ ઉત્પન્ન થાય છે.

પ્રકૃતિના નિયમ પ્રમાણે જ્યારે મનુષ્યનું ચિત્ત સત્ત્વપ્રધાન બને છે, ત્યારે તેમાં એક એવું સામર્થ્ય પ્રગટ થાય છે કે-તેના પ્રભાવે તે સારા-માઠા તમામ નિમિત્તોને લાભકારી બનાવી શકે છે.

સામાન્ય ઉપદ્રવથી માંડી મરણાન્ત ઉપસર્ગ સુધીનો એક પણ પ્રસંગ એવો નથી, કે જે સ્થિર અને શાન્ત ચિત્તવાળાને લાભ કરનારો ન બને.

તેનાથી ઊલટું જેનું ચિત્ત સ્થિર નથી અને જેની બુદ્ધિ નિર્મળ નથી, તેના માટે ઊંચામાં ઊંચું ગણાતું આલંબન પણ લાભ કરનારૂં બનતું નથી.

ચંચળ ચિત્તની સ્થિરતા ઉત્તમ આલંબનોના પુનઃ પુનઃ અભ્યાસથી સાધ્ય છે, પણ તે વિના શક્ય નથી. સાધનામાર્ગમાં શુભ આલંબનોને વિષે ચિત્તની સ્થિરતા બહુ ઉપયોગી છે. એટલા માટે આત્મવિકાસના અર્થી આત્માઓએ ઉત્તમ આલંબનોના બળ વડે દિન-પ્રતિદિન પોતાની યોગ્યતા પ્રગટાવવા માટે સદા અપ્રમત્ત રહેવું ખૂબ જરૂરી છે. માનવજીવનમાં કરવા લાયક એ એક મહાન કાર્ય

**તેજને આપણા આત્મપ્રદેશોમાં કલ્પી તેમાં આપણા ચિત્ત રૂપી ઘટને ડૂબાડી દેવો જોઈએ-તેમાં તન્મય થવું જોઈએ. તે ત્યાં સુધી કે જયાં સુધી આપણે અને પરમેષ્ઠિઓ હવે જુદા નથી-એવી રીતે ચિત્તને તેમાં વિલીન કરવાનું હોય છે.**

જેમ વ્યાયામ કરનાર માત્ર થોડો સમય જ વ્યાયામ કરે છે, પણ તે દ્વારા મેળવેલાં બળ અને સ્ફુર્તિ તેને ચોવીસેય કલાક કામ આપે છે, તેમ પરમેષ્ઠિઓની સાથે વિધિપૂર્વક થયેલો મિલાપ ભલે અલ્પ સમય માટે હોય, પણ તે જીવનના વિકાસક્રમમાં પ્રતિક્ષણ ઉપયોગી બને છે.

જ્યારે જ્યારે ચિત્ત તમોવૃત્તિથી આવૃત્ત થઈ ઉદ્વિગ્ન બને, ત્યારે ત્યારે ચિત્તને પ્રસન્ન કરવા માટે અંતઃકરણમાં બિરાજમાન પરમેષ્ઠિઓના તેજમાં ચિત્તને વિલીન કરવાનો અભ્યાસ કેળવવો જરૂરી છે, કેમ કે-એ દુઃખનાશનો અને સુખપ્રાપ્તિનો એક ઘણો જ સરળ, નિરૂપાય અને નિર્ભય ઉપાય છે.

શ્રી પંચપરમેષ્ઠિઓની સાથે ચિત્તની એકાગ્રતા સાધવા માટે દેવ-ગુરુ પ્રત્યે હાર્દિક બહુમાન, નિર્દોષ જીવન, સર્વત્ર ઔચિત્યનું પાલન, પવિત્ર વાતાવરણ, બ્રાહ્મ મુહૂર્ત અથવા ત્રિસંધ્યાનો પવિત્ર સમય, સ્થિર આસન, ભાવનાઓનું પરિબળ, વિષયોથી ચિત્તની પરાઙ્મુખતા, ધ્યેયની એકાગ્રતા અને નિશ્ચિત કરેલા સમયે નિયમિતપણે આદર તથા સત્કારપૂર્વકનો અભ્યાસ જરૂરી છે.

શ્રદ્ધા, ઉત્સાહ અને ખંતપૂર્વક્નો આ વિષયમાં કરેલો પુનઃ પુનઃ સતત અભ્યાસ પરમેષ્ઠિઓની સાથે એકતા-તન્મયતા કરાવવામાં ઘણો જ સહાયક બને છે. ઉપરોક્ત રીતે હૃદયકમલ આદિ કોઈ પણ એકાદ ધ્યેયસ્થાનમાં પરમેષ્ઠિઓની કલ્પના કરી, ચિત્તનું સ્થાપન કરવાથી, પોતાને અનુભવમાં આવી શકે તેવી ઘણી પ્રતીતિઓ ઉત્પન્ન થાય છે.[1]

સૌ કોઈ નમસ્કારના પરમ તેજને પ્રાપ્ત કરો, એ જ શુભેચ્છા.



१–एषामेकत्र कुत्रापि स्थाने स्थापयतो मनः ।
उत्पद्यन्ते स्वसंवित्तेर्बहवः प्रत्ययाः किल ॥
—શ્રી યોગશાસ્ત્ર પ્ર. ૬ : શ્લો. ૮

# શ્રી નવકાર સાર સંગ્રહ

**મહાપુરુષોના** પ્રવચનોમાંથી, તેઓશ્રીની સાથે ચર્ચા-વિચારણામાંથી, પત્રવ્યવહાર દ્વારા તથા વિવિધ વાંચન-મનન દ્વારા મહામંત્ર શ્રી નવકારની આરાધના અંગે એકત્રિત થયેલ સારભૂત સામગ્રી અહીં રજુ કરવામાં આવે છે.

(૧) શ્રી નવકારના પ્રથમ પાંચ પદમાં પરમેષ્ઠિઓને નમસ્કાર કરવામાં આવ્યો છે અને તેની ચૂલિકાના ચાર પદમાં નમસ્કારનો મહિમા છે. ચૂલિકા સહિત શ્રી નવકાર મહામંત્ર સર્વાંગસંપૂર્ણ મહામંત્ર બને છે.

(૨) મહામંત્રના પ્રથમ બે પદ દેવપદ છે અને પછીના ત્રણ પદ ગુરૂપદ છે. 'નમો' પદનું રહસ્ય 'માર્ગાનુસારિતા' છે, કેમ કે-નમસ્કારની ક્રિયા મોક્ષ અપાવે છે અને તેમાં આલંબન દેવ-ગુરૂ છે. કર્મબંધન કાયા, વચન અને મન-એમ ત્રણ વડે થાય છે. મન-વચન-કાયા વડે નમસ્કાર કરવાથી ત્રણેય પ્રકારના કર્મોનો નાશ થાય છે.

(૩) શ્રી નવકારના જાપમાં એકાગ્રતા જરૂરી છે. જે વસ્તુની એકાગ્રતા લાવવી હોય તેના ગુણમાં રસ થવો જોઈએ. **બીજા વિચારો ન આવે તેનો કેવળ નિષેધાત્મક (Nagative) પ્રયત્ન કરવાને બદલે જેનો જાપ કરીએ તેનો વિધેયાત્મક (Positive) વિચાર**

સ્મરણ કરવામાં આવે, તો દેવલોકના ઘંટારવ, દિવ્ય સંગીત, દિવ્ય રૂપ, દિવ્ય ગંધ અને દિવ્ય રસનો અનુભવ થાય છે. 'Do and See'–અંદર ઉંડાઉતરો અને અનુભવ કરો.

(૬) મનુષ્યશરીરમાં અનેક ચક્રો છે. તે ચક્રો જો ઉઘડી જાય, તો અદ્‌ભુત શક્તિઓ પ્રાપ્ત થાય છે. બારાખડી એ પરમાત્મ પદની ચાવી છે. 'અર્હં' પદમાં બારાખડીનો પહેલો અને છેલ્લો અક્ષર છે અને તે ઉપર અનુસ્વારનું બીજ છે. અક્ષરોમાં અનુસ્વાર લગાવવાથી ગજબ તાકાત આવે છે. અનુસ્વાર એ શબ્દની તીવ્ર ધાર છે. આત્માનું મૂળ ઊંચે છે, કેમ કે–પંચપરમેષ્ઠિઓ ઊંચે છે: ચાર ડાળીઓ નીચે છે: છંદ–શાસ્ત્રો એનાં પાંદડાં છે. માત્ર તેને જોવાથી મોક્ષનો કે આત્મતત્ત્વનો અનુભવ નહિ થાય. 'If you look at sky, you will see sun, moon etc.' 'જો તમે ઉંચે આકાશમાં જોશો, તો સૂર્ય, ચંદ્ર વગેરે દેખાશે.' 'If you look at earth, you will see dust, dust and dust.' જો તમે નીચે પૃથ્વી ઉપર જોશો, તો ધૂળ, ધૂળ અને ધૂળ જોશો. 'અહીં' 'अहं' એ પૃથ્વી છે અને 'अर्हं' એ આકાશ છે.' આત્મતત્ત્વને અનુભવવા માટે 'अहं'ને જોવાનું છોડી 'अर्हं'ને જોતાં શીખો.

(૭) જગતમાં મનુષ્યજન્મ કરતાં શ્રેષ્ઠ વસ્તુ બીજી કોઈ નથી. માનવનું શરીર પામીને જ પરમાત્માઓ પરમ પદને પામ્યા છે. શરીર–વચન–મનમાંથી અનંત શક્તિઓ

વરાળ અને વિજળીની માફક ફેલાવો વધારો કરે છે. તેને પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના પાલન વડે કાબુમાં લઈ શકાય છે. આત્મક્ષેત્રમાં વિચાર એ બીજ છે. મનમાં આવેલા વિચારો બીજનું કામ કરે છે. બીજ શુભ અને અશુભ બે પ્રકારના છે. શુભ વિચાર એ આંબાના બીજતુલ્ય છે અને અશુભ વિચાર એ બાવળના બીજતુલ્ય છે. સારા બીજોને વાવવાના હોય છે અને ખરાબ બીજોને બાળવાના હોય છે. મનને સારા વિચારોમાં રોકવા માટે સહેલો ઉપાય પંચ-પરમેષ્ઠિના જાપ છે. હરતાં-ફરતાં અને ઉઠતાં-બેસતાં મન-વચન-કાયાના યોગોને જીતી શકાય છે.

(૮) નવકાર વિઘ્ન હરે છે, પાપ ટાળે છે અને અસંખ્ય જન્મોના કુસંસ્કારોને બાળે છે. તે ગુરુમુખે નવકાર મળે, તો જ તે ફલિભૂત થાય છે. ગુરુ પાસે વિધિપૂર્વક તેનો પાઠ લેવો જોઈએ. આંતરૂ મન એક અમૂલ્ય ભંડાર છે અને તેમાં સંસ્કારોનો સંગ્રહ થાય છે. જ્યારે સામગ્રી મળે ત્યારે તે પ્રગટે છે. નવકારના જાપથી શુભ સંસ્કારોનો સંચય થાય છે.

(૯) મનને સ્થિર રાખવા માટે સ્વાધ્યાય કરવો તે ઉત્તમ છે. ક્રિયાયોગ અને વચનયોગ સરળ છે, પણ મનયોગ દુષ્કર છે. આત્માના અધ્યવસાયો સૂક્ષ્મ-અરૂપી અને ચૈતન્યસ્વરૂપ છે. જડ કરતાં ચૈતન્યની શક્તિ અનંતી છે. ચૈતન્યની જેટલી શુદ્ધિ થાય તેટલો જીવને ઉપકાર થાય છે. જેટલી મલિનતા થાય તેટલો તેને અપકાર થાય છે. સત્ક્રિયાથી મનની શુદ્ધિ

થાય છે, તેથી અધ્યવસાયો શુદ્ધ બને છે અને તેથી સ્વ-પરનું કલ્યાણ થાય છે. પોતાના અધ્યવસાયોને મલિનતાથી દૂર કરે તે મંગળ અને તે મંગળ પાપનો નાશ કરે છે. લેખન કે ઉચ્ચાર એ ભાવમંગળનું સાધન છે. અધ્યવસાયોની શુદ્ધિ તે ભાવમંગળ છે.

(૧૦) તર્ક કરતાં શ્રદ્ધાનું સામર્થ્ય વધુ છે. પાંચ ઇન્દ્રિયો અને મનથી તર્ક થાય છે, પરંતુ પાંચ ઇન્દ્રિયોની અને મનની શક્તિ મર્યાદિત છે. જગતમાં અનંત સૂક્ષ્મ અને અમૂર્ત પદાર્થો છે. તેને જાણવા માટે યોગદૃષ્ટિ–અનુભવદૃષ્ટિ જોઈએ. કેવળ તર્ક અપ્રતિષ્ઠિત છે. જો શાસ્ત્રોનો અને દિવ્ય દૃષ્ટિનો આધાર લઈને તર્ક કરે, તો જ તત્ત્વનિર્ણયમાં સફળતા મળે. જે વસ્તુની ઉપાસના કરીએ, તેના ગુણો આપણામાં આપોઆપ આવી જાય છે. આ વિષય તર્કનો નથી પણ શાસ્ત્રનો, શ્રદ્ધાનો અને અનુભવનો છે. નામની અને આકૃતિની ઉપાસના કરવાથી ઉપાસ્યના ગુણો આપોઆપ ખેંચાઈને આવે છે.

(૧૧) મન બાહ્ય અને અંતર બે પ્રકારના છે. બાહ્ય મન દૃશ્ય મન છે, જેથી તે પૌદ્ગલિક છે. આંતર્ મન ભાવ મન છે, જેથી તે આત્મિક છે. જ્યારે બાહ્ય મન ઉંઘતું હોય, ત્યારે આંતર્ મન જાગૃત રહે છે. નામ અને આકૃતિની ઉપાસનાથી મનને ઉપાસ્યના મૂળ આત્મા સાથે સંબંધ થાય છે અને તેના ગુણોનું ખેંચાણ થાય છે તથા પોતાના આત્મામાં તે ગુણો ઉતરે છે. શ્રી અરિહંતદેવોનું

જેવું ચિંતન કરે છે તેવો તે થાય છે, એ વાત આજે વિજ્ઞાન પણ સ્વીકારતું થયું છે.

(૧૪) પાયો જો અંદરથી જરાક આઘો-પાછો થાય છે, તો તેની ગંભીર અસર આખા મકાનને પહોંચે છે, તેમ ચિત્તનો પરિણામ વિષય-કષાયથી વાસિત થાય છે તેની માઠી અસર સમગ્ર જીવનતંત્રને પહોંચે છે અને અંદરનું પવિત્ર વાતાવરણ ડહોળવા માંડે છે. એ ડહોળાણને ટાળવા માટે તેમ જ શુદ્ધિને વધારવા માટે શ્રી નવકારમાં પોતાની સમગ્રતાને ગોઠવવા રૂપ સાધના નિતાન્ત આવશ્યક છે.

(૧૫) પહેલાં યોગ્યતા મેળવો, પછી ઈચ્છા કરો. કુદરતની પાસે ઘણી વસ્તુ છે. તે શોધી રહી છે કે કોને આપું ? તમે કોઈ વસ્તુની શોધ કરશો નહિ, પણ ફક્ત યોગ્યતા નિર્માણ કરો. બીજાને સંતોષ આપવો એ મોટામાં મોટું દાન છે-મોટામાં મોટી યોગ્યતા છે. પોતાને ગમે તેટલાં કષ્ટ હોય તેને ન ગણતાં સામાનું કલ્યાણ થાય, એ એક જ મનોરથ ઉત્તમ જીવોને હોય છે. સજ્જન પુરૂષોનું લક્ષણ છે. જેના જેના સંસર્ગમાં તે આવે, તેનો તેનો ઉદ્ધાર કરવાની જ ભાવના તેઓને હોય છે. આ વિશિષ્ટ ભાવના જ તેઓને યોગ્ય, પવિત્ર અને મહાન બનાવે છે.

(૧૬) સજ્જનની સુવર્ણની જેમ અગ્નિપરીક્ષા થાય છે. સુવર્ણને અગ્નિમાં તપાવે અને ટીપે તથા એમ વારંવાર કરે ત્યારે ઘાટ ઘડાય છે, તેમ દુર્જનતાને સહન કર્યા વગર સજ્જનતા પ્રગટતી નથી.

જ્ઞાન આખા જગતને જાણનારૂં છે, છતાં મગજ ઉપર બોજો વધારનારૂં નથી અને તે આત્મગુણ રૂપ હોવાથી પરબ્રહ્મના આનંદસ્વરૂપ છે. આત્માના સચ્ચિદાનંદ સ્વરૂપમાં ચિદ્‌નો અર્થ જ્ઞાન છે. તે જ્ઞાનનો સ્વભાવ છે કે–આનંદ આપે. ચૈતન્ય પ્રગટ થાય એટલે આનંદ આવે અને આનંદ આવે એટલે ચૈતન્ય શુદ્ધ થાય.

ઉપાસ્ય દેવનું ત્રીજું લક્ષણ પૂજાતિશય છે. પ્રભુ ત્રિજગદર્ચિંત છે. ત્રિજગદર્ચિંત્વ તેઓનું મહા ઉપકારિત્વ સૂચવનારૂં છે. બીજા લોકો તેઓની પૂજા કરે છે તેના આધારે તેઓનું ત્રિજગદર્ચિંતપણું નથી, પણ ' સવિ જીવ કરૂં શાસન રસી '–એવી તેઓની જે ઉત્કટ ભાવના છે તેનાથી તે છે. તેથી તેઓની તરફ જગતના જીવો પૂજા કરવા માટે ખેંચાઈને આવે છે.

ચોથું લક્ષણ વચનાતિશય છે. પ્રભુ તત્ત્વોપદેશક છે. આ જગત જો સુખી હોય, તો તે પ્રભુની દેશનાનો પ્રતાપ છે. જૈન હો યા અજૈન, પણ તે પ્રભુની વાણીના પ્રતાપે સુખી છે. કોઈ પણ સ્થળે યત્કિંચિત્ પણ સારૂં જોવામાં આવે છે, તે પ્રભુની પાસેથી જ ગયેલું છે. જ્યાં જ્યાં સુખ કે સૌંદર્યનો અંશ પણ દેખાય છે, ત્યાં ત્યાં સમજવું કે–તે ધર્મનો પ્રતાપ છે. એ ઉપકાર કોનો? ભગવાનની વાણીનો. પ્રભુની વાણી અતિશયવાળી, સત્ય અને મધુર છે.

પ્રભુ ઉપાસ્ય છે, તેનું કારણ ઉપરની ચાર વિશેષતાઓ છે.

(૨૦) પ્રેમ એવી વસ્તુ છે કે—સામાને હોય કે ન હોય તો પણ એકપક્ષી થાય છે. ભગવાન કેવા છે? પ્રેમના મહાસાગર અને મૈત્રીભાવનાથી ભરેલા છે. તેઓને કાંઈ લેવાનું નથી, પણ પોતે પરમાનંદ મેળવ્યું છે તે ભક્તને કેવળ આપવાનું છે. કહ્યું છે કે—

'स्वयंभूरमणस्पर्धिकरुणारसवारिणा ।
अनंतजिदनंतां वः प्रयच्छतु सुखश्रियम् ॥१॥'

અર્થ—'સ્વયંભૂરમણની સ્પર્ધા કરનાર કરુણારસ રૂપ જળ વડે અનંતનાથ ભગવાન તમને અનંત સુખની લક્ષ્મીને આપનારા થાઓ.'

તાત્પર્ય કે—પ્રભુમાં કરુણારસ એટલો બધો ભરેલો છે, કે—તે સ્વયંભૂરમણ સાથે સ્પર્ધા કરે છે.

(૨૧) ભગવાનને જગતપિતા વગેરે અનેક વિશેષણો આપવામાં તેઓનું વૈશિષ્ટ્ય શું છે? જીવને જે જોઈએ છે, તે શ્રી તીર્થંકરદેવ જ આપી શકે છે. જીવને શું જોઈએ છે? પ્રેમ જોઈએ છે. તે પ્રેમ પૂરેપૂરો અને શુદ્ધ કોણ આપે? શ્રી તીર્થંકરદેવ જ. શ્રી અરિહંતદેવ અખૂટ પ્રેમનો ખજાનો છે, કે જે પ્રભુ આપણને આપી દે છે.

(૨૨) છોકરાને મા શું આપે છે? નથી પૈસા આપતી કે નથી ભણાવતી, કેમ કે—પૈસા પિતાને આધીન છે. વિદ્યા ભણાવવાનું વિદ્યાગુરુને આધીન છે, તો મા શું આપે છે? પ્રેમ અને વાત્સલ્ય. તેથી માનું ગૌરવ શાસ્ત્રમાં વધારે છે. સ્વાર્થથી ખરડાયેલો પ્રેમ આપનારી 'મા' ઉપર પણ જો

પૂજ્યભાવ આવે છે, તો પ્રભુ તો શુદ્ધ અને અખૂટ પ્રેમથી ભરેલા છે, તેઓના ઉપર કેટલો પૂજ્યભાવ-સમર્પણભાવ આવે છે? માને વાત્સલ્ય હોય છે, તેથી પોતાના પુત્ર માટે ભાવના ભાવ્યા કરે છે કે-મારો છોકરો ડાહ્યો થાય-મોટો થાય, તેમ શ્રી તીર્થંકર ભગવંતને જગતના દરેક જીવોને કોઈ પણ ભોગે મોક્ષમાં પહોંચાડવાની ઉમદા ભાવના છે. ભગવંતના જ્ઞાન-દર્શન-ચારિત્રથી ઉપકાર થાય છે, તે તો છે જ; ઉપરાન્ત તેઓની આપણને મોક્ષે પહોંચાડવાની ઉમદા ભાવનાથી મહાન ઉપકાર થઈ રહ્યો છે. જે અનંતા સિદ્ધ થયા છે, તે તેઓની આ ઉમદા ભાવનાથી જ થયા છે.

(૨૩) શ્રી અરિહંત પ્રભુના સ્મરણથી વિઘ્ન આવતાં નથી. જેઓનું નામસ્મરણ પણ વિઘ્નોનો નાશ કરે, તેઓનો પ્રભાવ કેટલો? તેઓની કરૂણા કેટલી? તેઓનો સ્વભાવ કેવો? જો નામસ્મરણ કરેલા છતાં કદાચ વિઘ્નો આવે, તો સમજવું કે-ઘણાં વિઘ્નો આવવાનાં હતાં તે અટક્યાં છે. વસ્તુને જો યોગ્ય અર્થમાં ઘટાવાય, તો અશ્રદ્ધા થતી નથી અને પ્રયત્ન કરવામાં ઉદ્વેગ આવતો નથી. બધાં કાર્યની સિદ્ધિ પાછળ શ્રદ્ધાબળ કામ કરે છે. જો શ્રદ્ધાબળ મજબુત હોય તો કાર્યસિદ્ધ થાય જ છે. ભગવાનનું નામ પવિત્ર અને મંગળમય છે, જેથી તે વિઘ્ન હરે જ છે. સ્તુતિકારો કહે છે કે-

'त्वन्नाममंत्रमनिशं मनुजाः स्मरन्ति ।
सद्यः स्वयं विगतबंधभया भवन्ति ॥'

અર્થ–'તમારા નામ' રૂપ મંત્રનું જે મનુષ્યો અહર્નિશ સ્મરણ કરે છે, તેઓ બંધનના ભયથી સ્વયં તત્કાલ રહિત બને છે.'

(૨૪) આત્માની ત્રણ દશા છે. બહિરાત્મદશા, અન્તરાત્મદશા અને પરમાત્મદશા. જગતમાં જો ભયંકર પાપ હોય તો તે બહિરાત્મદશાનું છે. હિંસા, અસત્ય વગેરે પાપો તો પછી આવે છે. જ્યારે તીવ્ર બહિરાત્મદશા હોય, ત્યારે આત્માનો લેશ માત્ર અનુભવ થતો નથી. તેને બધો આનંદ–પ્રમોદ કાયા અને કાયાના સુખોમાં જ સમાઈ જાય છે. જ્યારે બહિરાત્મદશાની પરાકાષ્ઠા હોય છે, ત્યારે બાહ્ય પદાર્થોમાં તીવ્ર આસક્તિ હોય છે. કંચન–કામિની–કુટુમ્બ–કાયા અને કીર્તિ, આ પાંચ કક્કામાં તેને પોતાનું સર્વસ્વ સમજાય છે. મારી કાયા એમ બોલે છે ખરો, પણ વસ્તુતઃ તો તેને 'હું' રૂપે જ માને છે. હું માંદો છું, હું સ્વરૂપવાન છું અને હું જ્ઞાની છું. એટલે જ્યારે હું ઉપર ચોટ લાગે છે, ત્યારે તે સહન કરી શકતો નથી–દુઃખી થાય છે. જ્યારે તીવ્ર બહિરાત્મદશા હોય છે, ત્યારે બધી વસ્તુને તીવ્ર 'હું' રૂપે માની લે છે. એટલે બધી વસ્તુ તેના એક અંગ રૂપે બની જાય છે અને ત્યારે તે વસ્તુના નાશમાં અંગ કપાય અને જેટલું દુઃખ થાય તેટલું દુઃખ તેને થાય છે. આવું મહા મિથ્યાત્વનો જ્યારે ઉદય હોય ત્યારે થાય છે. અંતરાત્મદશામાં હું 'સ્વરૂપે' પરમાત્મા છું. બાહ્ય–જડના સંયોગે આ દશામાં આવી પડ્યો છું, જેથી તેમાંથી છૂટવા માટે પરમાત્મદશાની ભાવના કરવી એ ઉપાય છે,

એ જાતિના વિચારો આવે છે. પરમાત્મદશા એ સ્વ-સ્વરૂપની પ્રાપ્તિ છે અને તે સ્વરૂપની રમણતાથી પ્રાપ્ત થાય છે. તે દશામાં જીવને સર્વ દોષો નષ્ટ થઈ જાય છે અને સર્વ ગુણો પ્રાપ્ત થાય છે.

(૨૫) જે જોઈએ તે સઘળાંનું નિધાન શ્રી નવકાર મંત્ર છે. શ્રી નવકાર મંત્રમાં શરણભૂત પદાર્થોનો સમાવેશ થાય છે. શ્રી પંચપરમેષ્ઠિ થવાનો અંતરાય તૂટે તે માટે નમસ્કાર છે. 'नमो अरिहंताणं' દુઃખનાશક, સુખસ્થાપક અને મોક્ષસાધક છે. તેના જાપથી રોગો-કષ્ટો નાશ પામે છે અને દેવો પણ ખેંચાઈને આવે છે. જાપ કરતાં પહેલાં આસન અને મુદ્રા જરૂરી છે. જેમ જંગલમાં રામને શોધવા જતાં લક્ષ્મણજી સીતાદેવીની કુટિરની ચારેય બાજુ લાઈનદોરી બાંધે છે. અને કુંડાળું કરે છે, કે જેથી કોઈ પ્રાણી-પિશાચ અંદર પ્રવેશ ન કરી શકે, તેમ 'વજ્રપંજર સ્તોત્ર' બોલીને શરીરના દરેક ભાગ ઉપર હાથ ફેરવીને આપત્તિથી રક્ષણ થાય છે. 'नमो अरिहंताणं' પદ ગણવાથી ભાવ-આરોગ્યની પ્રાપ્તિ થાય છે. મન પ્રત્યેક ક્ષણે એક વૈતાલ રૂપ છે. એક મિનિટમાં મનમાંથી ૪૮ થી ૫૫ વિચારો બહાર પડતા હોય છે, જ્યારે મન વ્યગ્ર થાય, ત્યારે વિચારોના ઉભરાઓ ઠલવાય છે. મન અને પ્રાણને અતિશય ગાઢ સંબંધ છે, જેથી પ્રાણની સાથે મનને ભેળવી દેવું. પ્રાણ રોમેરોમમાં વ્યાપી જાય છે. શ્વાસ લેતી વખતે 'नमो' અને શ્વાસ મૂકતી વખતે 'अरिहंताण'નું રટણ કરવાથી મંત્ર શ્વાસની સાથે મળી જાય છે. મન

શ્વાસોશ્વાસ સાથે બંધાયેલું હોવાથી તરત એકાગ્ર થાય છે અને શ્વાસોશ્વાસ શરીરના એકે એક પરમાણુઓ સાથે ભળી છે. શરીરના આરોગ્યમાં શ્વાસોશ્વાસ મહત્ત્વનો ભાગ ભજવે છે. 'Deep breathing' **ઉંડો અને દીર્ઘ શ્વાસોશ્વાસ ઠેઠ નાભિ-આંતરડા સુધી પહોંચે છે અને અશુદ્ધ તત્ત્વોને બહાર કાઢે છે.** આ રીતે શ્વાસોશ્વાસની શ્રેષ્ઠ માળાથી 'नमो अरिहंताणं'નો જાપ કરવાથી દ્રવ્ય અને ભાવ-આરોગ્ય, બોધિલાભ અને સમાધિની પ્રાપ્તિ થાય છે. બધો આધાર quality ઉપર છે, પણ કેવળ quantity ઉપર નહિ.

(૨૬) મન બે પ્રકાના છે. ૧- objective mind એટલે બાહ્ય મન. ૨-Subjective mind એટલે સૂક્ષ્મ મન. સૂક્ષ્મ મન સદા જાગૃત રહે છે. સૂક્ષ્મ મન એટલે આંતર્ મન. આંતર્ મનમાં સંસ્કારોનો ભંડાર હોય છે. રમકડાંને જેમ ચાવી આપવાથી આપોઆપ ચાલે છે-ગતિ કરે છે; તેમ આંતર્ મનને માત્ર ચાવી આપવાથી સંસ્કારો આપોઆપ કામ કરે છે. બાહ્ય મન જ્યારે સુપ્ત હોય કે બીજા વિચાર કે કાર્યમાં રોકાયેલું હોય, ત્યારે પણ આંતરિક મન જાગૃત રહીને કામ કરે છે. આંતરિક મન સદા જાગૃત રહીને એની મેળે વિચારો કે સંસ્કારો મુજબ કામ કરે છે. આ વાત સ્વાનુભવથી દરેક સમજી શકે છે. દા૦ ત૦ ઘરે જતાં રસ્તામાં જો અનેક વિચારો કરતું બાહ્ય મન બાહ્ય વિચારોમાં મગ્ન હોય, તો પણ આંતર્ મન માણસને બરાબર ઘરે પહોંચાડે છે. યાદ રાખેલ કોઈ સૂત્ર-સ્તવન-સજ્ઝાય બોલવાનું શરૂ કર્યા પછી જો કેટલાકનું મન બીજે

ભટકે, તો પણ આંતરિક મનના બળે ભૂલ વગર બધું બોલી શકે છે. આ શક્તિ આંતરિક મનની છે. માત્ર તેને સંસ્કાર આપવા પડે છે. મનના ખરાબ સંસ્કારો કાઢવાનું કામ પણ મનને જ સોંપવું પડે છે, કારણ કે–કાંટો જ કાંટાને કાઢવા માટે ઉપયોગી થાય છે. બાહ્ય મન ચોર છે. તેની ચોકી કે લગામ આંતર્ મનને સોંપવી જોઈએ. જો આંતર્ મન સારા સંસ્કારોથી વાસિત હોય તો તે સારી રીતે ચોકી કરે છે. જો આંતર્ મન ચોર હોય અને કુસંસ્કારોથી વાસિત હોય, તો બન્ને મન રૂપી બે ચોર ભેગા મળી આત્માને લૂંટે છે. **આંતર્ મનને જો પવિત્ર પ્રેરણા આપી હોય, તો સુતા હોઈએ ત્યારે સુંદર પરિણામ પામી શકાય છે.** ભોજન કરતાં અને શયન કરતાં પહેલાં નવકારના પવિત્ર સ્મરણથી પરમાણુઓ અમૃતમય બને છે અને તેથી શમરસ–શાન્તરસ ઉત્પન્ન થાય છે.

(૨૭) વિનય સૌથી મોટો ધર્મ છે. નમવાથી ભક્તિ શ્રેષ્ઠ થાય છે. નમ્યો તે પ્રભુને ગમ્યો. કૂવામાં ઘડો પાણી ભરવા માટે નાખવામાં આવ્યા પછી જો તે વાંકો વળે અને નમે, તો જ તેમાં પાણી ભરાય છે. હૃદયમાં જો લઘુતા નિર્માણ કરો, તો પ્રભુતા આપોઆપ મળે છે. લઘિમા લબ્ધિથી આકાશમાં ઉડી શકાય છે. હૃદયમાં લઘુતા લાવવાથી માણસને સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને તેથી ચૌદ રાજલોક અને મોક્ષ સુધી જવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે.

(૨૮) દેવ–ગુરુ–ધર્મ–ધર્મક્રિયા એ નિમિત્ત છે, પણ કાર્યની સિદ્ધિ આપણા ઉપાદાન–યોગ્યતા ઉપર છે. પ્રતિ

પ્રભુનું નામ, પ્રભુની સ્થાપના, પ્રભુનું દ્રવ્ય અને પ્રભુનો ભાવ–એ ભવ રૂપી શીતને હરે છે, કષાય રૂપી દાવાનળને શમાવે છે, વિષયની તૃષાને છીપાવે છે અને કર્મ રૂપી મેલને ધુવે છે. એ સર્વ સત્પુરૂષોને સ્વસંવેદનથી અને અનુભવથી સિદ્ધ થયેલી ચીજ છે. આથી તેમાં તર્કનો આશ્રય ન લેતાં વસ્તુસ્વભાવની શ્રદ્ધાને મુખ્ય બનાવવી ઉચિત છે, જેથી સાધના સહજ બને છે.

પ્રથમ પદ એ શ્રી નવ પદોનું નવનીત છે. જેમ સમગ્ર નવકાર એ દ્વાદશાંગીનો સાર છે, તેમ પ્રથમ પદ 'नमो अरिहंताणं' એ દ્વાદશાંગીના સારનો પણ સાર છે. તેનું કારણ અરિહંતો એ પંચપરમેષ્ઠિમય છે. અરિહંતો ભાવથી અરિહંત છે, દ્રવ્યથી સિદ્ધ છે, ગણધરોના આચાર્ય છે, તેઓને ત્રિપદી આપવાથી ઉપાધ્યાય છે અને સર્વોત્તમ સાધુપણું સાધવાથી સાધુ છે. આથી શ્રી અરિહંતના નમસ્કારમાં પાંચેય નમસ્કાર આવી જાય છે. પાંચેયને નમસ્કાર કરવાથી સર્વ વિઘ્નોનો નાશ થાય છે, સર્વ મંગળોનું આગમન થાય છે, સર્વ સિદ્ધિઓનું આહ્વાન થાય છે અને સર્વ પુરૂષાર્થોનું આમંત્રણ થાય છે.

卐

## આધ્યાત્મિક સાધના

मोक्षः कर्मक्षयादेव, सचात्मज्ञानतो भवेत् ।
ध्यानसाध्यं मतं तच्च, तद्ध्यानं हितमात्मनः ॥

—શ્રી યોગશાસ્ત્ર પ્રકાશ, ૪-૧૧૩

મોક્ષ કર્મક્ષયથી થાય છે, કર્મનો ક્ષય આત્મજ્ઞાનથી થાય છે અને એ આત્મજ્ઞાન ધ્યાનથી સાધ્ય છે, માટે ધ્યાન આત્માને હિતકારી છે. અહીં એ પણ સમજવું જરૂરી છે કે-ધ્યાન માટે પ્રથમ ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત થવી જોઈએ. ચિત્તની એકાગ્રતા માટે ચિત્તની નિર્મળતા અને શરીરશુદ્ધિ આવશ્યક છે. ચિત્તની નિર્મળતા માટે મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય ભાવની સાધના જરૂરી છે. મૈત્રી આદિ ભાવોને જીવનમાં ઉતારવા માટે જીવનવ્યવહારમાં નીતિ, ન્યાય, વ્રત, નિયમ, ત્યાગ, વૈરાગ્ય અને સંયમની આવશ્યકતા છે. શરીરશુદ્ધિ માટે તપની સાધના જરૂરી છે. આ છે આત્મા અને કર્મને જુદા પાડી આપનાર આધ્યાત્મિક સાધના.

# માનસિક રોગ ટાળવાનો રામબાણ ઉપાય

**ખરાબ** વિચારો એ માનસિક રોગ છે. ભલે તે જુદા જુદા અનેક આકારે પ્રગટ થાય, પણ મૂળ તો તે બધા વિકૃત મનના પરિણામો છે. જુદા જુદા તે તમામ ખરાબ વિચારોને અટકાવવાનો અને માનસિક રોગોને ટાળવાનો સિદ્ધ-રામબાણ ઉપાય શ્રી પંચપરમેષ્ઠિ નવકાર છે. એ મંત્રના પવિત્ર જાપથી મનને વાસિત કરવાનું છે અથવા મહા મંત્રના પ્રથમ પદસ્વરૂપ 'नमो अरिहंताणं'નું રટણ કર્યા કરવાનું છે. એ સંબંધી કહ્યું છે કે-

"નમસ્કાર અરિહંતને, વાસિત જેહનું ચિત્ત;
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત.
આર્ત્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુર્ગતિ વાસ;
ભવક્ષય કરતાં સમરતાં, લહીએ સુકૃત ઉલ્લાસ. ૧

જેમ કુશળ વૈદ્ય હજારો રોગોની એક જ દવા શોધી કાઢે છે, તેમ જ્ઞાની ભગવંતોએ મનુષ્યોના માનસિક હજારો રોગના નાશ માટે અમોઘ જડીબુટ્ટી સમાન આ મંત્રને ફરમાવ્યો છે. આ નવકાર રૂપી કેશરી કિશોર જ્યાં સુધી આપણા મનમાં નિર્ભયપણે ફરે છે, ત્યાં સુધી પાપ વિચારો રૂપી તુચ્છ સત્ત્વો પ્રવેશ પામી શકતા નથી. "સર્વ જગતનું

કલ્યાણ થાઓ."-એવી શુભ ભાવનાપૂર્વક મહામંત્ર શ્રી નવકારના સતત સ્મરણથી માત્ર માનસિક ખરાબ વિચારો અટકે છે, એટલું જ નહિ પણ ખરાબ વિચારને ઉત્પન્ન થવાની મૂળભૂત યોગ્યતા જ નાશ પામે છે. મહામંત્ર શ્રી નવકારની એ જ વિશેષતા છે. 'सव्वपावप्पणासणो'– એ પદમાં આ અર્થ છૂપાયેલો છે.

(ધર્મસાધના-આવૃત્તિ પહેલી-પૃ.૫૪૧-૪૨માંથી)

卐

જેણે અનેક રીતે શક્તિઓ અને સદ્‌ગુણોનો સંચય કર્યો છે, તેને સાચવવાની જવાબદારી પણ તેના પોતાના ઉપર જ છે. તે જો સહેજ પણ ગાફેલ રહે તો તેને ન પાલવે. તળાવમાં અખૂટ જળ ભર્યું હતું, પણ તેમાં એક નાની સરખી તડ હતી. તડ વધતી ગઈ અને છેવટે સરોવર ફાટ્યું. જો પાણીથી ભરેલા તળાવનું જળ બચાવવું હોય, તો નાનામાં નાની તડની પણ કાળજી રાખવી જોઈએ. સદ્‌ગુણો માટે પણ તેમ જ સમજવું.

# શ્રી નવ પદ અને તેની સાધના

અરિહંત સિદ્ધ વંદો, આચારજ ઉવજ્ઝાય,
મુનિ દરિસણ નાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવપદ સમુદિત, સિદ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવિના, ભવકોટિ દુઃખ જાય. ૧

શ્રી જૈનશાસનમાં શ્રી સિદ્ધચક્રજી-નવપદજીની આરાધના સુપ્રસિદ્ધ છે. મોટામાં મોટા શહેરથી માંડી નાનામાં નાના ગામડા સુધી જૈન કુલમાં જન્મેલો ભાગ્યે જ એવો કોઈ આત્મા હશે, કે જે સિદ્ધચક્ર–નવ પદજીનું નામ ન જાણતો હોય. આ સિદ્ધચક્રની આરાધનામાં મુખ્ય આરાધના શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ–એ નવ પદોની છે. તેથી તે શ્રી નવ પદજીના નામથી પણ એટલાં જ પ્રસિદ્ધ છે, કારણ કે–શ્રી સિદ્ધચક્રમાં સૌથી મુખ્ય અને પ્રથમ જો કોઈ માંડલું હોય તો આ શ્રી નવ પદોનું છે. શાશ્વતી ઓળીના દિવસોમાં એ નવ પદોને અવલંબીને નવ દિવસ સુધી દરરોજ આયંબિલપૂર્વક એક એક પદની આરાધના કરવામાં આવે છે. શ્રી સિદ્ધચક્રમાં બીજું જે કાંઈ છે, તે પણ પ્રથમ માંડલાના વિસ્તાર રૂપે છે. ધર્મનું તમામ સારભૂત સત્ત્વ અને તત્ત્વ શ્રી સિદ્ધચક્રમાં સંગ્રહીત થયેલું છે. એથી એની આરાધના દ્વારા સમગ્ર ધર્મની આરાધના સુલભ બની જાય છે.

દુર્લભ મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને જીવનમાં વિશુદ્ધ ભાવે શ્રી સિદ્ધચક્રજીની આરાધના કરી લેવી એ વિવેકી આત્માઓનું એક શ્રેષ્ઠ કર્ત્તવ્ય છે. શ્રી સિદ્ધચક્રજીના આલંબન દ્વારા આત્મવિકાસના માર્ગમાં આત્મા દિન-પ્રતિદિન પોતાની પ્રગતિ કેવી રીતે અધિકાધિક સાધતો રહે છે, તે જાણવા માટે અહીં શ્રી સિદ્ધચક્રજીની વિશેષતા સંબંધી થોડી ઉપયોગી હકીકત જોઈએ.

દાન, શીલ, તપ અને ભાવ રૂપ ધર્મના ચાર પ્રકારોમાં ભાવ એ પ્રધાન સ્થાને છે. દાનાદિ બીજી ક્રિયાઓ પણ ભાવશુદ્ધિ હોય તો જ સફળ બને છે. આ ભાવ એ મનનો વિષય છે અને પ્રાથમિક અવસ્થામાં મન અતિ ચંળળ હોય છે. તે આલંબન વિના કોઈ રીતે સ્થિર રહી શકતું નથી.

જ્યાં સુધી જીવ ઉપર પ્રમાદનું જોર છે, ત્યાં સુધી તે પ્રમાદને હઠાવવા માટે સાલંબન અનુષ્ઠાનના આચરણ સિવાય બીજો કોઈ ઉપાય જ્ઞાનીપુરુષોએ જોયો નથી. ધર્મકાર્યમાં ઉત્સાહ ન થવા દેવો, એ પ્રમાદનું સ્વરૂપ છે. તત્ત્વથી આ પ્રમાદ જ આત્માનો કટ્ટર શત્રુ છે. તે નામથી એક હોવા છતાં કાર્યથી અનેક પ્રકારે પરિણમી જીવને ધર્મમાર્ગમાં પ્રગતિ કરવા દેતો નથી. બહુ રૂપવાળા આ પ્રમાદના મર્મસ્થાનને ભેદી, તેને જડમૂળથી ઉખેડી નાખવા માટે અનુભવસિદ્ધ જ્ઞાનીપુરુષોએ અસરકારક અનેક ઉપાયો બતાવ્યા છે. એ બધાં ઉપાયોનો સુંદર સંગ્રહ એકી સાથે એક જ સ્થાને જો ક્યાંય જોવા મળતો હોય, તો તે શ્રી નવપદજીની આરાધનામાં જોવા મળે છે.

જો કે મોક્ષની સાથે જોડનાર તમામ ધર્મવ્યાપારો એ યોગ જ છે, તેમ છતાં તે તમામ વ્યાપારોમાં શ્રી નવ પદનું સ્થાન સૌથી મોખરે છે. સાધક એના આલંબનથી જ આત્મ-કલ્યાણના માર્ગમાં સાચી પ્રગતિ સાધી શકે છે. બીજાં પણ તમામ ધર્મવ્યાપારોમાં કોઈ ને કોઈ પ્રકારે નવ પદમાંના કોઈ પણ પદનું સ્થાન રહેલું જ છે.

શ્રી સિદ્ધચક્રની આરાધનાથી આત્મકલ્યાણકારી સાચા સદ્‌ગુણોનો કેવી રીતે વિકાસ થતો રહે છે અને આત્માના શત્રુભૂત એવા મુખ્ય મુખ્ય દોષોનો કેવી રીતે હ્રાસ થવા માંડે છે, તે બાબતને આત્મનિરીક્ષણ પૂર્વક વારંવાર ખૂબ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારવી જરૂરી છે. જો એ પ્રમાણે થાય, તો દિન-પ્રતિદિન આરાધનામાં વેગ આવ્યા વિના રહે નહિ. શ્રી સિદ્ધચક્ર એ સદ્‌ગુણોનું સંગ્રહસ્થાન છે. સાચો એક પણ સદ્‌ગુણ એવો નથી, કે જે શ્રી સિદ્ધચક્રમાં ન હોય. આથી શ્રી સિદ્ધચક્રને સદ્‌ગુણ રૂપી રત્નોની ખાણ કે રત્નોના રત્નાકરની ઉપમા આપવામાં આવી છે. તેની સાચી આરાધના કરનારને ગુણરત્નનું દારિદ્ર કદી પણ હોતું નથી.

શ્રી નવ પદજીની આરાધનામાં વેગ લાવવા માટે ચાર વસ્તુઓની માહિતી અનિવાર્ય રૂપે હોવી જોઈએ. (૧) સાધ્ય, (૨) સાધક, (૩) સાધના અને (૪) તેનું ફળ. એ ચાર વસ્તુઓનું જ્ઞાન આરાધકને ચોક્કસ હોવું જોઈએ. સંક્ષેપમાં સાધ્ય અભીષ્ટ, અબાધિત અને સર્વશ્રેષ્ઠ હોવું જોઈએ. સાધક સદાચાર આદિ ગુણોથી સંપન્ન હોવો જોઈએ. સાધના શબ્દ, અર્થ અને તે બન્નેમાં ઉપયોગ સહિત હોવી જોઈએ તથા

તેનું પરંપર ફળ ઐકાન્તિક, આત્યન્તિક અને અવિનશ્વર સુખસ્વરૂપ મોક્ષ હોવું જોઈએ. શ્રી નવ પદજીની આરાધનામાં અતિ પ્રયોજનભૂત એ ચારેય બાબતોને આપણે અહીં ક્રમસર વિચારીએ.

## સાધ્યશુદ્ધિ

શ્રી નવ પદજીની આરાધનામાં સાધ્ય તરીકે શ્રી અરિહંતાદિ નવ પદો છે, જેથી અહીં પ્રથમ તે સંબંધી વિચારણા કરીએ.

(૧) **શ્રી અરિહંત પદ**–શ્રી અરિહંત પરમાત્માનું સ્થાન શ્રી નવ પદમાં સૌથી પ્રથમ છે. તેમાં મુખ્ય કારણ તો તેઓનું વિશિષ્ટ આત્મદ્રવ્ય છે. વળી બીજા તમામ પદોનું ઉત્પત્તિસ્થાન પણ શ્રી અરિહંત પદ છે. શ્રી અરિહંત પરમાત્મા મોક્ષમાર્ગના આદ્ય પ્રકાશક હોવાથી વિશ્વ ઉપર તેઓનો ઉપકાર મહાન અને અજોડ છે. મોક્ષનો માર્ગ ચર્મચક્ષુને અગોચર હોય છે. કેવળજ્ઞાન રૂપી ચક્ષુ વિના તે સાક્ષાત્ જોઈ–જાણી શકાતો નથી. શ્રી અરિહંત પરમાત્માના આત્માઓ સમગ્ર જગતનું કલ્યાણ કરનારી અને સર્વસત્ત્વહિતકારિણી –એવી ઉત્કૃષ્ટ ભાવના સહિત પૂર્વભવોમાં મોક્ષમાર્ગની એવી સુન્દર આરાધના કરે છે, કે જેથી ચરમ ભવમાં તેઓ ત્રણ ત્રણ જ્ઞાન સહિત જન્મે છે. અનુક્રમે સકલ ભોગસામગ્રીનો ત્યાગ કરી, વરસીદાન વડે દીન–દુઃખી જનોનો ઉદ્ધાર કરી અને સહુ સ્વજનવર્ગ પ્રમુખને સંતોષી તેઓ યોગ્ય અવસરે સંયમ સ્વીકારે છે. તે પછી તેઓ અપ્રમત્તભાવે સંયમનું

પાલન કરે છે, ઘાતીકર્મો ખપાવે છે અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે. કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તેઓ સાક્ષાત્ મોક્ષ-માર્ગને જ્ઞાનચક્ષુથી જોઈને, તેને અતિશયવાળી વાણી વડે યથાર્થ રૂપમાં જગતના જીવો સમક્ષ પ્રગટ કરે છે. તેઓના બતાવેલ માર્ગે પ્રયાણ કરીને અનેક આત્માઓ પોતાનું શુદ્ધ પદ પ્રાપ્ત કરે છે અને અજરામર બને છે. વળી ભવિષ્યમાં પણ મોક્ષમાર્ગનો પ્રવાહ અવિચ્છિન્ન ચાલુ રહે, તે માટે શ્રી અરિહંત પરમાત્માઓ તીર્થની સ્થાપના કરે છે. એ તીર્થના આલંબનથી અનેક ભવ્યાત્માઓ મોક્ષપદને પ્રાપ્ત કરે છે.

શ્રી અરિહંતદેવોમાં એક મહત્ત્વપૂર્ણ વિશેષતા એ પણ છે કે–જેમ તેઓ મોક્ષમાર્ગના દર્શક છે, તેમ તેઓ સ્વયં મોક્ષમાર્ગ રૂપ પણ છે. તેઓએ દર્શાવેલા માર્ગે ચાલવાથી જેમ મોક્ષ પ્રાપ્ત થાય છે, તેમ તેઓ સ્વયં માર્ગ રૂપ હોવાથી તેમનું નામસ્મરણ, દર્શન અને ધ્યાન કરવા દ્વારા કર્મનો ક્ષય થાય છે, આત્મગુણ પ્રગટે છે અને મોક્ષ પ્રાપ્ત થાય છે.

ટૂંકમાં ત્રણેય કાલમાં મોક્ષનો માર્ગ ચાલુ રહે છે, તેમાં મુખ્ય ફાળો શ્રી અરિહંત પરમાત્માનો હોય છે. તેઓના ઉપકાર તળે આવ્યા સિવાય કોઈ પણ જીવ પોતાનું કલ્યાણ સાધી શકતો નથી, જેથી તેઓનો ઉપકાર અજોડ અને મહાન બની જાય છે.

આ રીતે **શ્રી અરિહંત પરમાત્માનું પદ એ પરોપકાર રૂપી ગુણનો ભંડાર છે.** આ પદની આરાધના કરનારો આરાધક આત્મા, આરાધ્ય શ્રી અરિહંત પરમાત્મામાં

રહેલ પરોપકાર રૂપી ગુણની અનુમોદનાથી પોતામાં પણ પરોપકારભાવને વિકસાવી ક્રમે ક્રમે તેને પરાકાષ્ઠાએ પહોં-ચાડવા માટે સમર્થ બની શકે છે. એવો નિયમ છે કે-જે આત્મા હંમેશાં ભાવપૂર્વક ગુણના લક્ષ્યપૂર્વક જેનું સતત ચિંતન, મનન, સ્મરણ, જાપ, ધ્યાન આદિ કરે છે, તે આત્મા પણ મોડો-વહેલો તેના જેવો થયા વિના રહેતો નથી. ખરી રીતે આ પરોપકારભાવ એ જ માનવજીવનનું સાચું અમૃત છે. એ ભાવને કેળવવાથી આત્માનો અનાદિ શત્રુ સ્વાર્થભાવ, કે જેમાં કેવળ પોતાના જ ભૌતિક સુખ અને સગવડની ચિન્તા પ્રધાનપણે હોય છે, તે પશુભાવ ટળી જાય છે અને આત્મા દિવ્યતાના પંથે વળે છે. આવા અનેક લાભો શ્રી અરિહંતપદની આરાધનાથી આપણને પ્રાપ્ત થાય છે, જેથી શ્રી અરિહંતદેવ આપણા પરમ ઉપકારી છે. ઉપકારીને ભાવ-પૂર્વક નમવાથી તથા તેઓની ભક્તિ, સેવા, ઉપાસના અને આરાધના કરવાથી આપણામાં કૃતજ્ઞતા નામનો ગુણ વિકાસ પામે છે, કે જે કૃતજ્ઞતા ગુણ મોક્ષમાર્ગની આરાધનાનું મૂળ છે.

(૨) **શ્રી સિદ્ધપદ**-શ્રી નવ પદમાં બીજું પદ શ્રી સિદ્ધપદ છે. સિદ્ધ પરમાત્માઓ અનંત ગુણોના ધામ છે. **તેઓનો મુખ્ય ગુણ અવિનાશીપણું છે.** કારણના આસેવન વિના કાર્યસિદ્ધિ થતી નથી, એ દૃષ્ટિએ સિદ્ધ પરમા-ત્માઓએ આ અવિનાશીપણું પ્રાપ્ત કર્યું છે. તે કોઈ આકસ્મિક ઘટના નથી, પણ શ્રી જિનેશ્વર ભગવાનના સનાતન માર્ગને અનુસરી, સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર રૂપ રત્ન-

ત્રયીનું યથાર્થ આરાધન કરી, આત્માની અનંત શક્તિ–અનંત સુખ–સમૃદ્ધિને આવરનારા સકલ કર્મબંધનોને તોડી નાખી શિવસંપદાને વર્યા છે. આ રીતે આત્માની સહજાવસ્થા રૂપ પરમ પદની પ્રાપ્તિ થવાથી, હવે તેઓને જન્મ–જરા–મરણાદિ કોઈ પણ પ્રકારનું દુઃખ રહ્યું નથી અને કદી પણ નાશ ન પામે તેવું અનુપમ તથા સંપૂર્ણ સુખ તેઓમાં પ્રગટ થયું હોય છે. આ અવસ્થા પ્રાપ્ત કર્યા પછી જીવ પોતાના સ્વરૂપને કદી પણ છોડતો નથી, માટે જ સિદ્ધપદ અવિનાશી કહેવાય છે. શ્રી સિદ્ધ પરમાત્માના આ અવિનાશીપણાનો ગુણ સમગ્ર મુમુક્ષુ આત્માઓનું લક્ષ્યબિન્દુ છે. શ્રી અરિહંત પરમાત્માઓ પણ દીક્ષા અંગીકાર કરતી વખતે સિદ્ધપદને નમસ્કાર કરે છે અને જગતને સિદ્ધપદના માર્ગે દોરે છે, માટે જ અનુપમ ઉપકારી તરીકે તેઓની ગણતરી થાય છે. જગતના તમામ પદાર્થો ઉપર કાળની અસર છે, પરન્તુ આ એક જ પદ એવું છે કે જેના ઉપર કાળની પણ અસર નથી. શ્રી સિદ્ધ પરમાત્માઓના અવિનાશી સ્વરૂપનો વિચાર જીવને સિદ્ધ બનાવી અચિંત્ય પ્રેરણા આપે છે, હિંમત આપે છે અને જીવનમાં છૂપાયેલ વીર્યોલ્લાસમાં અપૂર્વ વૃદ્ધિ કરાવે છે. સિદ્ધપણામાં રહેલ અનંત ઋદ્ધિ–સિદ્ધિનો ખ્યાલ જ્યાં સુધી જીવને આવતો નથી, ત્યાં સુધી તેને સાંસારિક સુખનો લોભ ટળતો નથી. શ્રી સિદ્ધપદની આરાધનાથી જીવને પોતાના આત્મામાં પણ સત્તાગત એટલી જ અનંતી ઋદ્ધિ–સિદ્ધિ રહેલી છે અને તેને યોગ્ય ઉપાયો દ્વારા પ્રાપ્ત પણ કરી શકાય છે, એવી પ્રતીતિ થાય છે. આથી આરા-

ધનામાં વેગ વધતો જાય છે, આત્મિક સુખની વૃદ્ધિ થતી જાય છે અને આત્મામાં રહેલ દીનતા નામનો દોષ ટળતો જાય છે. આ પદની આરાધનાથી અંતે જીવ પોતાના નિર્મળ અવિનાશી આત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે.

(૩) **આચાર્યપદ**–શ્રી નવ પદજીમાં ત્રીજું પદ શ્રી આચાર્યપદ છે. તેઓ પાંચ ઈન્દ્રિયોનું દમન કરે છે, નવવિધ બ્રહ્મચર્યનું પાલન કરે છે, ચાર કષાયોનો જય કરે છે, પાંચ મહાવ્રતથી યુક્ત હોય છે, પંચાચારનું પાલન કરવામાં સમર્થ હોય છે, તેમ જ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું પાલન કરે છે. તેઓમાં આ છત્રીશ ગુણો અને એવા બીજાં પણ અનેક ગુણોનો સમૂહ ઝળકી રહ્યો હોય છે વળી તેઓ સંયમવ્રતમાં પારગામી હોવા ઉપરાન્ત સકળ શાસ્ત્રોમાં પણ પારાગામી હોય છે. તે આચાર્ય ભગવંતો ભવ્ય જીવો ઉપર અનેક રીતે મહાન ઉપકાર કરે છે.

મુમુક્ષુઓ માટે મોક્ષ એ સાધ્ય છે અને સદાચરણ એ સાધન છે. જેને મોક્ષની ઈચ્છા હોય, તેણે મોક્ષના અનન્ય સાધનભુત સદાચારને પણ જીવનમાં અપનાવવો જ રહ્યો. આ ત્રીજા પદમાં રહેલા આત્માઓ પોતે સદાચારનું પાલન કરે છે અને જગતને પણ એ માર્ગે ચાલવાની સતત પ્રેરણા પંચાચારમય પોતાના જીવનથી અને ઉપદેશથી આપે છે. પંચાચારના પાલનમાં જગતના તમામ ઉત્તમ આચારોનો સમાવેશ થઈ જાય છે, એ દૃષ્ટિએ **શ્રી આચાર્ય ભગવંતોનું પદ એ સદાચારનો ભંડાર છે.** આ પદની આરાધના

સાધુપદ છે. તેઓ સાંસારિક સુખની અસારતા જોઈને, આત્માના શાશ્વત સુખમાં ઠરવા માટે ગૃહવાસનો ત્યાગ કરે છે અને સદ્ગુરુનું ભાવથી શરણ સ્વીકારી, પ્રમાદરહિતપણે સત્તાવીશ ગુણો સહિત ઉજ્જવલ રત્નત્રયીનું ધીરપણે પાલન કરતાં પોતાના જન્મને કૃતાર્થ કરી રહ્યા હોય છે. **ક્ષમાપ્રધાન સાધુ ભગવંતોનો મુખ્ય ગુણ સહાય-વૈયાવચ્ચ છે.** નિઃસ્વાર્થભાવે કલ્યાણમાર્ગમાં સહાય કરનાર આત્મા ઉત્તમ તત્ત્વો પ્રત્યે નમ્રતાપૂર્વક સાચો સેવાભાવ પ્રગટાવવા માટે સમર્થ બની શકે છે. આવો સેવાભાવ એ જ મોક્ષના સાચા મેવા પ્રાપ્ત કરવાનો સાચો ઉપાય છે. સેવાભાવના વિકાસથી જીવમાં એકલપેટાપણા નામનો દોષ નાશ પામે છે અને તેનામાં ભાવ ઐશ્વર્ય પ્રગટ થવા લાગે છે.

(૬) **સમ્યગ્દર્શન પદ**–શ્રી નવ પદજીનું છઠ્ઠું પદ સમ્યગ્દર્શન છે. તેના બળથી શ્રી કેવળી ભગવંતોએ ભાખેલા જીવાદિ તત્ત્વોને આપણે સત્ય–પ્રામાણિક લેખી સદ્દહી શકીએ છીએ. જે જ્ઞાન અને ચારિત્રનું મૂળ છે, તે સમ્યગ્દર્શન ૬૭ બોલથી અલંકૃત છે. એકડા વિના જેમ મીંડાં નકામા છે, તેમ સમ્યગ્દર્શન વિના કોઈ ક્રિયા કલ્યાણ રૂપ થતી નથી. **આ સમ્યગ્દર્શન સદ્ભાવનાઓનો ભંડાર છે.** તમામ સદ્ભાવનાઓનો સાચો પ્રારંભ સમ્યગ્દર્શનથી થાય છે. જીવનમાં સદ્ભાવનાઓના વિકાસ વિના, તેને આત્મસાત્ કર્યા વિના કોઈ પણ આત્મા પોતાનું અંતિમ કલ્યાણ સાધી શકતો નથી. સમ્યગ્દર્શનથી આત્મામાં સદ્ભાવનાઓનો વિકાસ થાય છે. સદ્ભાવનાઓના વિકા-

સથી આર્ત્ત-રૌદ્ર ધ્યાન રૂપ અસદ્ભાવ જલની પાસે અગ્નિની જેમ આપોઆપ શમી જાય છે અને આત્મા શુભ ધ્યાનમાં વધુ ને વધુ સ્થિર બનતો જાય છે.

(૭) જ્ઞાનપદ–શ્રી નવ પદજીમાં સાતમું પદ જ્ઞાનપદ છે. જ્ઞાનપદ એ વૈરાગ્યનો ભંડાર છે. જ્યાં સાચું જ્ઞાન હોય ત્યાં સૂર્યના પ્રકાશમાં અંધકારની જેમ અસદ્રાગ ન સંભવે અને જ્યાં અસદ્રાગ હોય ત્યાં સાચું જ્ઞાન ન સંભવે. સમ્યગ્જ્ઞાનનું ફળ વિરતિ છે. અર્થાત્ જ્ઞાનપદની આરાધના વડે પાપથી વિરામ પામવા રૂપ વિરતિ નામનો ગુણ પ્રગટે છે અને સાંસારિક સુખની આસક્તિજન્ય અવિરતિ નામનો દોષ નાશ પામવા લાગે છે.

(૮) ચારિત્રપદ–શ્રી નવ પદજીમાં આઠમું પદ ચારિત્રપદ છે. આ ચારિત્રપદ સર્વ ગુણોનો ભંડાર છે. ચારિત્ર મહારાજાના દરબારમાં પ્રવેશ કર્યા વિના, તેમાં અનુમત થયા વિના કોઈ પણ નય, વાદ કે વિચારને સમ્યક્પણાની છાપ મળી શકતી નથી. બધા વાદવિવાદો ચારિત્રગુણ પાસે શાન્ત પડી જાય છે. અંતે ચારિત્ર વિના કોઈની મુક્તિ થતી નથી. આથી પરિણામે ચારિત્રગુણની પ્રાપ્તિ જેનાથી થાય, તે જ સાધનાને સાચી સાધના ગણી શકાય. આ ચારિત્રપદનું આરાધન કરનાર આત્મામાં અનેક નિર્મળ ગુણો પ્રગટ થાય છે અને તે આત્મા સર્વ દોષથી મુક્ત બને છે.

(૯) તપ પદ–શ્રી નવ પદજીમાં નવમું પદ તપ પદ છે. જેમ અગ્નિનો તાપ આપવાથી સોનામાં રહેલ મેલ બળી જાય છે અને તે શુદ્ધ કાંચન બને છે, તેમ શાસ્ત્રમાં કહેલ

અનેક પ્રકારના બાહ્ય-અભ્યંતર તપનું ક્ષમા સહિત સેવન કરવાથી આત્મામાં રહેલ ચીકણા-નિકાચિત કર્મો પણ ક્ષય પામી જાય છે અને આત્માનું શુદ્ધ સ્વાભાવિક સ્વરૂપ પ્રગટી નીકળે છે. તપનો આવો મહાન પ્રભાવ જાણી, તદ્દ્ભવમોક્ષ-ગામી શ્રી તીર્થંકરદેવ-શ્રી ગણધર ભગવંતો જેવા ઉત્તમોત્તમ મહાપુરુષોએ પણ ભાવથી તેનું સેવન કર્યું છે. **તપ પદ એ સંતોષગુણનો ભંડાર છે.** અનેક પ્રકારની અસત્ ઇચ્છા-ઓથી આ જીવ હંમેશાં સતત ઘેરાયેલો હોય છે. તપ પદની આરાધનાથી તે તમામ ઇચ્છાઓ ઉપર કાબુ મેળવવા માટે સમર્થ બને છે. ઇચ્છાઓનો નિરોધ એ જ તપનું સાચું સ્વરૂપ છે. આ તપગુણ જેમ જેમ વિકાસ પામતો જાય છે, તેમ તેમ જીવને સંતોષગુણનો લાભ થતો જાય છે. જીવનમાં જેમ જેમ સંતોષગુણની વૃદ્ધિ થાય છે, તેમ તેમ સુખ પણ વૃદ્ધિ પામે છે અને જ્યારે આ સંતોષગુણ પરાકાષ્ઠાએ પહોંચે છે, ત્યારે જીવને અનંત ઐશ્વર્યની પ્રાપ્તિ સહજ બની જાય છે.

## સાધક શુદ્ધિ

શ્રી નવ પદની આરાધના કરનાર આરાધક આત્મા કેવો હોવો જોઈએ, તે માટે શ્રી સિરિ-સિરિવાલ કહામાં જણા-વવામાં આવ્યું છે કે-ક્ષમાવાન, દાન્ત અને શાન્ત આત્મા જ શ્રી નવ પદજીની આરાધના કરી શકે છે. તેનાથી વિપરીત ગુણવાળો તેની આરાધના કરી શકતો નથી, કિન્તુ વિરાધક બને છે. તાત્પર્ય એ છે કે-કામ, ક્રોધ અને લોભ-એ ત્રણ

પ્રકારના દોષો આત્મામાં આરાધનાનો ભાવ ઉત્પન્ન થવા દેતા નથી. તે ત્રણ દોષોને જીતવા માટે અહીં તેના પ્રતિપક્ષી ત્રણ ગુણોને મુખ્ય કરીને બતાવવામાં આવ્યા છે. ક્ષમાથી ક્રોધનો, દાન્તતાથી કામનો અને શાન્તતાથી લોભનો નિગ્રહ થાય છે. તે ત્રણેય ગુણોને ક્રમશઃ વિચારીએ.

(૧) ક્ષમાવાન એટલે ક્ષમાથી ભરેલો. ક્ષમાથી ભરેલો તે કહેવાય, કે જે બીજાના અપરાધોને સહન કરતાં અને પોતાના અપરાધોની માફી માગતાં શીખ્યો હોય, સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવ પ્રગટયો હોય અને કોઈ પણ જીવ પ્રત્યે વૈર અને વિરોધનો પરિણામ ન હોય.

સંસારી અવસ્થામાં જીવ અનેક રીતે અનેક જીવોનો અપરાધ કરી રહ્યો હોય છે અને તે કારણે તે કર્મથી ભારે બને છે. જ્યાં સુધી આ કર્મનો ભાર ઘટે નહિ, ત્યાં સુધી આરાધનાનો સાચો અધિકાર પ્રાપ્ત થતો નથી. સર્વ જીવોની સાથે શુદ્ધ હૃદયથી ક્ષમાપના કરવા વડે જીવના અધ્યવસાય નિર્મળ થાય છે અને અધ્યવસાય નિર્મળ થવાથી કર્મનો ભાર ઓછો થાય છે. આથી જેમણે આરાધનાના સાચા અધિકારી બનવું હોય, તેમણે સૌથી પહેલાં સર્વ જીવો પ્રત્યે કરેલા અપરાધોની ફરી ન કરવાના અધ્યવસાયપૂર્વક ક્ષમાપના કરી લેવી જોઈએ.

(૨) દાન્ત એટલે ઇન્દ્રિયોને દમનારો–જીતનારો. અર્થાત્ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ રૂપ ઇન્દ્રિયોના પાંચ વિષયોની વાસનાથી મનને રોકનારો. ઇન્દ્રિયોના વિષયોને–

કામનાઓને જીત્યા સિવાય મનુષ્ય કષાયો ઉપર વિજય મેળવવા માટે સમર્થ થતો નથી. ઇન્દ્રિયોને જીતવાનો સરળ અને નિર્ભય ઉપાય પ્રથમ અપ્રશસ્ત વિષયોમાંથી તેને ખેંચી પ્રશસ્ત વિષયોમાં જોડવી તે છે. પ્રશસ્ત વિષયોમાં ઇન્દ્રિયોને જોડવી એનો અર્થ એ છે કે—આ ઇન્દ્રિયજય જેમણે કર્યો છે, તેમની ભક્તિ આદિમાં તેને જોડવી.

સંસારમાં એક બાજુ પાંચ વિષયો છે અને બીજી બાજુ પાંચ પરમેષ્ઠિઓ છે. પાંચ પરમેષ્ઠિઓ પ્રત્યે ભક્તિ પ્રગટવાથી ક્રમશઃ પાંચ વિષયોનો રાગ ટળે છે. જેમ કે—શ્રી અરિહંતદેવની વાણીનું શ્રવણ કરવાથી 'શબ્દ' નામનો વિષય, શ્રી સિદ્ધ ભગવંતના શાશ્વત રૂપના ધ્યાનથી 'રૂપ' નામનો વિષય, શ્રી આચાર્યના પંચાચારની સુગંધથી 'ગંધ' નામનો વિષય, શ્રી ઉપાધ્યાયના જ્ઞાનામૃતના રસાસ્વાદથી 'રસ' નામનો વિષય અને મુક્તિની સાધનામાં લીન સાધુ મહારાજના સ્પર્શથી 'સ્પર્શ' નામનો વિષય જીતવાનું બળ પ્રગટે છે.

આ રીતે શ્રી નવ પદજીના સાચા આરાધકે પોતાની સામગ્રી અને સર્વ શક્તિને અશુભ વિષયોમાંથી નિવારી શુભ વિષયોમાં જોડવાનું સંપૂર્ણ લક્ષ્ય રાખવું જરૂરી છે. ઇન્દ્રિયજયનો એ જ ધોરી માર્ગ છે. આ અભ્યાસ ધીમે ધીમે વૃદ્ધિ પામતો એક દિવસ સંપૂર્ણ ઇન્દ્રિયજય પ્રાપ્ત કરાવનારો બને છે.

(૩) શાન્ત એટલે કષાયને જીતનારો. ક્રોધ, માન, માયા અને લોભ—આ ચાર કષાયો સંસાર રૂપી વૃક્ષનું મૂળ

છે. આ ચાર કષાયોની તરતમતાથી સંસારની તરતમતા છે. આ કષાયોને જીતવાનો ઉપાય પ્રથમ તેને પાતળા પાડવા તે છે. ક્રોધાદિના કટુ વિપાકો તથા તેના પ્રતિપક્ષી ક્ષમાદિ ગુણોના માહાત્મ્યનું ચિન્તન આદિ કરવાથી ક્રોધાદિ કષાયો પાતળા પડે છે. જેમ કે–ક્રોધ એ ધર્મ–અર્થ–કામાદિ સર્વ પુરુષાર્થનો ઘાતક છે. ઘણા કાળ સુધી પાળેલું સંયમ ક્ષણ-વારના ક્રોધથી નાશ પામે છે. ક્રોધથી મન, બુદ્ધિ, ઇન્દ્રિય અને શરીર ઉપર ઘણી ખરાબ અસર થાય છે. ક્રોધથી અશુભ કર્મનો બંધ અને પરિણામે દુર્ગતિ થાય છે, જ્યારે ક્ષમાથી સર્વ પુરુષાર્થની અનાયાસે સિદ્ધિ થાય છે, શુભ કર્મપ્રકૃતિનો બંધ થાય છે અને પરિણામે સદ્‌ગતિ અને મોક્ષસુખના ભાગી બનાય છે.

એ રીતે માનથી વિનયનો નાશ થાય છે, માયાથી વિશ્વાસનો નાશ થાય છે અને લોભથી સર્વ ગુણોનો નાશ સર્જાય છે. આ ક્રોધાદિને તેના પ્રતિપક્ષી ક્ષમા, નમ્રતા, સરળતા અને સંતોષથી જીતવા માટે સર્વથા ઉદ્યમશીલ રહેવું ખાસ જરૂરી છે. ઉપરાન્ત કષાયો ઉપર સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરી ચૂકેલા શ્રી પરમેષ્ઠિ ભગવંતો પ્રત્યે નમ્ર વૃત્તિવાળા બની સાચો નમસ્કારભાવ કેળવવો, તે પણ કષાયોને જીતવાનો એક શ્રેષ્ઠ ઉપાય છે અને તેથી શ્રી નવ પદજીના આરાધકનું તે પણ એક પરમ કર્ત્તવ્ય બને છે.

ઉપર જણાવ્યું તેમ આરાધક જેમ ક્ષમાવાન, દાન્ત અને શાન્ત હોય છે, તેમ આરાધનાને યોગ્ય બીજા ઉચિત

ગુણોનો પણ તે અવશ્ય અર્થી હોય છે. તે ગુણો નીચે પ્રમાણે છે.

પરિમિત અને સાત્ત્વિક આહાર કરવાવાળો, ઉપાસનામાં પ્રીતિવાળો, ધૈર્યવાન, દયાળુ, પરોપકારપ્રિય, અપરોપતાપી, દેવ-ગુરુનો ભક્ત, વિનયવાન, ઈર્ષ્યા-માત્સર્ય-દ્વેષ-પરનિંદા આદિથી પરાઙ્‌મુખ, ગુણાનુરાગી, સુશીલ, પ્રસન્ન મનવાળો, સર્વ જીવોનું હિત ચિંતવનારો, સર્વ જીવો પ્રત્યે કરુણા-રસથી તરબોળ હૃદયવાળો, સર્વ જીવોને આત્મસ્વરૂપે જોનારો અને સર્વત્ર સમતાભાવને ધારણ કરનારો હોય છે. આવો આરાધક ઉત્તમોત્તમ આરાધક ગણાય. આવો ગુણી આરાધક અચિન્ત્ય મહિમાશાલી શ્રી સિદ્ધચક્રજીની સંપૂર્ણ સાધના કરી શકે અને સાક્ષાત્ અનુભવી પણ શકે. શ્રી શ્રીપાલના કથાનકમાં ઉપર કહ્યા તે ગુણોના બીજકો છૂપાયેલા છે. એના પ્રભાવે શ્રી શ્રીપાળ મહારાજા સર્વત્ર જય, વિજય અને સુયશની પરંપરાને પ્રાપ્ત કરી શક્યા હતા અને તેઓની આરાધના યોગી-શ્વરોના ચિત્તને પણ ચમત્કાર ઉત્પન્ન કરાવનારી બની હતી.

## સાધના શુદ્ધિ

સાધકનું શ્રી અરિહંત આદિ પદોની સાથે અભેદપણે જોડાણ થવું, એનું નામ તાત્ત્વિક સાધના છે. એક્તા, લીનતા, તન્મયતા, એકાગ્રતા, લય, સમરસીભાવ, એકીકરણ, સમાધિ, સમતા, સ્થિરતા, સામ્ય, પ્રણિધાન, સમાપત્તિ, ઉપયોગ, સ્વરૂપરમણતા, અદ્વૈતભાવ, ઉન્મનીભાવ, અમૃતક્રિયા—આ બધાં તાત્ત્વિક સાધનાનાં જ બીજાં નામો છે. સાધનાની આ

સર્વશ્રેષ્ઠ દશા છે. આ સાધના શીઘ્ર ફળે છે. ધર્મગ્રન્થોમાં જ્યાં જ્યાં ચમત્કારિક હકીકતોનું વર્ણન આવે છે, તેની પાછળ મુખ્ય ફાળો આ તાત્ત્વિક સાધનાનો હોય છે. આમ છતાં આ સ્થિતિએ એકદમ પહોંચાતું નથી. ત્યાં સુધી પહોંચવા માટે તેને ગુણકારી અને અનિવાર્ય અનેક ભૂમિકાઓ માંથી પસાર થવું પડે છે અને તે ભૂમિકાઓને પણ કારણમાં કાર્યનો ઉપચાર કરીને સાધના કહેવામાં આવે છે.

તાત્ત્વિક સાધના સુધી પહોંચવા માટે, પ્રથમ 'સ્થાન' એટલે લાંબા સમય સુધી સુખપૂર્વક બેસી શકાય તેવું કોઈ આસનવિશેષ સિદ્ધ કરવું જોઈએ તથા આરાધના માટે નક્કી કરેલા સૂત્રોનું અથવા 'મંત્રાક્ષરો'નું ઉચ્ચારણ શુદ્ધ હોવું જોઈએ. ચિત્તની વૃત્તિઓને બાહ્ય વિષયોમાંથી ખેંચી તેને હૃદયકમલ આદિ નક્કી કરેલા સ્થાને જોડવી જોઈએ અને બાહ્ય 'આલંબન' તરીકે પ્રતિમાદિ વિષયમાં દૃષ્ટિને સ્થિર-સ્થાપન કરવી જોઈએ.

સામાન્ય નિયમ એવો છે કે-સ્થૂલ ઉપરથી સૂક્ષ્મમાં જવું, મૂર્ત ઉપરથી અમૂર્તમાં જવું અને આલંબન ઉપરથી નિરાલંબનમાં જવું. આલંબન વડે ક્રમે ક્રમે સૂક્ષ્મ, અમૂર્ત અને અપરિચિતમાં પહોંચી શકાય છે.

શ્રી નવ પદજીની સાથે લીનતા કેળવવા માટે જીવનમાં પહેલાં ન્યાય, નીતિ, સદાચાર, પ્રેમ, પરોપકાર અને વ્રત-નિયમાદિ કેળવવા જોઈએ, તેમ જ પછી દાન, પૂજન. સ્તોત્ર, જાપ અને ધ્યાનનો અભ્યાસ પાડવો જોઈએ. ધ્યાન

માટે ચિત્તની નિર્મળતા અને શરીરની શુદ્ધિ આવશ્યક છે. ચિત્તની નિર્મળતા માટે મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થભાવ તથા શરીરશુદ્ધિ માટે તપ જરૂરી છે. દીર્ઘકાળ સુધી વચ્ચે આંતરું પાડ્યા વિના આદર, સત્કાર અને બહુમાનપૂર્વક જ્યારે આરાધ્ય તત્ત્વોનો અભ્યાસ સ્થિર થાય છે, ત્યારે ચિત્તના મળ, વિક્ષેપ અને આવરણ આદિ દોષો નાશ પામે છે અને તેના પરિપાક રૂપે સાધ્યની સાથે સાધકને એકાગ્રતા પ્રાપ્ત થાય છે.

શાસ્ત્રમાં દ્રવ્યક્રિયાને ભાવક્રિયા બનાવવા માટે 'तच्चित्ते तम्मणे' ઈત્યાદિ જે આઠ વિશેષણો બતાવવામાં આવ્યા છે, તે પણ સાધકની સાધ્યની સાથે એકતા—લયલીનતા સાધવા માટે ખાસ જરૂરી છે. જેમ કે—

૧. तच्चित्तः—તેમાં સામાન્ય ઉપયોગવાળો.

૨. तन्मनाः—તેમાં વિશેષ ઉપયોગવાળો.

૩. तल्लेश्यः—તેમાં લેશ્યાની વિશુદ્ધિવાળો.

૪. तदध्यवसितः—તેમાં અધ્યવસાયની વિશુદ્ધિવાળો.

૫. तत्तीव्राध्यवसितः—તેમાં અધ્યવસાયની તીવ્ર વિશુદ્ધિવાળો.

૬. तदर्थोपयुक्तः—તેના અર્થમાં જ ઉપયોગવાળો.

૭. तदर्पितकरणः—તેમાં જ ત્રણેય કરણોનું સમર્પણ કરેલ.

૮. तद्भावनाभावितः—તેની જ ભાવનાથી ભાવિત.

અર્થાત્ તેમાં જ લયલીન બનીને બીજે કોઈ પણ સ્થાને મનને ન જવા દેવાપૂર્વક ક્રિયા કરે, ત્યારે ભાવક્રિયા બને છે.

શ્રી નવ પદજીની સાથે એકતા સાધવા માટે આપણી આરાધનાને પણ ત્યાં સુધી પહોંચાડવાનું લક્ષ્ય હોવું જરૂરી છે.

ધ્યાનના પ્રારંભમાં અરિહંત આરાધ્ય અને હું આરાધક, સિદ્ધ સાધ્ય અને હું સાધક, આચાર્ય સેવ્ય અને હું સેવક, ઉપાધ્યાય પૂજ્ય અને હું પૂજક, સાધુ ઉપાસ્ય અને હું ઉપાસક—એમ શ્રી નવ પદોની સાથે દ્વૈતભાવ હોય છે. પરમેષ્ઠિવિષયક આ દ્વૈતભાવ પણ પ્રશસ્ય દ્વૈતભાવ છે અને તે અદ્વૈતભાવનું પ્રધાન કારણ છે. આ દ્વૈતભાવમાં ભક્તિની પરાકાષ્ઠા છે, અર્થાત્ મારે આ પરમાત્માની ભક્તિ જ જોઈએ. હું પરમાત્માનો ભક્ત જ બન્યો રહું. તે સિવાય મને બીજું કાંઈ જ ન જોઈએ. અહીં સાધકને મુક્તિ કરતાં પણ ભક્તિ વધુ પ્રિય બને છે. ભક્તિના આ પરિણામમાં તેના ચિત્તમાં સદૈવ પરમાત્મા જ વસી રહ્યા હોય છે. આથી આ પરિણામમાં આગળ વધતાં તેનો દ્વૈતભાવ સર્વથા ભૂંસાઈ જાય છે. પોતાની જાતને તે પરમાત્મામાં વિલીન કરે છે, અર્થાત્ ધ્યાતા ધ્યેયસ્વરૂપ બને છે. પછી તેને મારો આત્મા જ અરિહંતાદિ છે—એમ નવેય પદોની સાથે ઐક્યભાવ ઉત્પન્ન થઈ આત્મતત્ત્વનો સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે, કે જે ધર્મનું અંતિમ ધ્યેય છે, યોગનો અંતિમ આદર્શ છે અને સાધનાનું અંતિમ ફળ છે. આ રીતે શ્રી નવ પદજીનું ધ્યાન અંતે આત્માને ચૈતન્ય અને આનંદની પરમ સીમાએ પહોંચાડનારું બને છે. તેનાથી બીજા અવાન્તર લાભો સહેજે પ્રાપ્ત થાય તેમાં કાંઈ નવાઈ નથી. યોગથી

જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તે બધી શ્રી નવ પદજીના એકાગ્રતાપૂર્વક થતા ધ્યાનથી પ્રાપ્ત થાય છે, કારણ કે–શ્રી નવ પદજીમાં તન્મયતા પ્રાપ્ત થવી એ એક પ્રકારનો શ્રેષ્ઠ યોગ જ છે.

શ્રીપાળ મહારાજાએ શ્રી નવ પદના આલંબનથી કેવી સુંદર તન્મયતા–એકાગ્રતા કેળવી હતી અને કેવી રીતે આત્મ-તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો હતો, તે હકીકત પ્રસ્તુતમાં ખાસ ઉપયોગી હોવાથી અહીં રજુ કરીએ છીએ.

'एवं च संथुणंतो सो जाओ, नवपएसु लीणमणो।
जह कहवि तह पेक्खइ, अप्पाणं तम्मयं चेव ॥१॥'

શ્રી સિરિ સિરિવાલ કહામાં ચરિત્રકાર શ્રી રત્ન-શેખરસૂરીશ્વરજી મહારાજ ફરમાવે છે કે–રાજા શ્રીપાળ પોતાની અંતિમ અવસ્થામાં શ્રી નવ પદોના ધ્યાનમાં અને સ્તુતિમાં એવા લીન મનવાળા બની ગયા હતા, કે જે ધ્યાનના પ્રભાવે પોતાના આત્માને તન્મય અર્થાત્ શ્રી નવ પદમય જોવા લાગ્યા.

અહીં શ્રી નવ પદોના ધ્યાનનો પ્રભાવ ધ્યાતાને કેવા પ્રકારે ફળદાયી નિવડે છે, તેનું યથાસ્થિત આલેખન છે. શ્રી નવ પદોની ભક્તિ અને આરાધના જીવનમાં જ્યારે વિધિ-પૂર્વક થાય છે, ત્યારે તેનું અંતિમ ફળ શ્રી નવ પદમય પોતાનો આત્મા છે, તેવા દર્શનમાં પરિણમે છે. એ દર્શન અંતે આત્મા પોતે જ શ્રી નવ પદસ્વરૂપ છે–એવા જ્ઞાનમાં પરિણમે છે. એ જ્ઞાન છેવટે ધ્યાતાને પોતાના આત્મામાં જ

લીન મનવાળો બનાવે છે. આત્માનું આ જાતિનું જ્ઞાન એ જ મોક્ષનું અસાધારણ કારણ બને છે.

શ્રી યોગશાસ્ત્ર નામના મહા શાસ્ત્રમાં કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ ધ્યાનનું રહસ્ય બતાવતાં, એ જ વાતને નીચેના શબ્દોમાં ફરમાવે છે કે–

'मोक्षः कर्मक्षयादेव, चात्मज्ञानतो भवेत् ।
ध्यानसाध्यं मतं तच्च, तद्ध्यानं हितमात्मनः ॥१॥'

સકળ કર્મના ક્ષય રૂપી મોક્ષ આત્મજ્ઞાનથી થાય છે અને આત્મજ્ઞાન એ ધ્યાનથી સાધ્ય છે. એટલા માટે ધ્યાન એ જ આત્માનું પરમ હિત કરનાર છે. આત્મહિતકારક આ ધ્યાનની સામગ્રી શ્રી નવ પદો પૂરી પાડે છે. શ્રી નવ પદો એ આત્માનું જ શુદ્ધ સ્વરૂપ છે. એનું અવલંબન લેનાર પોતાના આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રત્યક્ષ કરી શકે છે. આત્મજ્ઞાન જેનું ફળ છે, એવી આરાધનાને જ શ્રી જૈનશાસનમાં મોક્ષમાર્ગ તરીકે વર્ણવેલ છે. બધી આરાધનાનું અંતિમ લક્ષ્ય આત્માના શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન છે અને ધ્યાન દ્વારા તે જ્ઞાન પ્રત્યક્ષ કરી શકાય છે. શાસ્ત્ર દ્વારા આત્માના શુદ્ધ સ્વરૂપનું પરોક્ષ જ્ઞાન મેળવનાર તે જ્ઞાનને ધ્યાન દ્વારા પ્રત્યક્ષ કરી શકે છે. આથી બાર પ્રકારના તપમાં ધ્યાન રૂપી અભ્યંતર તપને ઉત્કૃષ્ટ સ્થાન આપવામાં આવ્યું છે. તપના બીજા બધાં પ્રકારો ધ્યાન રૂપી અભ્યંતર તપની પુષ્ટિ માટે છે. ધ્યાન રૂપી અભ્યંતર તપની પુષ્ટિ માટે જો તે ન થાય, તો તેની કિંમત મોક્ષમાર્ગમાં કાંઈ નથી, કેમ કે–આત્મધ્યાન

જ આત્મજ્ઞાન યાને આત્મસાક્ષાત્કારનું કારણ બને છે. એ જ વાતને ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ શ્રી શ્રીપાળ-રાસની ચોથા ખંડની સાતમી ઢાળમાં નીચે મુજબ વર્ણવે છે.

"અરિહંત સિદ્ધ તથા ભલા, આચારજ ઉવજ્ઝાય;
મુનિ દંસણ નાણ ચરિત્ત તવ, એ નવપદ મુક્તિ ઉપાય. ૧

એ નવપદ ધ્યાતા થકા, પ્રગટે નિજ આતમ રૂપ;
આતમદરિસણ જેણે કર્યું, તેણે મુંધો ભવભય કૂપ. ૨

ક્ષણ અર્ધે જે અઘ ટળે, તે ન ટળે ભવની કોડી રે;
તપસ્યા કરતાં અતિ ઘણી, નહિ જ્ઞાન તણી છે જોડી રે. ૩

આતમજ્ઞાને મગ્ન જે, તે સવિ પુદ્ગલનો ખેલ;
ઈન્દ્રજાલ કરી લેખવે, ન મિલે તિહાં દેઈ મન મેલ. ૪

જાણ્યો ધ્યાયો આતમા, આવરણ રહિત હોય સિદ્ધ;
આતમજ્ઞાન તે દુઃખ હરે, એહિજ શિવહેતુ પ્રસિદ્ધ. ૫

ચોથે ખંડે સાતમી ઢાળ, પૂરણ થઈ તે ખાસ;
નવપદ મહિમા જે સુણે, તે પામે સુજસ વિલાસ." ૬

અહીં શ્રી નવ પદના ધ્યાનને મુક્તિનો પરમ ઉપાય કહ્યો છે, કેમ કે-તે ધ્યાન આત્માના શુદ્ધ સ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન કરાવે છે. જો આત્મજ્ઞાનના ધ્યેય વિનાની તપસ્યા ક્રોડો ભવો સુધી કરવામાં આવે, તો પણ તે મુક્તિનું કારણ થતી નથી. શ્રી નવ પદોનો મહિમા આત્મજ્ઞાનના કારણે છે, એમ શ્રી શ્રીપાળચરિત્ર સિદ્ધ કરે છે. શ્રીપાળ રાજાની બધી આરાધના અંતે આત્મજ્ઞાનમાં પરિણામ પામ

હતી. આજે પણ જેઓ શુદ્ધ ભાવથી શાસ્ત્રોક્ત વિધિપૂર્વક શ્રી નવ પદની આરાધના કરે છે, તેઓ આત્મજ્ઞાનના અધિકારી બનીને રાજા શ્રીપાળની જેમ અલ્પ ભવે મોક્ષના અધિકારી થઈ શકે છે.

## ફલશ્રુતિ

શ્રી નવ પદજીની આરાધના શા માટે હોવી જોઈએ, તે માટે સાધકનું કોઈ ચોક્કસ ધ્યેય હોવું જરૂરી છે. શ્રી જૈનશાસનમાં આરાધનાનો મુખ્ય હેતુ સર્વ કર્મના ક્ષય રૂપ અને આત્માના સચ્ચિદાનંદસ્વરૂપ મોક્ષપદની પ્રાપ્તિ રૂપ નિર્દેશ કરવામાં આવ્યો છે, પરંતુ બીજા કોઈ ઈરાદે નહિ. મુક્તિના હેતુ સિવાય થતા ધર્માનુષ્ઠાનને શાસ્ત્રોમાં નીચે મુજબ અનર્થકારક અને નિરર્થક વર્ણવવામાં આવેલ છે. કહ્યું છે કે—

"લબ્ધિ, કીર્તિ આદિ આ લોકના ફળની અપેક્ષાથી કરવામાં આવતું અનુષ્ઠાન એ વિષાનુષ્ઠાન છે. અનુષ્ઠાન કરતી વખતે આ લોકના ફળની ઈચ્છા રાખવી, તે અંતઃ-કરણના પરિશુદ્ધ પરિણામનો તત્કાળ નાશ કરે છે, તેમ જ કલ્પતરુ અને ચિંતામણિ આદિની ઉપમાઓથી પણ અધિક એવા ધર્માનુષ્ઠાન વડે તુચ્છ એવી કીર્તિ આદિના લાભની આકાંક્ષા ધર્મની લઘુતા કરાવનાર છે."

આ લોકના ભોગથી નિઃસ્પૃહ, પરંતુ પરલોકમાં દેવ, દેવેન્દ્ર અને ચક્રવર્તી આદિના સુખની સ્પૃહાવાળા અનુષ્ઠાનને ગરાનુષ્ઠાન કહેવામાં આવ્યું છે. જેમ વિષ પ્રાણનો તત્કાલ નાશ કરે છે, તેમ 'ગર' કાલાન્તરે તેનો નાશ કરે છે.

વળી કોઈ પણ પ્રકારના ધ્યેય વિના અને ઉપયોગની શૂન્યતાપૂર્વક થતા અનુષ્ઠાનને અનનુષ્ઠાન કહેવામાં આવ્યું છે, અર્થાત્ તે અનુષ્ઠાન વાસ્તવિક અનુષ્ઠાન નથી.

આ રીતે વિષ, ગરલ અને અનનુષ્ઠાન નામના ત્રણ અનુષ્ઠાનોમાં મુક્તિનું ધ્યેય ન હોવાથી તે આત્માને હિતકર નથી, પરંતુ જે અનુષ્ઠાન પરિણામે તાત્વિક અનુષ્ઠાન રૂપે એટલે કે-અમૃતાનુષ્ઠાન રૂપે પરિણમવાનું છે, તે તદ્‌હેતુ અનુષ્ઠાન અને અમૃતાનુષ્ઠાન-એ બે અનુષ્ઠાનો મુક્તિનું કારણ હોવાથી આત્માને અત્યંત હિત કરનાર છે.

અમૃત અનુષ્ઠાનનું લક્ષણ બાંધતાં કહ્યું છે કે-

"તદ્‌ગત ચિત્ત ને સમય વિધાન,
ભાવની વૃદ્ધિ ભવભય અતિ ઘણો;
વિસ્મય પુલક પ્રમોદ પ્રધાન,
લક્ષણ એ છે અમૃતક્રિયા તણો."

અર્થ-જેમાં ચિત્તની એકાગ્રતા છે, જે શાસ્ત્રોક્ત વિધિથી યુક્ત છે, જેમાં શુભ ભાવની અત્યંત વૃદ્ધિ છે, જે કરતી વખતે ભવનો અતિશય ભય છે, ચિત્તમાં વિસ્મય છે, શરીરમાં રોમાંચ ખડા થાય છે અને દરિદ્રને નિધાનની પ્રાપ્તિથી કે જન્માંધને નેત્રની પ્રાપ્તિથી પણ જેમાં અધિક આનંદ છે, એ પ્રકારના લક્ષણવાળા અનુષ્ઠાનને અમૃતાનુષ્ઠાન કહેવાય છે.

આ અનુષ્ઠાન અમરણનો એટલે મુક્તિનો અવન્ધ્ય હેતુ હોવાથી, તેને અમૃતાનુષ્ઠાન કહેવાય છે. આવું અનુ-

ષ્ઠાન જો એક જ વાર પ્રાપ્ત થઈ જાય, તો પણ તેનો અનુભવ રૂપી રસાસ્વાદ કદી પણ જતો નથી.

આ રીતે શાસ્ત્રકારોએ આરાધનાના ફળ તરીકે મુક્તિ-પ્રાપ્તિના ધ્યેયને નજર સમક્ષ રાખવાનું ભારપૂર્વક ફરમાવ્યું છે અને અનંતર કે પરંપરાએ જેનાથી મુક્તિપદની પ્રાપ્તિ થાય તેવા અનુષ્ઠાનોને જ તાત્ત્વિક અનુષ્ઠાનો તરીકે વર્ણવ્યા છે.

તમામ મુમુક્ષુ સત્પુરૂષો આ મુક્તિ તરફ કેમ આકર્ષાયા છે, તે હકીકત પણ સમજવા યોગ્ય છે. ઉત્તમ પુરુષો કદાપિ નિષ્ફળ પ્રવૃત્તિ કરતા નથી. તેઓ પ્રાપ્ત સુખને છોડીને હર્ષપૂર્વક સંયમના આકરા માર્ગે પ્રયાણ કરવાનું પસંદ કરે છે, તેનું મુખ્ય કારણ તેઓને પોતાની વિવેકદૃષ્ટિથી અને ન્યાયબુદ્ધિથી સંસારની અસારતા બરાબર લક્ષ્યમાં આવી ગઈ હોય છે અને એવી દૃઢ પ્રતીતિ થયેલી હોય છે કે–મુક્તિપદની પ્રાપ્તિ થયા સિવાય આપણા તરફથી બીજા જીવોને સંપૂર્ણ અભય કદી પણ મળી શકવાનું નથી, પણ કાંઈ ને કાંઈ બીજાના કષ્ટમાં નિમિત્તભૂત બનવું જ પડે છે. ઉત્તમ પુરુષોને પોતાના દુઃખ કરતાં પણ પરનું દુઃખ વધુ કષ્ટકારક બને છે. વળી શાસ્ત્રવચનથી સંયમના ફળ તરીકે પ્રાપ્ત થનાર મુક્તિપદની સુંદરતા પોતાના જ્ઞાનમાં બરાબર અંકિત થયેલી હોય છે. એ ફલશુદ્ધિ ઉપરની અવિચલ શ્રદ્ધાથી જ તેઓને સંયમજીવન કષ્ટકારક નહિ પણ આનંદ-દાયક બને છે.

શાસ્ત્રોમાં મુક્તિસુખનું વર્ણન કરતાં ફરમાવવામાં આવ્યું,

છે કે—જો આ સંસારના તમામ સુખો એકત્ર કરી તેનો વર્ગ કરવામાં આવે, અર્થાત્ તેટલાને તેટલાએ ગુણવામાં આવે, તો પણ તે સુખ સંપૂર્ણસ્વરૂપ લાભ અને સહજાનંદસ્વરૂપ મુક્તિ જે આત્માએ પ્રાપ્ત કરી છે, તે આત્માના સુખના એક પ્રદેશના સુખ જેટલું પણ થઈ શકતું નથી. વળી જો મુક્તાત્માઓના સુખનો માત્ર એક અંશ જ લેવામાં આવે, તો પણ તે સુખ સમગ્ર લોકાકાશમાં શમાઈ શકે નહિ.

જેમ ગ્રામ્યજન કદાચ નગરના ગુણોને જો જાણે તો પણ ઉપમાયોગ્ય વસ્તુના અભાવથી તેનું વર્ણન કરી શકતો નથી, તેમ જ્ઞાની પુરૂષો પણ મુક્તાત્માઓનું સ્વરૂપ જાણતાં હોવા છતાં પણ તેઓનું સ્વરૂપ કહેવાને માટે સંસારમાં કોઈ ઉપમા નહિ મળવાથી કહી શકતા નથી.

એવું અનુપમ, અનુત્તર અને અવિનાશી—કદી પણ ક્ષય ન પામે તેવું સુખ મુક્તિમાં રહેલું છે. *

મુક્તિપદને પામેલા મુક્તાત્માઓમાં આવા પ્રકારના અનુપમ સુખની જેમ બીજા પણ અનંત ગુણો પ્રગટ થયા હોય છે, પરંતુ તે બધા ગુણો વૈખરી વાણી દ્વારા વર્ણવી શકાતા નથી. આથી પં. શ્રી પદ્મવિજયજી ગણિવર શ્રી નવ પદની પૂજામાં સંક્ષેપમાં જણાવતાં કહે છે કે—" નવ પદનું ધ્યાન ધરંતાં નવ ક્ષાયિક ગુણ આવે." અર્થાત્—જ્ઞાન, દર્શન,

* મુક્તિનું વિશેષ વર્ણન આ પુસ્તકમાં જ આગળ "અંતરંગ મહારાજ્ય" નામના પ્રકરણમાં આપવામાં આવ્યું છે. જિજ્ઞાસુએ ત્યાંથી જાણી લેવું.

છે કે—જો આ સંસારના તમામ સુખો એકત્ર કરી તેનો વર્ગ કરવામાં આવે, અર્થાત્ તેટલાને તેટલાએ ગુણવામાં આવે, તો પણ તે સુખ સંપૂર્ણસ્વરૂપ લાભ અને સહજાનંદસ્વરૂપ મુક્તિ જે આત્માએ પ્રાપ્ત કરી છે, તે આત્માના સુખના એક પ્રદેશના સુખ જેટલું પણ થઈ શકતું નથી. વળી જો મુક્તાત્માઓના સુખનો માત્ર એક અંશ જ લેવામાં આવે, તો પણ તે સુખ સમગ્ર લોકાકાશમાં શમાઈ શકે નહિ.

જેમ ગ્રામ્યજન કદાચ નગરના ગુણોને જો જાણે તો પણ ઉપમાયોગ્ય વસ્તુના અભાવથી તેનું વર્ણન કરી શકતો નથી, તેમ જ્ઞાની પુરૂષો પણ મુક્તાત્માઓનું સ્વરૂપ જાણતાં હોવા છતાં પણ તેઓનું સ્વરૂપ કહેવાને માટે સંસારમાં કોઈ ઉપમા નહિ મળવાથી કહી શકતા નથી.

એવું અનુપમ, અનુત્તર અને અવિનાશી—કદી પણ ક્ષય ન પામે તેવું સુખ મુક્તિમાં રહેલું છે. *

મુક્તિપદને પામેલા મુક્તાત્માઓમાં આવા પ્રકારના અનુપમ સુખની જેમ બીજા પણ અનંત ગુણો પ્રગટ થયા હોય છે, પરંતુ તે બધા ગુણો વૈખરી વાણી દ્વારા વર્ણવી શકાતા નથી. આથી પં. શ્રી પદ્મવિજયજી ગણિવર શ્રી નવ પદની પૂજામાં સંક્ષેપમાં જણાવતાં કહે છે કે—" નવ પદનું ધ્યાન ધરંતાં નવ ક્ષાયિક ગુણ આવે." અર્થાત્—જ્ઞાન, દર્શન,

* મુક્તિનું વિશેષ વર્ણન આ પુસ્તકમાં જ આગળ " અંતરંગ મહારાજ્ય " નામના પ્રકરણમાં આપવામાં આવ્યું છે. જિજ્ઞાસુએ ત્યાંથી જાણી લેવું.

છે કે-જો આ સંસારના તમામ સુખો એકત્ર કરી તેનો વર્ગ કરવામાં આવે, અર્થાત્ તેટલાને તેટલાએ ગુણવામાં આવે, તો પણ તે સુખ સંપૂર્ણસ્વરૂપ લાભ અને સહજાનંદસ્વરૂપ મુક્તિ જે આત્માએ પ્રાપ્ત કરી છે, તે આત્માના સુખના એક પ્રદેશના સુખ જેટલું પણ થઈ શકતું નથી. વળી જો મુક્તાત્માઓના સુખનો માત્ર એક અંશ જ લેવામાં આવે, તો પણ તે સુખ સમગ્ર લોકાકાશમાં શમાઈ શકે નહિ.

જેમ ગ્રામ્યજન કદાચ નગરના ગુણોને જો જાણે તો પણ ઉપમાયોગ્ય વસ્તુના અભાવથી તેનું વર્ણન કરી શકતો નથી, તેમ જ્ઞાની પુરૂષો પણ મુક્તાત્માઓનું સ્વરૂપ જાણતાં હોવા છતાં પણ તેઓનું સ્વરૂપ કહેવાને માટે સંસારમાં કોઈ ઉપમા નહિ મળવાથી કહી શકતા નથી.

એવું અનુપમ, અનુત્તર અને અવિનાશી-કદી પણ ક્ષય ન પામે તેવું સુખ મુક્તિમાં રહેલું છે. *

મુક્તિપદને પામેલા મુક્તાત્માઓમાં આવા પ્રકારના અનુપમ સુખની જેમ બીજા પણ અનંત ગુણો પ્રગટ થયા હોય છે, પરંતુ તે બધા ગુણો વૈખરી વાણી દ્વારા વર્ણવી શકાતા નથી. આથી પં. શ્રી પદ્મવિજયજી ગણિવર શ્રી નવ પદની પૂજામાં સંક્ષેપમાં જણાવતાં કહે છે કે-“ નવ પદનું ધ્યાન ધરંતાં નવ ક્ષાયિક ગુણ આવે.” અર્થાત્-જ્ઞાન, દર્શન,

* મુક્તિનું વિશેષ વર્ણન આ પુસ્તકમાં જ આગળ “ અં
રંગ મહારાજ્ય” નામના પ્રકરણમાં આપવામાં આવ્યું
જિજ્ઞાસુએ ત્યાંથી જાણી લેવું.

કલ્યાણ રૂપ હોવાથી જ્ઞાની ભગવંતોએ તેનો ખાસ નિર્દેશ કર્યો છે અને તે તરફ ભવ્ય જીવોનું લક્ષ્ય દોર્યું છે.

સૌ કોઈ શ્રી નવ પદજીની આરાધનામાં લીન મનવાળા થઈ પરમ કલ્યાણ સાધનારા બને, એ જ શુભેચ્છા.



સહવું અને ચાહવું–એ બંને આત્મશાન્તિ માટેના સુંદર ઉપાયો છે. ઝેરના કટોરા હસતે મુખડે પીવા અને તે પાનારને પ્રસન્નતાથી અમૃત પીરસવું. એવી વૃત્તિ દૃઢ થયા પછી જગતમાં તેને કોઈ ઉપસર્ગ કે પરીષહ સંતાપ પમાડી શકતો નથી.

(૯) શ્રીમંતાઈ છતાં **નમ્રતા.**

ઉત્તમ પુરૂષોમાં ઉપરના નવ અમૃતના કુંડો પ્રગટ-પણે હોય છે.

ઉપરના શ્લોકનો ભાવાર્થ એ છે કે–ચિત્ત આદિ નવ શક્તિઓ પ્રાપ્ત થયા પછી, વિવેકી મનુષ્યોએ તેને એવી રીતે સફળ બનાવવી જોઈએ, કે જેથી તે આત્મા સર્વ કોઈને સાક્ષાત્ અમૃતના કુંડ જેવો બની જાય: અર્થાત્ તેનું સાન્નિધ્ય માત્ર પણ બીજા જીવોને દુઃખ, શોક, સંતાપ તથા આધિ, વ્યાધિ અને ઉપાધિને હરનારાં બની જાય.

ચિત્ત આદિ નવ શક્તિઓ મનુષ્યને પ્રાપ્ત થાય એટલા માત્રથી આત્માનું કલ્યાણ થતું નથી, પરંતુ તેનો સદુપયોગ કરવાથી તેની સાચી સફળતા અને સ્વ–પરનું કલ્યાણ સધાય છે.

(૯) શ્રીમંતાઈ છતાં નમ્રતા.

ઉત્તમ પુરૂષોમાં ઉપરના નવ અમૃતના કુંડો પ્રગટ-પણે હોય છે.

ઉપરના શ્લોકનો ભાવાર્થ એ છે કે-ચિત્ત આદિ નવ શક્તિઓ પ્રાપ્ત થયા પછી, વિવેકી મનુષ્યોએ તેને એવી રીતે સફળ બનાવવી જોઈએ, કે જેથી તે આત્મા સર્વ કોઈને સાક્ષાત્ અમૃતના કુંડ જેવો બની જાય: અર્થાત્ તેનું સાન્નિધ્ય માત્ર પણ બીજા જીવોને દુઃખ, શોક, સંતાપ તથા આધિ, વ્યાધિ અને ઉપાધિને હરનારાં બની જાય.

ચિત્ત આદિ નવ શક્તિઓ મનુષ્યને પ્રાપ્ત થાય એટલા માત્રથી આત્માનું કલ્યાણ થતું નથી, પરંતુ તેનો સદુપયોગ કરવાથી તેની સાચી સફળતા અને સ્વ-પરનું કલ્યાણ સધાય છે.

દરેક શક્તિ માટે આ સનાતન નિયમ છે કે-જો તેનો સદુપયોગ કરવામાં આવે, તો આત્માને એક મહાન લાભ એ થાય છે કે-તેથી ઉત્તરોત્તર શક્તિઓનો વિકાસ વધતો જાય છે: અને જો તેનો દુરૂપયોગ કરવામાં આવે, તો દિન-પ્રતિદિન તે શક્તિઓ ઉલટી ક્ષીણ થતી જાય છે અને તેથી આત્માને નુકશાન પણ એટલું જ થાય છે. આ નવ મહાન શક્તિઓ છે. વધારેમાં વધારે સ્વ-પરનું ભલું અથવા બુરૂં આ શક્તિઓ દ્વારા થાય છે. ઉપરના શ્લોકમાં પ્રાપ્ત થયેલ શક્તિઓનો સદુપયોગ કરી તેને સફળ કરી લેવાની રીત બતાવવામાં આવી છે. જેમ કે-

(૯) શ્રીમંતાઈ છતાં **નમ્રતા.**

ઉત્તમ પુરુષોમાં ઉપરના નવ અમૃતના કુંડો પ્રગટ-પણે હોય છે.

ઉપરના શ્લોકનો ભાવાર્થ એ છે કે-ચિત્ત આદિ નવ શક્તિઓ પ્રાપ્ત થયા પછી, વિવેકી મનુષ્યોએ તેને એવી રીતે સફળ બનાવવી જોઈએ, કે જેથી તે આત્મા સર્વ કોઈને સાક્ષાત્ અમૃતના કુંડ જેવો બની જાય : અર્થાત્ તેનું સાન્નિધ્ય માત્ર પણ બીજા જીવોને દુઃખ, શોક, સંતાપ તથા આધિ, વ્યાધિ અને ઉપાધિને હરનારાં બની જાય.

ચિત્ત આદિ નવ શક્તિઓ મનુષ્યને પ્રાપ્ત થાય એટલા માત્રથી આત્માનું કલ્યાણ થતું નથી, પરંતુ તેનો સદુપયોગ કરવાથી તેની સાચી સફળતા અને સ્વ-પરનું કલ્યાણ સધાય છે.

દરેક શક્તિ માટે આ સનાતન નિયમ છે કે-જો તેનો સદુપયોગ કરવામાં આવે, તો આત્માને એક મહાન લાભ એ થાય છે કે-તેથી ઉત્તરોત્તર શક્તિઓનો વિકાસ વધતો જાય છે: અને જો તેનો દુરુપયોગ કરવામાં આવે, તો દિન-પ્રતિદિન તે શક્તિઓ ઉલટી ક્ષીણ થતી જાય છે અને તેથી આત્માને નુકશાન પણ એટલું જ થાય છે. આ નવ મહાન શક્તિઓ છે. વધારેમાં વધારે સ્વ-પરનું ભલું અથવા બુરું આ શક્તિઓ દ્વારા થાય છે. ઉપરના શ્લોકમાં પ્રાપ્ત થયેલ શક્તિઓનો સદુપયોગ કરી તેને સફળ કરી લેવાની રીત બતાવવામાં આવી છે. જેમ કે-

(૯) શ્રીમંતાઈ છતાં નમ્રતા.

ઉત્તમ પુરૂષોમાં ઉપરના નવ અમૃતના કુંડો પ્રગટપણે હોય છે.

ઉપરના શ્લોકનો ભાવાર્થ એ છે કે-ચિત્ત આદિ નવ શક્તિઓ પ્રાપ્ત થયા પછી, વિવેકી મનુષ્યોએ તેને એવી રીતે સફળ બનાવવી જોઈએ, કે જેથી તે આત્મા સર્વ કોઈને સાક્ષાત્ અમૃતના કુંડ જેવો બની જાય: અર્થાત્ તેનું સાન્નિધ્ય માત્ર પણ બીજા જીવોને દુઃખ, શોક, સંતાપ તથા આધિ, વ્યાધિ અને ઉપાધિને હરનારાં બની જાય.

ચિત્ત આદિ નવ શક્તિઓ મનુષ્યને પ્રાપ્ત થાય એટલા માત્રથી આત્માનું કલ્યાણ થતું નથી, પરંતુ તેનો સદુપયોગ કરવાથી તેની સાચી સફળતા અને સ્વ-પરનું કલ્યાણ સધાય છે.

દરેક શક્તિ માટે આ સનાતન નિયમ છે કે-જો તેનો સદુપયોગ કરવામાં આવે, તો આત્માને એક મહાન લાભ એ થાય છે કે-તેથી ઉત્તરોત્તર શક્તિઓનો વિકાસ વધતો જાય છે: અને જો તેનો દુરૂપયોગ કરવામાં આવે, તો દિન-પ્રતિદિન તે શક્તિઓ ઉલટી ક્ષીણ થતી જાય છે અને તેથી આત્માને નુકશાન પણ એટલું જ થાય છે. આ નવ મહાન શક્તિઓ છે. વધારેમાં વધારે સ્વ-પરનું ભલું અથવા બુરૂં આ શક્તિઓ દ્વારા થાય છે. ઉપરના શ્લોકમાં પ્રાપ્ત થયેલ શક્તિઓનો સદુપયોગ કરી તેને સફળ કરી લેવાની રીત બતાવવામાં આવી છે. જેમ કે-

(૧) ચિત્તની સફળતા તેને કોમળ બનાવવામાં છે.
(૨) વાણીની સફળતા તેને મધુર બનાવવામાં છે.
(૩) દૃષ્ટિની સફળતા તેને ઉજ્જવળ (ભદ્ર) બનાવવામાં છે.
(૪) શક્તિની સફળતા તેને ખામોશ રાખવામાં છે.
(૫) બુદ્ધિની સફળતા તેને ન્યાયમાર્ગે જોડવામાં છે.
(૬) લક્ષ્મી પામ્યાની સફળતા તેને સત્પાત્રમાં અને દયાના કાર્યોમાં ખર્ચવામાં છે.
(૭) રૂપની સફળતા શીલ અને સદાચારના પાલનમાં છે.
(૮) જ્ઞાનની સફળતા અભિમાન-દોષ ટાળવામાં છે.
(૯) શ્રીમંતાઈની સફળતા નમ્રતામાં છે.

ધર્માનુષ્ઠાનોની સાથે આપણે હંમેશાં આત્મસાક્ષીએ આપણું અંતર પણ તપાસવું જોઈએ કે-આપણા જીવનમાં આ બધું દેખાય છે કે નહિ ?

આમાંનું ચિહ્ન જ્યારે આપણા જીવનમાં અનુભવાય, ત્યારે સમજવું કે-આપણામાં ધર્મનો પ્રવેશ થઈ રહ્યો છે.

ચિત્ત આદિ ઉપરની નવ શક્તિઓ મનુષ્યને ભવચક્રમાં અનેક વાર પ્રાપ્ત થાય છે ખરી, પરંતુ મોટે ભાગે અજ્ઞાન દશામાં તેનો દુરૂપયોગ કરી આત્મા તે દ્વારા પોતાની અધોગતિ જ નોતરે છે. દેવ-ગુરૂની કૃપા સંપાદન કરી, વિવેકબુદ્ધિ પ્રાપ્ત કરી અને પોતાની પાત્રતા વિકસાવી આત્મા જ્યારે આ બધી શક્તિઓને સન્માર્ગમાં જોડે છે, ત્યારે તે બધી શક્તિઓ અમૃતના કુંડસ્વરૂપ બની જાય છે. પછી

તેમાં જીવનભર નિત્ય સ્નાન કરનારો અર્થાત્ ત્રિકરણ યોગે પોતાના જીવનમાં તેનું પાલન કરનારો અને તેમાં જ રમણતા કરનારો ભવ્ય આત્મા અજરામર–સ્વરૂપ બને છે તથા તેના પરિચયમાં આવનારા બીજાં પણ અનેક જીવોને તે અમૃતનું પાન કરાવી અજરામર બનાવવા માટે ભાગ્યશાળી બને છે.

સૌ કોઈ આ ધર્મામૃતનું પાન કરી અજરામર પદની પ્રાપ્તિ કરો, એ જ એક શુભાભિલાષા.

卐

અહિંસા વડે દેહની, સંયમ વડે ઈન્દ્રિયોની અને તપ વડે મનની શુદ્ધિ થાય છે. જો બીજી રીતે કહેવું હોય, તો મનોનિગ્રહ માટે તપ, ઈન્દ્રિયનિગ્રહ માટે સંયમ અને દેહનિગ્રહ માટે અહિંસા આવશ્યક છે તથા અહિંસા માટે મૈત્ર્યાદિ, સંયમ માટે વૈરાગ્યાદિ અને તપ માટે જ્ઞાનાદિ સાધનો પણ આવશ્યક છે.

# પ્રભુભક્તિનો અચિન્ત્ય પ્રભાવ અને તેમાં કાવ્યોનું સ્થાન

કલ્યાણમાર્ગની આરાધનાના અનેક માર્ગો છે, પણ તેમાં ભક્તિમાર્ગ એ સરળ, સુલભ અને અપેક્ષાએ શીઘ્ર સિદ્ધ થાય એવો યોગ છે. વળી પ્રભુભક્તિગર્ભિત ભાવવાહી કાવ્યો આબાલ-ગોપાલ સર્વને આકર્ષી શકે તેવી વસ્તુ છે. તેનું આલંબન સાધી આત્મા સહેલાઈથી પરમાત્માની સાથે એકાકાર થઈ શકે છે અને આ રીતે એક સાધારણ શિક્ષિત મનુષ્ય પણ આ માર્ગે પ્રયાણ કરી પરંપરાએ પોતાનો આત્મનિસ્તાર કરી શકે છે. વળી ભક્તિ એ વૈરાગ્ય અને જ્ઞાનની પૂર્વભૂમિકા છે. તેના અભાવમાં પાયા વિનાની ઈમારતની જેમ વૈરાગ્ય અને જ્ઞાન સ્થિર રહી શકે નહિ. માટે જ '**ભક્તિ વિના મુક્તિ નહિ**' અને '**ભક્તિ એ મુક્તિની દૂતિ**' છે-એમ કહેવાય છે. અપેક્ષાએ મુક્તિ કરતાં પણ ભક્તિની શ્રેષ્ઠતા દર્શાવતાં કેટલાંક દૃષ્ટાન્તો આપણને જોવા મળે છે. પૂ. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી ગણિવરે પોતાની એક ગુર્જર કૃતિમાં કહ્યું છે કે-

" મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી,
જેહશું સબળ પ્રતિબંધ લાગો;

ચમક પાષાણ જેમ લોહને ખિંચશે,
મુક્તિને સહજ તુજ ભક્તિ રાગો."

અન્યત્ર એક સ્થળે તેઓશ્રીએ સંસ્કૃત કાવ્યમાં પણ ફરમાવ્યું છે કે—

'सारमेतन्मया लब्धं, श्रुताब्धेरवगाहनात् ।
भक्तिर्भागवती बीजं, परमानंदसम्पदाम् ॥ १ ॥'

અર્થ—શ્રુતસાગરનું અવગાહન કરવાથી આ પ્રકારનો સાર મેં પ્રાપ્ત કર્યો છે કે-શ્રી અરિહંત પરમાત્માની ભક્તિ એ જ એક પરમાનંદ-મોક્ષની સંપદા(લક્ષ્મી)નું બીજ છે.

તાત્પર્ય એ છે કે-પ્રભુભક્તિ અવશ્ય મુક્તિને ખેંચી લાવે છે. ભક્તિ એ મુક્તિનો અમોઘ ઉપાય છે. જેને મુક્તિની ઈચ્છા હોય, તેણે મુક્તિના અનન્ય કારણ રૂપ પ્રભુભક્તિને પોતાના આત્મામાં જગાડવી જ જોઈએ. એ પ્રમાણે કાર્ય-કારણની સનાતન વ્યવસ્થા છે. વાસ્તવિક કારણોના સેવન વિના વાસ્તવિક કાર્યની ઉત્પત્તિ કદી પણ થતી નથી.

મુમુક્ષુઓ માટે મોક્ષપ્રાપ્તિ એ કાર્ય છે અને પ્રભુ-ભક્તિ એ એનું કારણ છે. એટલે જેમને કાર્યની ઈચ્છા હોય, તેમણે અવિરતપણે નિયમિત આદર અને બહુમાનપૂર્વક પ્રભુભક્તિમાં લાગી જવું, એ જ કાર્યસિદ્ધિનો મહામંત્ર છે.

ભક્તિપૂર્વક થતી સ્તવનાનો મહિમા અદ્‌ભૂત છે. ગુણ-બહુમાન પૂર્વકની ભક્તિ સર્વકલ્યાણકારિણી છે. જે જે ગુણો પ્રાપ્ત કરવાનું આપણું ધ્યેય છે, તે તે તમામ ગુણો એક

જ જગ્યાએ પરમાત્મામાં પરાકાષ્ઠાએ પહોંચેલા છે. પરમાત્મા એટલે સર્વોત્કૃષ્ટ અનંત ગુણોનું પવિત્ર ધામ. સર્વકલ્યાણકારી સદ્ગુણોને એક જ સાથે રહેવા માટેનું જો કોઈ સંકેત-સ્થાન હોય, તો તે પરમાત્મા છે. જગતમાં એક પણ એવો સદ્ગુણ નથી, કે જે પરમાત્મામાં પરાકાષ્ઠાએ વર્તતો ન હોય. જગતમાં પણ જ્યાં જ્યાં સદ્ગુણી રૂપી ગંગાનો પ્રવાહ વહી રહ્યો છે, ત્યાં ત્યાં તે પ્રવાહ પણ પરમાત્મા રૂપી હિમાલયમાંથી નીકળેલો છે. એટલે પરમાત્મા જેમ સર્વ સદ્ગુણોનું ધામ છે, તેમ જગતમાં પણ સદ્ગુણોનો પ્રવાહ વહી રહ્યો છે તેનું ઉદ્ગમસ્થાન પણ પરમાત્મા છે. આપણને પ્રભુ પ્રત્યે ભક્તિ જાગે છે, તેમાં પણ પરમાત્માની અનંત કરુણા, સર્વ જીવરાશિને તારવા માટેની તેઓની ઉત્કૃષ્ટ ભાવના અને તેઓની પરોપકારરસિકતા કારણ છે. તેઓની ગુણપ્રકર્ષતા અને અચિંત્ય શક્તિ એમાં કામ કરે છે. ભગવાનનું નામ લેતાંની સાથે જ કે તેમનું દર્શન કે તેમના સદ્ગુણોનું ચિંતવન કરતાંની સાથે જ, ભયંકર રાગ-દ્વેષાદિ ક્લિષ્ટ ભાવોથી અને તે ભાવોના પરિણામે ઉત્પન્ન થનારી વિવિધ આપત્તિમાંથી બચાવીને ભગવાન આપણું રક્ષણ કરે છે. તેઓનું સ્મરણ ક્ષણવારમાં આપણા આત્મામાં શુભ ભાવની વૃદ્ધિ કરાવી અને ચિત્તની પ્રસન્નતા વધારી, તેને સુખનું ભાજન બનાવે છે. પ્રભુભક્તિનું તાત્કાલિક ફળ ચિત્તની પ્રસન્નતા છે. અને પરંપરક ફળ સદ્ગતિ તથા મોક્ષ છે. પ્રભુભક્તિના તાત્કાલિક ફળ તરીકે ચિત્તની પ્રસન્નતાનું પણ રાગ-દ્વેષથી ભરેલા આ સંસારમાં ઘણું મોટું મૂલ્ય છે.

ખરી રીતે આ ચિત્તની પ્રસન્નતા એ જ મનુષ્યનું આંતરૂ ધન છે અને તે બાહ્ય–અભ્યંતર તમામ ઋદ્ધિ–સિદ્ધિનું પરમ કારણ છે. આ ચિત્તની પ્રસન્નતા ત્રણ ભુવનની બાહ્ય સંપત્તિ કરતાં પણ અધિક છે. ત્રણ ભુવનનું ઐશ્વર્ય પ્રાપ્ત થયું હોય, પણ જો ચિત્ત પ્રસન્ન નથી હોતું, તો તે ઐશ્વર્ય ઉલટું કષ્ટકારક બને છે: અને જો ચિત્તની પ્રસન્નતા હોય, તો ગમે તેવા કપરા સંજોગોમાં પણ કષ્ટનો અનુભવ થતો નથી, પરંતુ તેવા પ્રસંગે પણ આનંદનો અનુભવ થાય છે.

આ રીતે પ્રત્યક્ષ અને પરોક્ષપણે ભગવાન તરફથી અનંત ઉપકારો આપણા ઉપર થઈ રહેલ છે. આવું જે સમજે છે, તે કૃતજ્ઞ આત્મા જળ વિના માછલીની જેમ એક ક્ષણ પણ પ્રભુના સ્મરણ વિના રહી શકતો નથી. પરમાત્મગુણો પ્રત્યેના બહુમાનના પરિણામપૂર્વક કરાતી ભક્તિ એ પાપવનને બાળી નાખવા માટે દાવાનળ સમાન છે, કારણ કે–તેમાં ગુણપ્રકર્ષતાની ટોચે પહોંચેલા ભગવાન પ્રત્યેનું બહુમાન છે. આ બહુમાનનો પરિણામ કામધેનુ, કામકુંભ અને ચિંતામણિ રત્ન કરતાં પણ અધિક પ્રભાવયુક્ત છે.

જીવનમાં ભક્તિરસનો આસ્વાદ લઈને તૃપ્ત થયેલા અનુભવસિદ્ધ મહાપુરૂષોએ શાસ્ત્રોમાં ફરમાવ્યું છે કે–પરમાત્મા પ્રત્યેની ભક્તિના પરિણામથી સમકિતની નિર્મળતા થાય છે, જ્ઞાનપ્રકાશ વધે છે અને ચારિત્રની સ્થિરતા થાય છે. વળી તે જ મહાપુરૂષો સ્પષ્ટ રીતે ફરમાવે છે કે–ઉત્તમ કાવ્યો દ્વારા પરમાત્માના ગુણોને વાણીમાં ઉતારવાથી, પોતાના ચિત્તને પરમાત્માના ગુણોમાં પરોવી શકાય છે અને

પરમાત્માના ગુણોમાં ચિત્તની તન્મયતા થવાથી અનેક ભવ-સંચિત પાપપુંજો ક્ષણવારમાં નષ્ટ થઈ જાય છે. હૃદયમાં પરમાત્માના ગુણોની સ્થિરતા થવાથી કર્મના દૃઢબંધનો પણ શિથિલ થઈ જાય છે. પરમાત્માના ગુણોનું ધ્યાન, ચિંતન અને વારંવાર સ્મરણ થવાથી દુરચ્છેદ્ય અને દીર્ઘ એવા સંસારનો પણ શીઘ્ર ઉચ્છેદ થઈ જાય છે.

ભક્તિરસપ્રધાન કાવ્યોનું નિત્ય નિયમિત રટણ કરનાર ભવ્ય આત્માને પોતે સમજી શકે તેવી અનેક પ્રકારની અનુભૂતિ પણ થવા લાગે છે. જેમ કે—જાણે પરમાત્માની સાથે પોતાની એકાગ્રતા વધતી જતી હોય, જાણે દિન—પ્રતિદિન પોતામાં પાપવૃત્તિ ઘટતી જતી હોય, જાણે હૃદયમાં પવિત્રતાનો વધારો થતો હોય, જાણે બુદ્ધિ સૂક્ષ્મ અને નિર્મળ બનતી હોય અને જાણે અંતઃકરણમાં ધર્મબીજનું વાવેતર થઈ રહ્યું હોય—એવો અનુભવ થવા લાગે છે. સંક્ષેપમાં જો કહેવું હોય, તો પ્રભુભક્તિથી શુભ ભાવની દિન—પ્રતિદિન વૃદ્ધિ થાય છે. વળી એ શુભ ભાવની વૃદ્ધિ ક્રમસર ઉપરના ગુણસ્થાનોને પ્રાપ્ત કરાવી, અંતે આત્માને વિકાસની પરાકાષ્ઠાએ પહોંચાડી અને જીવને સર્વ કર્મથી રહિત બનાવી મોક્ષનું અનંત સુખ પ્રાપ્ત કરાવવા માટે સમર્થ બને છે. આ રીતે પ્રભુભક્તિ એ સર્વ કલ્યાણનું અમોઘ બીજ છે. સર્વ કર્મના ક્ષય રૂપ તથા અનંત સુખના ભંડારસ્વરૂપ મોક્ષ-પ્રાપ્તિ માટે શક્ય પુરૂષાર્થ કર્યા કરવો, એ જ આ દુર્લભ મનુષ્યજન્મમાં કરવા લાયક ઉત્તમોત્તમ કલ્યાણસાધના છે.

ગુણવાનોના ગુણોનું ઉત્કીર્તન કરવું, એ પ્રાપ્ત થયેલ

વાચાનું સાચું ફલ છે અને એ જ દૃષ્ટિએ પ્રભુગુણરસિક એવા મહાપુરુષોએ પરમાત્મગુણો પ્રત્યે પોતાની શ્રદ્ધા અને ભક્તિ વ્યક્ત કરવા માટે ભક્તિરસથી ભરપૂર અનેક ભાવવાહી કાવ્યોની રચના કરી છે. સામાન્ય રીતે ગદ્યરચના કરતાં પદ્ય(કાવ્યમય)રચનામાં કંઠસ્થ રાખવાનું વધારે સરળ પડે છે. કાવ્યો કંઠસ્થ થયા પછી, તેને અનુકૂળતા મુજબ ગમે તે સમયે સ્વતંત્ર રીતે પુનઃ પુનઃ રટણ અને અનુપ્રેક્ષા કરવા દ્વારા તેના સંસ્કારો હૃદયમાં ઉંડે સુધી ઉતારી શકાય છે, કે જે સંસ્કારો જન્માંતરમાં પણ ભક્તિભાવની જાગૃતિમાં નિમિત્ત બની જીવને સહેલાઈથી કલ્યાણસાધનામાં આગળ વધારે છે.

આ રીતે પ્રભુભક્તિમાં કાવ્યો એ ઘણી ઉપયોગી વસ્તુ બને છે. ભક્તિરસથી ભરપૂર ઉત્તમ કાવ્યોનું આલંબન લઈને, પ્રભુગુણમાં અનુરાગી અનેક ભવ્ય આત્માઓ આજે પણ પ્રભુભક્તિમાં તરબોળ થઈ પોતાના આત્માનો વિકાસ સાધી રહ્યા છે, એવું આપણને ઘણે સ્થળે જોવા મળે છે. સૌ કોઈ પ્રભુભક્તિમાં એકાકાર થઈ આત્મકલ્યાણના પંથે વળો, એ જ કામના.

卐

આર્ત્તધ્યાનની આગ અને રૌદ્રધ્યાનની જ્વાલામુખી શમાવવાનું સાધન દાન અને દયા છે.

# અનંત ધર્માત્મક શ્રી જિનાજ્ઞામાં સૌનું હિત સમાયેલું છે.

आ–सामस्त्येनानन्तधर्म–विशिष्टतया ज्ञायते–अवबुध्यन्ते पदार्था यया इति आज्ञा ।

અર્થ–અનંત ધર્માત્મક પદાર્થો જેના વડે સમસ્ત રીતિએ જણાય, તે આજ્ઞા. આજ્ઞા શબ્દનો આ વ્યુત્પત્તિ અર્થ છે.

જેમ ઢાલની બંને બાજુ બરાબર જોયા વિના તેનું સાચું દર્શન થઈ શકતું નથી, તેમ પદાર્થોમાં પણ અનેક અને પરસ્પરવિરૂદ્ધ ધર્મો રહેલા હોય છે. તે તમામ ધર્મોને યથાસ્થાને યોજવા એનું જ નામ અનેકાન્તવાદ છે. એક જ માણસમાં જુદી જુદી અપેક્ષાથી અનેક ધર્મો પ્રગટપણે રહેલા અનુભવાય છે. જેમ કે–તેને ભારતીય, ગુજરાતી, અમુક જ્ઞાતિનો, અમુક ધર્મનો, અમુકથી નાનો, અમુકથી મોટો, અમુકનો પિતા, અમુકનો પુત્ર, ઇત્યાદિ અનેક ધર્મોથી સંબોધી શકાય છે.

વસ્તુ અનંત ધર્માત્મક હોવા છતાં, તેની માત્ર પોતાને ઇષ્ટ એવી અમુક અપેક્ષાને જ નિરપેક્ષપણે વધારે પડતું વજન આપવું અને અન્ય યોગ્ય ધર્મોનો અપલાપ કરવો, એનું નામ એકાન્તવાદ છે. એકાન્તવાદથી વસ્તુની સાચી ઓળખાણ થઈ શકતી નથી. પાંચ અંધપુરૂષો ભેગા થયા.

અને હાથીની પરીક્ષા કરવા બેઠા. દરેક તેનું એક એક અંગ પકડીને બેસી ગયા અને પોતપોતાનો એકાંગી મત રજુ કર્યો, પણ તેથી હાથીની સર્વાંગ સાચી પરીક્ષા થઈ શકી નહિ.

ધર્મના પણ ભૂમિકા ભેદે અનેક પ્રકારો છે. તે તમામ ભેદોને અનેકાન્ત દૃષ્ટિએ જોવાથી ઉપકારી બને છે. અનેકાન્ત દૃષ્ટિને વરેલા જ્ઞાનિઓની દૃષ્ટિ નિર્મળ હોય છે, જેથી તેઓ વસ્તુના કયા અંગને આગળ કરવાથી જીવોનું કલ્યાણ થઈ શકે, તેને સારી રીતે સમજી શકે છે. તે વાત નીચેના દૃષ્ટાન્તથી સરળતાપૂર્વક સમજી શકાશે.

ધર્મથી સર્વથા પરાઙ્મુખ તદ્દન બાહ્ય દશામાં રહેલો કોઈ જીવ માત્ર ધર્મસ્થાનમાં દાખલ થાય છે અને સત્ તત્ત્વોને માત્ર એક પ્રણામ કરે છે. એટલા માત્રથી પણ જ્ઞાની પુરૂષો તેને ધર્મી તરીકે સંબોધન કરે છે. અહીં કારણમાં કાર્યનો ઉપચાર છે, કારણ કે-તે એવા સ્થાનમાં આવ્યો છે, કે જ્યાં આવવાથી હવે તેની ધાર્મિક વૃત્તિઓને વિકાસ થવાની પૂરી તક છે. એટલે વસ્તુના એ અંશને આગળ કરીને, તેને ધર્મસ્થાનમાં દાખલ થતાંની સાથે જ ધર્મી તરીકે સંબોધવો એમાં કશું ખોટું નથી, એટલું જ નહિ પરંતુ માનસશાસ્ત્રના નિયમ પ્રમાણે એને ધર્મમાર્ગે ચઢાવવા માટે આ એક જ્ઞાનિઓની દૃષ્ટિએ સિદ્ધ થયેલો પ્રયોગ છે. ઉત્તેજન આપવાથી જ જીવ ધર્મમાર્ગમાં આગળ વધે છે અને વિશ્વાસુ બને છે. એ વિશ્વાસ જેમ જેમ વધે છે, તેમ તેમ તે ઘણી જ સરળતાથી આગળ ધપી શકે છે. એમાં પણ જે વસ્તુ પોતે જ અતિ મહિમાવંતી હોય છે,

તે ઉપરનો વિશ્વાસ તો તેને આગળ જતાં અત્યંત નિશ્ચલ બનાવી દે છે.

મહાપુરુષોના જીવન જો જ્ઞાનિઓની દૃષ્ટિએ તપાસવામાં આવે, તો તેઓએ જે મહાન વિકાસ કર્યો હોય છે, તેના મૂળમાં કોઈ આવા તત્ત્વે જ કામ કર્યું હોય છે. તેઓના વિકાસની શરૂઆતમાં કોઈ કરૂણાવંત પુરૂષની કરૂણાએ જ મુખ્ય ભાગ ભજવ્યો હશે. બાળકને શરૂઆતના પગલાં ભરવાં એ કાર્ય ઘણું જ કઠણ હોય છે. એમાં ડગલે ને પગલે સ્ખલનાની સંભાવના હોય છે. હિતવત્સલ માતા કંટાળ્યા વિના પુત્રના પ્રાથમિક પગલાંને મન, વચન અને કાયાની શુભ ચેષ્ટા દ્વારા જો ઉત્તેજન ન આપત, તો એ બાળક કદી પણ ચાલતાં શીખી શકત નહિ. પ્રથમનું પગલું ઘણું લડથડતું હોય છે. વારંવાર પડી જવાય છે, તેથી ત્યાં તેણે કેટલા કદમ ભર્યા અને કેટલો માર્ગ કાપ્યો, એ વસ્તુ મહત્ત્વની નથી, પણ તે એક ડગલું પણ ચાલતાં શીખ્યો, એ જ વસ્તુ માતાને મન અતિ મહત્ત્વની હોય છે. એનું વાંકુંચુંકું અને પારાવાર ભૂલથી ભરેલું પગલું માતાને આનંદકારક જ બને છે. બાળકની ભૂલ તરફ માતાનું લક્ષ્ય જતું નથી. માતાનું હૃદય જ આવા પ્રકારનું હોય છે અને એથી બાળક થોડા જ વખતમાં ચાલતાં, દોડતાં અને કૂદતાં પણ શીખી જાય છે.

તે જ રીતે ધર્મની શરૂઆત એ નાના બાળકની જેમ પા–પા પગલી ભરવાની ક્રિયા છે. ત્યાં પણ માતા જેવું

હૃદય ધરાવનાર સજ્જન પુરૂષો એ પગલાંને ઉત્તેજન આપી આગળ વધારે છે. એના પ્રતાપે અનેક ભૂલથી ભરેલો અને સદ્‌ગતિના માર્ગમાં પંગુ જેવો માણસ પણ સન્માર્ગમાં દોડતો થઈ જાય છે.

સામાન્ય પણ સદ્‌ગુણોને ઉત્તેજન આપવાની કળાનું પરિણામ આવું સુંદર અને મધુર આવે છે, એમ જ્ઞાનીઓ સારી રીતે જાણતાં હોવાથી નાના પણ સુકૃતને તેઓ ઉત્તેજન આપતાં અચકાતા નથી. બીજા ગુણવંતના સદ્‌ગુણની અનુમોદના ન કરવી, એ સમકિતનો અતિચાર ગણાય છે.

આ થઈ વસ્તુના એક છેડાની વાત. હવે વસ્તુના બીજા છેડાની વિચારણા કરીએ.

જેઓ ચૌદ પૂર્વી છે અને સમગ્ર શાસ્ત્રના પારને પહોંચી ગયા છે, જેઓનું જીવન અણિશુદ્ધ પવિત્ર છે અને જેઓના જીવનના એક ખૂણામાં પણ અસદાચરણ નથી, જેઓ પરહિતમાં રત છે અને મૈત્રી આદિ ભાવોથી ભરપૂર છે, જેઓ અપ્રમત્તપણે આગળ વધી રહ્યા છે અને અનેકને આલંબન આપી રહ્યા છે: આવી ઉચ્ચ દશા પ્રાપ્ત કરી હોવા છતાં પણ ભૂલ થવાનો સંભવ હોવા માત્રથી, તેઓને પણ જ્ઞાની પુરૂષો જાગૃત રહેવા માટે વારંવાર પ્રેરણા કર્યા કરે છે. વળી તેઓ ફરમાવે છે કે–હે મહાનુભાવો! તમો ચેતતા રહેજો! ખ્યાલ રાખજો! તમારી સહેજ પણ ભૂલ તમને નીચે પટકી પાડશે. તમો અતિ ઉચ્ચ સ્થાને બિરાજો છો, માટે તમારે વધારે સાવધ રહેવાની જરૂર છે.

ભૂમિ ઉપર ચાલનાર માણુસ કરતાં આકાશમાં મુસાફરી કરનાર માણુસને સાવધાની રાખવાની વધારે જરૂર છે. ત્યાંથી સાધ્યની સિદ્ધિ જેમ નજીક છે, તેમ ત્યાં જો થોડી પણુ બેદરકારી રાખવામાં આવે તો ત્યાંનું પતન પણુ ચૂરેચૂરા ઉડાડી દેનારૂં છે. એટલે એમને વધારે કાળજીની જરૂર છે. એ જ વસ્તુને લક્ષ્યમાં રાખીને જ્ઞાની પુરૂષો એવા અપ્રમત્ત જીવોને પણુ સાવધાનીનો સૂર સંભળાવતા રહે છે.

જેઓની ઘણી ખરી કળાઓ ખીલી ગઈ છે અને માત્ર હવે અલ્પ કળા જ ખીલવાની બાકી છે, તેવા જીવો પણુ પોતાના અધિક વિકાસની વાતને ભૂલી ન જાય, ઇતિ-કર્ત્તવ્યતા ન માની લે અને ઉચ્ચ ભૂમિકાએ પહોંચેલ માણુસ પણુ ત્યાં અટકી ન જાય, એની પૂરેપૂરી કાળજી શ્રી જિના-જ્ઞામાં છે. આથી અપ્રમત્ત આત્માઓને પણુ ઉપદેશ આપ્યો છે કે—હે મુનિઓ ! તમે એક સમય પણુ પ્રમાદ કરશો નહિ.

અનંત કળા જોઓની દબાયેલી છે અને અતિ ગાઢ અજ્ઞાન દશા જેઓ અનુભવી રહ્યા છે, એવા જીવો પણુ અધિક વિકાસને માર્ગે ચઢે, એ ધ્યેયથી તેઓની અલ્પ કળાની પણુ જ્ઞાની પુરૂષોએ કદર કરી છે. આથી મૈત્રી-ભાવનામાંથી નિગોદના જીવોને પણુ બાદ કર્યા નથી. એ જ વસ્તુ તેઓમાં રહેલ જીવત્વની કદર રૂપ છે. એ કદર તેઓને ઊંચે લાવવામાં સાક્ષાત્ યા પરંપરાએ નિમિત્તભૂત બને છે.

'સોનું હિત થાઓ.'—એ મૈત્રીભાવનાનું સ્વરૂપ છે. આવી ભાવના ભાવનારા નિર્મળ આત્માઓ સંસાર રૂપી

કૂપમાં પડેલા જીવોને બહાર કાઢવા માટે હસ્તાવલંબન આપનારા બને છે. વિકાસક્રમમાં આગળ વધતા આવા જીવો જ્યારે એ હસ્તાવલંબનને દૃઢ રીતે સ્વીકારે છે, કે તરત તેઓ ઊંચે આવે છે. ખાડામાં પડેલા જીવોને જો કોઈ હસ્તાવલંબન આપનાર હોય જ નહિ, તો તેઓનો કદી પણ ઉદ્ધાર થઈ શકે નહિ. એ દૃષ્ટિએ મૈત્રીભાવના ભાવનારા આત્માઓ સંસારમાં ખુંચેલા જીવોને બહાર લાવવામાં કોઈ ને કોઈ પ્રકારે નિમિત્તભૂત બને છે.

ટૂંકાણમાં સમગ્ર જીવરાશિનો પોતપોતાની ભૂમિકા મુજબ વિકાસ થયા કરે અને તેઓનો ક્યાંય વિકાસ અટકે નહિ, એવી રીતની પરમાત્માની આજ્ઞા છે. પરમાત્માની તમામ આજ્ઞાની પાછળ સૌના વિકાસની ભાવના છૂપાયેલી છે. શ્રી જિનાજ્ઞાનું એ પરમ રહસ્ય છે.

અનેકાન્ત દૃષ્ટિ કોને કહેવાય, જિનાજ્ઞા કોને કહેવાય અને વ્યવહાર તથા નિશ્ચય કોને કહેવાય, એનો સામાન્ય અર્થ તો ગમે તે બુદ્ધિમાન માણસ કરી શકે છે, પણ જિનાજ્ઞા મુજબ અનેકાન્ત દૃષ્ટિથી સ્વ-પરનું કલ્યાણ થાય તેવી રીતે, અર્થાત્ પોતાના અને પરના દોષો ટળે અને જીવાત્માઓ વિકાસમાર્ગમાં આગળ વધે એવી રીતે, વ્યવહાર અને નિશ્ચયનો જીવનમાં સમવતાર કરવો એ મહત્ત્વની હકીકત છે. ભાવિત જ્ઞાનનું એ લક્ષણ છે. જ્ઞાન માત્રથી કલ્યાણ થતું નથી, પણ જ્ઞાન જ્યારે પરિણતિમાં ઉતરે છે અને આચરણમાં મૂકાય છે, એટલે કે-જ્ઞાન મુજબ જ્યારે સંવેદન

અનુભવાય છે, ત્યારે તે જ્ઞાન કલ્યાણકારી બને છે. એવું જ્ઞાન જો માત્ર એક પદનું હોય, તો પણ યાવત્ કેવળ-જ્ઞાન આપવા માટે સમર્થ બને છે. ભાવિત થયેલ એક 'સામાયિક' પદ માત્રના જ્ઞાનથી અનંતા આત્માઓ કેવળજ્ઞાન અને ભવના નિસ્તારને પામ્યા છે. અભાવિત ઘણું પણ જ્ઞાન એ કાર્યક્ષમ બની શકતું નથી. અનુભવી પુરૂષોનું સ્વાનુભૂતિ પૂર્વકનું એ કથન છે. જેઓએ જિનાજ્ઞાનું રહસ્ય પ્રાપ્ત કર્યું છે અને જેઓ અનેકાન્તવાદથી ભાવિત હૃદય-વાળા છે, તેઓએ એ રીતે જ નિશ્ચય અને વ્યવહારનો જીવનમાં સમવતાર કર્યો છે.

પૂ. ઉપાધ્યાય શ્રીમદ્યશોવિજયજી મ. અમૃતવેલ નામક સજ્ઝાયમાં ફરમાવે છે કે–

"થોડલો પણ ગુણ પરતણો,
સાંભળી હર્ષ મન આણ રે;
દોષ લવ પણ નિજ દેખતાં,
નિર્ગુણ નિજ આતમા જાણ રે."

અર્થ–બીજાનો થોડો પણ ગુણ દેખીને મનમાં પ્રમુદિત થવું, એમાં રહસ્ય એ છે કે–ભલે ગુણ અલ્પ હોય, પણ તે અલ્પ ગુણની ઉપેક્ષા એ માત્ર ઉપેક્ષા નથી, પરંતુ દ્વેષબુદ્ધિનું પરિણામ છે, એમ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતાં જણાઈ આવે છે.

સમ્યગ્દૃષ્ટિ જીવ ગુણનો અર્થી હોય છે. બીજામાં રહેલ અલ્પ પણ ગુણ દેખીને, તે પ્રમુદિત ન બને એ

બને નહિ. ઝવેરી બીજાના એક રતિ માત્ર સાચા મોતીને સાચું ન કહે અથવા ઉપેક્ષા કરે, તેમ જ જો સાચા તરફ તેનો પક્ષપાત ન કરે, તો તેનું મધ્યસ્થપણું ટકતું નથી. દુશ્મનના પણ સાચા મોતીને તે જ્યારે સાચા તરીકે સ્વીકારે, ત્યારે જ તે પોતાનું મધ્યસ્થપણું ટકાવી શકે છે.

સ્થિર દૃષ્ટિથી વિચારતાં જણાશે કે–સત્પુરૂષોને મન બીજાના સદ્‌ગુણોની કિંમત ઘણી મોટી હોય છે. બીજાના ગુણની કદર કરવી એ ઔદાર્ય વૃત્તિનું પ્રતિક છે. ઔદાર્ય વૃત્તિ પરિણામે મોક્ષના દ્વાર ખોલી આપે છે. બીજાના ગુણની કદર કર્યા વિના ઔદાર્ય વૃત્તિ પ્રગટતી નથી, તે સ્થિર થતી નથી તથા કાર્પણ્યદોષનો ઉચ્છેદ થઈ શકતો નથી. લાખો અને ક્રોડોના દાન કરતાં પણ બીજાના ગુણની કદર કરવી, એમાં વિશેષ ઔદાર્યની જરૂર પડે છે. અપેક્ષાએ ક્રોડોનું દાન સહેલું છે, પણ ગુણની કદર કઠિન છે, કારણ કે–તે યોગ્યતાની ઘણી અપેક્ષા રાખે છે.

બીજા ગુણો ગમે તેટલા મેળવ્યા હોય, પણ જ્યાં સુધી બીજાના ગુણની ઉપેક્ષા કે તેમના સદ્‌ગુણો પ્રત્યેની દ્વેષબુદ્ધિ ટળે નહિ, ત્યાં સુધી આત્મવિકાસના માર્ગમાં પ્રવેશ થઈ શકતો નથી. દ્વેષબુદ્ધિ ટળ્યા પછી જ બીજા બધા સાધનો ઉપયોગી બને છે. ગુણદૃષ્ટિ કેળવ્યા વિના દ્વેષબુદ્ધિ ટળતી નથી. *

* ઉગ્ર વિહાર ને તપ જપ કિરિયા, કરતા દ્વેષ તે ભવમાંહે ફીરિયા;
યોગનું અંગ અદ્વેષ છે પહેલું, સાધન સવિ લહે તેહથી વહેલું. ૧
–શ્રીમદ્યશોવિજયજી મહારાજ.

બીજાનો લેશ પણ ગુણ જોઈને પ્રમુદિત થવું, એમાં અનેકાન્ત દૃષ્ટિનો સદુપયોગ છે. જો એમ થાય, તો શ્રી જિનાજ્ઞા મુજબ વ્યવહાર નયને યથાસ્થાને યોજ્યો એમ કહી શકાય.

બીજાના લેશ પણ ગુણને જોઈને મનમાં જો પ્રમોદભાવ ઉત્પન્ન થાય નહિ, તો બહારથી મનુષ્ય બીજી રીતે ભલે ગમે તેટલો ધર્મી ગણાતો હોય, પણ જિનાજ્ઞા મુજબના વ્યવહારને યથાસ્થાને યોજવાનું બળ હજી તેણે પ્રાપ્ત કર્યું નથી. અનાદિ કાળથી આપણા આત્મામાં લાગેલા દોષોમાંથી છૂટવાનો સરળ અને સરસ ઉપાય બીજાનો થોડો પણ ગુણ જોઈને પ્રમુદિત થવું તે છે. તે માટે પૂ. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મ.નું નીચેનું સુભાષિત ખૂબ જ મનનીય છે.

"અન્યમાં પણ દયાદિક ગુણો,
જે જિનવચન અનુસાર રે;
સર્વ તે ચિત્ત અનુમોદિયે,
સમકિત બીજ નિરધાર રે." ૧

પોતાના પરમાણુ જેટલા પણ દોષને પર્વત જેટલો માનવો. એમાં હેતુ એ છે કે—આત્મવિકાસની ઇચ્છાવાળાએ બીજાના ગુણોને વ્યવહારથી જોવાના છે અને પોતાના આત્માને નિશ્ચયથી જોવાનો છે. નિશ્ચયથી તો જ્યાં સુધી લેશ પણ અશુદ્ધિથી પોતાનો આત્મા ખરડાયેલો છે, ત્યાં સુધી વખાણવા લાયક નથી. આજે ભલે આપણામાં અલ્પ દોષ છે, પણ જ્યાં સુધી છદ્મસ્થપણું છે ત્યાં સુધી દોષોની

ઉત્પત્તિનો સંભવ છે. આથી પોતાનો આત્મા નિઃશંકપણે પ્રશંસવા લાયક બનતો નથી. જો એ પ્રમાણે માનવામાં આવે તો જ સંપૂર્ણ શુદ્ધિ શકય બને છે, અન્યથા વિકાસ અટકી જાય છે, એટલું જ નહિ પણ તેનું પતન પણ સંભવિત છે. જ્યાં સુધી પોતાના આત્મામાં દોષનો એક લવ પણ છે અને તે સંપૂર્ણ શુદ્ધ બન્યો નથી, ત્યાં સુધી તેણે પોતાના આત્માને તત્ત્વથી નિર્ગુણી માનવો એ ભાવિત જ્ઞાનની નિશાની છે. આ રીતે અનેકાન્ત દૃષ્ટિથી સ્વ–પરના આત્માને જોતાં શીખવું, એ વિવેકજ્ઞાનનું ફળ છે અને એ શ્રી જિનાજ્ઞાનું રહસ્ય પણ છે.



જાય છે. એટલા માટે જ આપણે હંમેશાં સારા આલંબનોમાં રહેવાનું છે. સર્વ શુભ અનુષ્ઠાનો પણ એટલા માટે જ નિર્માણ થયાં છે.

શ્રી પંચપરમેષ્ઠિઓ એ તમામ આલંબનોમાં સર્વ-શ્રેષ્ઠ આલંબન છે. તેથી દરરોજ થોડા વખત તેઓની સાથે એકમેક થવા માટે એકાન્તમાં શ્રી પંચપરમેષ્ઠિ મહામંત્રનું આરાધન કરવું જોઈએ. એમ કરવાથી થોડા જ વખતમાં આપણી અંતરંગ વૃત્તિઓમાં એટલો બધો પલટો આવે છે, કે જે આજે આપણી કલ્પનામાં પણ ન આવે.

જેમ મોટા અધિકારીઓ પાસે જવામાં માણસ વિનય, સભ્યતા અને સમયની ચોકકસાઈ જાળવવા માટે પ્રયત્ન કરે છે, તેમ શ્રી પંચપરમેષ્ઠિને જ્યારે આપણે આપણા મન-મંદિરમાં પધરાવીએ છીએ, ત્યારે એ બધું જાળવવું જરૂરી છે.

મોટા માણસની સાથે વાત કરવામાં જેમ બીજા બધા વિચારોને છોડીને આપણે એકાગ્ર, એકતાન અને એ જ કાર્યમાં ઓતપ્રોત થઈએ છીએ, તેમ પરમેષ્ઠિઓની સાથે મંત્રણા કરતાં આપણે એકાગ્ર બનવું જોઈએ. કોઈ મોટા પુરૂષને આપણે આંગણે બોલાવીએ છીએ, ત્યારે જેમ આપણું આંગણું વાળીચોળીને સ્વચ્છ બનાવીએ છીએ, તેમ પરમેષ્ઠિઓને જ્યારે મનમંદિરમાં પધરાવીએ છીએ, ત્યારે સંકલ્પ–વિકલ્પ રૂપ બધો કચરો દૂર કરી સ્વચ્છ બનવું જોઈએ.

આ રીતે ચોક્કસ સમયે મનની શુદ્ધિપૂર્વક આંતરૂ

## નમસ્કાર—સ્મરણ

જીવનમાં સુખ, શાન્તિ અને સમાધિને કોણ નથી ઈચ્છતું? જીવ માત્રને તેની અભિલાષા હોય જ છે, એટલું જ નહિ પણ રાત-દિવસ તેઓ તે માટે સતત પ્રયત્ન પણ કરી જ રહ્યા હોય છે, પરંતુ જો ખરી રીતે જોઈએ તો સુખથી તેઓ વેગળા જ હોય છે.

આજે આપણા જીવનમાં જો આપણને બહારથી કદાચિત્ યત્કિંચિત્ સુખ જણાતું હોય, તો પણ તાત્વિક દૃષ્ટિએ જોઈએ તો આપણું વર્તમાન જીવન સુખમય નથી પણ દુઃખમય છે. સંસારમાં દુઃખનો કાળ અધિક છે, જ્યારે સુખનો કાળ અલ્પ છે. ચારેય ગતિમાં જીવને અનિચ્છાએ અનેકવિધ દુઃખો ભોગવવાં પડે છે. એ દુઃખોના કારણોને સર્વથા નાબુદ કરવાની સામગ્રી માત્ર મનુષ્યજીવનમાં જ છે. એ કારણે મનુષ્યજીવનની શ્રેષ્ઠતા શાસ્ત્રોમાં જણાવી છે. મનુષ્યજીવન વારંવાર મળતું નથી, જેથી મહાપુરૂષોએ સર્વ મનુષ્યોને એક હકીકત ખૂબ જોરદાર રીતે વારંવાર કહી છે કે—'હે પુણ્યવંતા બંધુઓ! અત્યંત દુર્લભ આ માનવ-જીવન તમોને મળી ગયું છે. આ મનુષ્યજીવનમાં જ દુઃખ અને તેના કારણોને સર્વથા દૂર કરી શકાય છે, માટે જાગો, બોધ પામો અને મળેલ અમૂલ્ય તકને સફળ કરો.' દુઃખ

કોઇને જરા પણ ગમતું નથી, પરંતુ દુઃખને નાબુદ કરવા માટે દુઃખના કારણોને નાબુદ કરવાં જ પડે છે. કાર્ય-કારણનો અચળ નિયમ આ જગતમાં વર્તે છે. દુઃખનું કારણ પાપ છે અને પાપને નાબુદ કરવાથી દુઃખ નાબુદ થઈ શકે છે. સુખનું કારણ ધર્મ છે અને તેને આરાધવાથી સુખ-શાન્તિ મળે છે.

મહર્ષિઓની આ મહાન શોધ છે. આથી તેઓ માત્ર દુઃખને જ દૂર કરવાનું ન કહેતાં, દુઃખના કારણો-પાપ, અજ્ઞાન અને મિથ્યાત્વાદિને દૂર કરવા ઉપર જ ખાસ ભાર આપે છે. એ જ રીતે જો સુખ-શાન્તિ જોઈતી હોય, તો સુખના કારણભૂત ધર્મને આરાધીને આત્મામાં ધર્મનો સંચય કરો. ધર્મ વિના કદી ક્યારેય કોઈને સુખ, શાન્તિ કે આબાદી પ્રાપ્ત થતી નથી.

પ્રાચીન કાળથી થયેલાં સર્વ મહાપુરુષોએ દુઃખબહુલ એવા આ સંસારમાં અનેકવિધ દુઃખોથી બચાવનાર અને રક્ષણ કરનાર એક માત્ર ધર્મ હોવાથી ધર્મ જ સારભૂત છે-એમ ઉપદેશેલું છે. એ ઉપદેશના આધારે અનેક મનુષ્યો ધર્મ પ્રત્યે શ્રદ્ધા, રૂચિ અને આદર ધરાવે છે, સર્વ કોઈ વિવેકી આત્માઓ યથાશક્ય ધર્મકાર્ય કરવા ઇચ્છે છે, એટલું જ નહિ પણ ધર્મકાર્ય કરતા આવ્યા છે અને આજે પણ ધર્મ નિમિત્તે વિવેકી જનસમુદાય કાંઈ ને કાંઈ સુકૃત કરે છે.

પરંતુ આજના ભૌતિક યુગમાં માનવીને માથે દિન-

જો જેઓને આખા નવકારનો એક હજાર જપ કરવા જેટલો સમય ન મળી શકતો હોય, તો તેઓ પણ દરરોજ શ્રી નવકારના પ્રથમ પદ 'नमो अरिहंताणं' રૂપ સાત અક્ષરનો જો એક હજાર વાર જપ કરે, તો તે પણ ત્રીશ વર્ષમાં પ્રથમ પદનો ક્રોડ જાપ કરી શકે છે. જો મનુષ્ય ધારે, તો આટલો સમય ગમે તે પરિસ્થિતિમાં પણ અવશ્ય મેળવી શકે છે. શુદ્ધ અંતઃકરણ પૂર્વકની માત્ર દસ-પંદર મિનિટની નમસ્કારની આરાધનાથી પરિણામે એક ક્રોડ નમસ્કારના સંસ્કાર આત્મામાં પાડી શકાય છે. આ લાભ નાનોસુનો નથી. નમસ્કારના સંસ્કારથી ચિત્ત વાસિત થયા પછી તેમાં પાપ પ્રવેશી શકતું નથી.

શરૂઆતમાં આ સંસ્કાર આપણે પાડવાના છે અને તે દૃઢ થયા બાદ એ સંસ્કાર જ આપણા મનને વિના પ્રયત્ને શ્રી નમસ્કાર-ભાવમાં જોડી રાખશે અને પછી સતત તેનું સ્મરણ થતું રહેશે.

નવકાર એ ચૌદ પૂર્વનો સાર છે અને તેનું પ્રથમ પદ 'नमो अरिहंताणं' એ નવકારનો પણ સાર છે. પ્રથમ પદ માટે શ્રી મહાનિશિથ સૂત્રમાં નીચે મુજબ જણાવવામાં આવ્યું છે.

तिपयपरिछिन्नेगालावग सत्तक्खरपरिमाणअणंतगमिअत्थसारं, अणेगाइसयगुणसंपओववेअं, सव्वमहामंत्त पवर विज्जाण बीअभूयं, पवयणदेवयाहिट्ठिअं ॥

અર્થ-(૧) ત્રણ પદ, એક આલાપક અને સાત

ઉપાસનાની દૃષ્ટિએ પ્રથમ પદમાં પાંચેય પરમેષ્ઠિઓને નમસ્કાર એકી સાથે થઈ જાય છે. તે માટે નીચેનો શ્લોક સાક્ષી પૂરે છે.

अर्हत्सिद्धाचार्योपाध्यायमुनित्व रूपमर्हन्तः ।
पूज्योपचारदेशक-पाठक-निर्विषयचित्तत्वात् ॥१॥

—શ્રી સિંહતિલકસૂરિ કૃત મંત્રરાજ રહસ્ય.

અર્થ-અરિહંત પરમાત્મા પાંચેય પરમેષ્ઠિ રૂપ છે, કેમ કે-તેઓમાં પૂજ્યત્વ, ઔપચારિક સિદ્ધત્વ, ઉપદેશકત્વ, પાઠકત્વ અને મુનિનાં જેવું નિર્વિષય ચિત્તત્વ, એમ પાંચેય ગુણો રહેલા છે.

એ રીતે પ્રથમ પદ પાંચેય પરમેષ્ઠિઓને નમસ્કાર રૂપ પણ બને છે. શ્રી યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં ફરમાવ્યું છે કે-

यदीच्छेद् भवदावाग्नेः, समुच्छेदं क्षणादपि ।
स्मरेत्तदादि मंत्रस्य, वर्णसप्तकमादिमम् ॥ १ ॥

અર્થ-જો તમો ક્ષણ માત્રમાં સંસાર રૂપી દાવાનળનો ઉચ્છેદ કરવા ઈચ્છતા હો, તો શ્રી નમસ્કાર મહામંત્રના પ્રથમ પદમાં રહેલ સાત અક્ષરો 'नमो अरिहंताण'નું સ્મરણ કરો.

શ્રી નવકારના એકેક અક્ષરના સ્મરણમાં પણ અનંત અનંત પાપકર્મો દૂર કરવાની તાકાત છૂપાયેલી છે. શ્રી નવકાર જાપના આ અને બીજા આવા અનેક લાભો હોવાથી

# શ્રી નવકારના જાપ આદિમાં એકાગ્રતા લાવવાના ઉપાયો

**સાધકો** તરફથી ઘણી વખત એક ફરીયાદ એ આવે છે કે–મહામંત્ર નવકારના જાપમાં એકાગ્રતા લાવવા માટે અમો ઘણો પ્રયત્ન કરીએ છીએ, પણ અમારૂં મન એમાં એકાગ્ર થતું જ નથી. જાપ વખતે તે બહાર જ દોડ્યા કરે છે.

આ પ્રશ્ન સાધકને માટે એક મોટામાં મોટી સમસ્યા છે. તેનો યોગ્ય ઉકેલ જ્યાં સુધી ન આવે, ત્યાં સુધી સાધક સાધનામાં સ્થિરતા મેળવી શકતો નથી, આગળ વધી શકતો નથી અને 'મારૂં મન સ્થિર થતું નથી.'–એ જાતના વિચારથી હંમેશાં તે મુંઝવણમાં રહ્યા કરે છે. જાપમાં પ્રવેશ કરનારા સાધકને શરૂઆતમાં ઓછા–વત્તા પ્રમાણમાં આવો અનુભવ પ્રાયઃ સૌ કોઈને થાય છે.

આ પ્રશ્નના સમાધાન માટે નીચેની વિચારણા ઉપયોગી થશે.

એકાગ્રતાનો સંબંધ રસની સાથે છે. કોઈપણ વિષયમાં જીવને જ્યાં રસ ઉત્પન્ન થાય છે, ત્યાં તે સહજ રીતે એકાગ્ર બની જાય છે એવો નિયમ છે.

અને વાસ્તવિક રીતે તેમાં અણુ જેટલો પણ ગુણ નથી, જ્યારે પાંચ પરમેષ્ઠિઓમાં પર્વત જેટલા ગુણો રહેલા છે અને દોષનો એક અંશ પણ તેઓમાં નથી. સંસારમાં એક બાજુ પાંચ વિષયો છે અને બીજી બાજુ પાંચ પરમેષ્ઠિઓ છે. પાંચ વિષયો સર્વ અવસ્થામાં કેવી રીતે કેવળ ત્રાસદાયક છે અને પાંચ પરમેષ્ઠિઓ સર્વ અવસ્થામાં કેવી રીતે નિષ્કારણ બાંધવ-તુલ્ય છે અને અનંત સુખમાં હેતુભૂત છે, તે વાત નીચેની હકીકતથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે.

(૧) પાંચ વિષયોનાં સુખને પ્રાપ્ત કરવાની ઈચ્છા થતાં જ પાપ શરૂ થાય છે, જ્યારે પાંચ પરમેષ્ઠિ પદને પ્રાપ્ત કરવાની ઈચ્છા થતાં જ પાપ ખપવા લાગે છે.

(૨) પાંચ વિષયોના સુખોની પ્રાપ્તિ ઈચ્છા માત્રથી નહિ પણ કર્મના ઉદયથી થાય છે, જ્યારે પાંચ પરમેષ્ઠિ પદોની પ્રાપ્તિ કર્મના ઉદયથી નહિ પણ જીવની ઈચ્છા અને પ્રયત્નના બળથી પ્રાપ્ત થાય છે.

(૩) પાંચ વિષયોની પ્રાપ્તિથી મળતાં સુખોનો અંત આવે છે, જ્યારે પાંચ પરમેષ્ઠિ પદોની પ્રાપ્તિથી મળતાં સુખો અવિનાશી હોય છે.

(૪) પાંચ વિષયોથી મળતાં સુખ અપૂર્ણ હોય છે, જ્યારે પાંચ પરમેષ્ઠિ પદોથી મળતાં સુખ પૂર્ણ હોય છે.

(૫) પાંચ વિષયોના સુખને મેળવવાનો પ્રયત્ન કરતાં જ અશાન્તિ વધવા લાગે છે, જ્યારે પાંચ પરમેષ્ઠિ પદને મેળવવાની સાધના કરતાં જ શાન્તિ વધવા લાગે છે.

(૬) પાંચ વિષયોનું સ્મરણ કરતાં જો મરણ આવે તો તીવ્ર દુઃખ અને અસમાધિ થવા લાગે છે, જ્યારે પાંચ પરમેષ્ઠિઓનું સ્મરણ કરતાં જો મરણ આવે તો સુખ, શાન્તિ અને સમાધિ ટકી રહે છે.

(૭) પાંચ વિષયોનું સ્મરણ કરતાં જો મરણ પામે તો દુર્ગતિ મળે છે, જ્યારે પાંચ પરમેષ્ઠિઓનું સ્મરણ કરતાં જો જીવ મરણ પામે તો નિયમા સદ્ગતિગામી થાય છે.

(૮) સંસારમાં પાંચ વિષયોનું સામ્રાજ્ય એકછત્રીય છે. જ્યાં સુધી શ્રી પંચ પરમેષ્ઠિઓનું શરણ નથી મળતું, ત્યાં સુધી સંસારવર્તી તમામ જીવો ઉપર તેઓની આજ્ઞા અખંડપણે પ્રવર્તે છે. આવા બળવાન શત્રુઓને જીતનાર તથા પોતાને શરણે આવનાર બીજાને જીતાડનાર હોવાથી, શ્રી પંચ પરમેષ્ઠિઓ વિશ્વના તમામ જીવોના નિષ્કારણ ઉપકારી એવા પરમ બાંધવો છે.

આવી જાતની સૂક્ષ્મ વિચારણાથી અવિદ્યાજનિત અસત્ વિકલ્પો ઘસાતા જાય છે અને સમ્યગ્ વિચારોનું બળ પુષ્ટ બને છે. વિચારોની પુષ્ટતા જ્યારે પરાકાષ્ઠાએ પહોંચે છે, ત્યારે તેમાંથી કાર્યની નિષ્પત્તિ અવશ્ય થાય છે.

આચારથી અપરિમાર્જિત વિચાર જેમ કાર્યકર નીવડતો નથી, તેમ વિચારથી અપરિમાર્જિત આચાર પણ સંપૂર્ણ કાર્યક્ષમ બની શકતો નથી. આથી શ્રદ્ધાની સ્થિરતા માટે પ્રત્યેક વિષયમાં સૂક્ષ્મ બુદ્ધિપૂર્વક વસ્તુના ધર્મોને વિચારવાની જરૂર છે.

શ્રી નવકારના જાપમાં એકાગ્રતા લાવવા માટે બીજી વસ્તુ ચિત્તની પ્રસન્નતા છે. મૈત્રી આદિ ભાવનાથી ચિત્ત પ્રસન્ન બને છે. મોટે ભાગે જ્યાં સુધી જીવ કેવળ પોતાના જ સુખ-દુઃખ અને સગવડ-અગવડનો પ્રધાનપણે વિચાર કરે છે. ત્યાં સુધી તેનું ચિત્ત હંમેશાં અપ્રસન્ન, ખેદયુક્ત તથા ઉદ્વિગ્ન રહે છે. તેના સ્થાને પોતાની જેમ પોતા સિવાય બીજા જીવોના પણ હિતનો અને સુખનો ભાવ ધારણ કરવાથી ચિત્ત અપ્રસન્ન મટી પ્રસન્નતા અનુભવે છે.

આ સંસાર એ દુઃખનો દાવાનળ છે. તેમાં વિવિધ જાતિઓમાં અને વિવિધ ગતિઓમાં અનંતાનંત જીવો અપાર વેદના ભોગવી રહ્યા છે. તે 'બધાં જીવોના દુઃખ દૂર થાઓ અને તેઓ બધાં પરમાનંદસ્વરૂપ મોક્ષને પ્રાપ્ત કરો.'-આ જાતિના વિચારથી પોતાના દુઃખો પણ ભૂલી જવાય છે અને ચિત્તમાં પ્રસન્નતા પ્રગટે છે.

વળી ચિત્તનો એક દોષ ચંચળતા છે, જેના કારણે મન સ્થિર રહેતું નથી. તે ચંચળતા દૂર કરવા માટે મંત્રના પદોમાં મનને બાંધી દેવું જરૂરી છે. આ કાર્ય અભ્યાસથી સાધ્ય છે. અભ્યાસ વખતે મહામંત્ર શ્રી નવકારના અક્ષરોમાં જ ઉપયોગ રાખવો જોઈએ અને તે સિવાય બીજા તમામ સંકલ્પ-વિકલ્પો છોડી દેવા જોઈએ. આથી વારંવારના અભ્યાસથી ચંચળ ચિત્ત પણ સ્થિરતા પામે છે.

આખો નવકાર અથવા નવકારના પ્રથમ પદસ્વરૂપ 'નમો અરિહંતાણં' પદને એવી રીતે રટી લેવું કે-ઉંઘમાં

પણ એની સંસ્કારધારા ચાલુ રહે. એ પ્રમાણે એકાદ પદને દૃઢ રીતે આત્મસાત્ કરવાથી પણ ધીમે ધીમે ચિત્તની ચંચળતા નામનો દોષ આપોઆપ ટળી જાય છે અને ચંચળતા ટળ્યા પછી નવકારના જાપ વખતે મન આપોઆપ તેમાં સ્થિર બની જાય છે.

વળી ચિત્તની સ્થિરતા માટે એક મહત્ત્વની વાત એ પણ ખાસ લક્ષમાં રાખવાની છે કે-સાધનાના ફળ સંબંધી ઉત્સુકતા છોડી દેવી જોઈએ, કારણ કે-બીજા કારણોની જેમ પ્રમાણે ફળની ઉત્સુકતા પણ એકાગ્રતામાં એક બહુ જ બાધક વસ્તુ છે. આપણું સમગ્ર લક્ષ્ય વર્તમાનમાં પરમેષ્ઠિઓના વાચક અક્ષરોમાં, આકૃતિમાં અથવા તેઓના ગુણોમાં અથવા તેઓના સ્વરૂપમાં પરોવવાનું છે. એ આપણું પ્રાપ્ત કર્તવ્ય છે. અર્થાત્ આપણું અનંતર યોગ પરમાત્મામાં ચિત્તને સ્થાપન કરવું તે છે. પરંપર યોગ તો એના પ્રભાવે સિદ્ધ થવાનું છે. જેમ કીલ્લાવાળા શહેરમાં દ્વાર વિના પ્રવેશ થઈ શકતો નથી, તેમ અનંતર યોગને છોડીને પરંપર યોગની સિદ્ધિ થઈ શકતી નથી. આપણી વર્તમાન પ્રાપ્ત ફરજ જો આપણે બરાબર અદા કરીશું, તો તેનું ફળ તો યોગ્ય કાળે અવશ્ય મળવાનું છે. આથી ફળની ઉત્સુકતાને તજીને જાપ વખતે ધ્યેયમાં ચિત્તને સતત રીતે પરોવવાની ક્રિયા એ જ આપણા માટે અત્યારે મુખ્ય અને મહત્ત્વની વસ્તુ છે. આપણું જે મુખ્ય કર્તવ્ય છે, તેને આપણે જેવી તીવ્રતાથી બજાવીએ

છીએ, તે મુજબ જ ફળ પણ આપણી નિકટ આવતું જાય છે.

આપણા મુખ્ય ધ્યેયની સતત જાગૃતિ રહે, તે માટે જાપ વખતે સાધકે નવકાર પાસે શાન્ત ચિત્તે પ્રણિધાન-પૂર્વક નીચેની પ્રાર્થના કરવી લાભદાયક છે.

## પ્રાર્થના

"હે પરમ મંગળ નવકાર! તારા ચરણે આવેલો હું એટલું જ માગું છું કે-તારા અચિંત્ય પ્રભાવથી નિયમિત અખંડિત રીતે ઉત્સાહથી અને એકાગ્રતા સાથે પરમ પદની પ્રાપ્તિના ઉદ્દેશથી તને આરાધવાનું સામર્થ્ય મારામાં પ્રગટો. મને બીજું કશું જ જોઈતું નથી."

આ પ્રમાણે પ્રાપ્ત કર્ત્તવ્યમાં દત્તચિત્ત રહેનાર સાધકનું મન દિન-પ્રતિદિન નવકારમાં વધુ ને વધુ સ્થિરતા અનુભવશે.

卐

# ધ્યાન સાધના

मैत्र्यादिभावयोगेन, शुभध्यानप्रभावतः ।
सुखं-सुखेन प्राप्नोति, जीवोमोक्षं न शंसयः ॥१॥

અર્થ—મૈત્રી આદિ ભાવનાઓ વડે તથા શુભ ધ્યાનના પ્રભાવથી જીવ અત્યંત સુખપૂર્વક મોક્ષ પ્રાપ્ત કરે છે, એમાં સંશય નથી.

## ધ્યાનનો હેતુ

સકલ કર્મના ક્ષય રૂપ મોક્ષ આત્મજ્ઞાનથી થાય છે અને આત્મજ્ઞાન ધ્યાનથી થાય છે. એટલા માટે ધ્યાન એ જ આત્માનું પરમ હિત કરનાર છે. આત્મા દેહથી ભિન્ન છે. જ્ઞાની મહાત્માઓને આનો સાક્ષાત્ અનુભવ છે. ધ્યાનના વિશિષ્ટ અભ્યાસીઓને પણ દેહથી ભિન્ન એવા આત્માનો અનુભવ કરવાનો હોય છે. “સર્વ જીવો પોતાનું અને પરનું આત્મકલ્યાણ સાધી મુક્તિસુખ પામો.”—એ શુભ ધ્યાનનું મુખ્ય કારણ છે. સંસારના સર્વ તારકોએ પહેલાં શુભ ધ્યાન ધ્યાવીને પોતાના આત્માને જાણ્યો અને અને પછી જગતના જીવોને તેનો બોધ આપ્યો. આત્માની પરમ ઉન્નતિ સાધવા માટે ધ્યાનની પરમ આવશ્યકતા છે. ધ્યાનથી જ આત્માનો પૂર્ણ વિકાસ થાય છે.

## ધ્યાનનું સ્વરૂપ

ધ્યેયમાં ચિત્તની એકાગ્રતા એ ધ્યાન છે. કોઈ પણ એક વિષયમાં ચિંતન અને ભાવનાથી તલ્લીન–તન્મય બની જવું એ ધ્યાન છે. મહર્ષિ પતંજલિએ ૧–યમ, ૨–નિયમ, ૩–આસન, ૪–પ્રાણાયામ, ૫–પ્રત્યાહાર, ૬–ધારણા, ૭–ધ્યાન અને ૮–સમાધિ–એમ યોગનાં આઠ અંગો કહ્યા છે. તેમાં સાતમા ધ્યાનનું સ્થાન સર્વશ્રેષ્ઠ એવું જે આઠમું અંગ સમાધિ છે, તેની સમીપ જ છે. તદુપરાન્ત જૈન શાસ્ત્રકારોની દૃષ્ટિએ ધ્યાન એ એક અભ્યંતર તપ છે. આમ અભ્યંતર તપનું સર્વશ્રેષ્ઠ અંગ ધ્યાન છે. આવા ધ્યાન રૂપી અભ્યંતર તપથી કર્મનો સંવર અને કર્મની નિર્જરા થાય છે તથા મોક્ષસુખ પમાય છે.

## ધ્યાનના પ્રકારો

ધ્યાનના ચાર પ્રકારો છે. ૧–આર્ત્તધ્યન, ૨–રૌદ્રધ્યાન, ૩–ધર્મધ્યાન અને ૪–શુક્લધ્યાન. આર્ત્તધ્યાન અને રૌદ્ર-ધ્યાન અપ્રશસ્ત–અશુભ ધ્યાન કહેવાય છે. તે તો પ્રાયઃ સર્વ સંસારી જીવોને વિના પ્રયાસે થયા કરે છે. બાકીના બે ધર્મધ્યાન અને શુક્લધ્યાન પ્રશસ્ત–શુભ ધ્યાન છે, અને તે ધ્યાન માટે પ્રયત્ન કરવો પડે છે. સંક્ષેપમાં ધ્યાનના બે ભેદ છે. અશુભ ધ્યાન અને શુભ ધ્યાન. અશુભ ધ્યાનથી અનિષ્ટ ફળ મળે છે અને સંસાર વધે છે, જ્યારે શુભ ધ્યાનથી ઈષ્ટ ફળ મળે છે અને મોક્ષ પ્રાપ્ત થાય છે. અહીં ધ્યાન એટલે શુભ ધ્યાન સમજવું.

## ધ્યાનના અધિકારી

ધ્યાનના અધિકારી થવા માટે જીવનમાં દાન કરવાની, ન્યાય-નીતિપૂર્વકના શીલપાલનની તથા મૈત્ર્યાદિ ભાવનાઓની જરૂર છે. આપણને મળેલાં તન-મન-ધન ઈત્યાદિથી પરનું હિત થાય તેમ કરવું, એ દાન છે. માર્ગાનુસારિતા પૂર્વકનું ન્યાય-નીતિમય જીવન જીવવું, એ શીલ છે. સર્વ જીવોનું શ્રેય સાધવાની શુભ ભાવના, એ મૈત્ર્યાદિ ભાવના છે. ધ્યાનમાં પ્રવેશવા માટે દાન, શીલ અને મૈત્ર્યાદિ ભાવનાની પૂર્વ-ભૂમિકા હોવી જોઈએ. માર્ગાનુસારિપણાથી માંડીને સમ્યગ્-દૃષ્ટિ, દેશવિરતિ, સર્વવિરતિધર, પ્રમત્ત અને અપ્રમત્ત જીવો ઉચ્ચ પ્રકારના ધ્યાનના અધિકારી ગણાય છે.

## ધ્યાનનું ફળ

ધ્યાનથી જ આત્માની વિશુદ્ધિ થાય છે, ધ્યાનથી જ આત્માનું યથાર્થ શુદ્ધ અને પૂર્ણ સ્વરૂપ પ્રગટે છે, ધ્યાનથી જ સર્વ કર્મનો ક્ષય થાય છે અને ધ્યાનથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે.

## ધ્યાનનો સમય

ધ્યાન માટે સૂર્યોદય અને સૂર્યાસ્તની સંધ્યાનો સમય વધારે સારો મનાય છે. વિશિષ્ટ પ્રકારના ધ્યાન માટે પક્ષ, માસ, ઋતુ, અયન ઈત્યાદિ સંધિના દિવસો, જેવાં કે-અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા, એકમ, ત્રણેય ચતુર્માસની અટ્ઠાઈઓ, બન્ને શાશ્વતી ઓળી તથા દીપાવલીના દિવસો વધારે સારા મનાય છે. આવા સંધિના સમયે દેહ અને

આત્માની ભિન્નતા શીઘ્ર લક્ષ્યમાં આવી જાય છે. દેહ અને આત્માનો ભેદ આવા સંધિકાલના પ્રભાવે ધ્યાન વડે સહેલાઈથી સમજાય છે. આથી જ જ્ઞાનીઓએ સંધ્યા સમયે પૂજા, આરતિ, ધ્યાન વગેરે કરવાનો ઉપદેશ આપ્યો છે. તે સમયે જગતના અન્ય નૈસર્ગિક તત્ત્વો પણ ધ્યાનાદિમાં પોષક બને છે અને સાંસારિક વ્યવહારમાં બાધક બને છે. ધ્યાનની માત્રા વધારવા માટે કૃષ્ણ પક્ષ કરતાં શુકલ પક્ષ વધારે સારો ગણાય છે, કારણ કે–ચંદ્રની જ્યોત્સ્ના પણ ધ્યાનમાં સહાયક બને છે. રાત્રે સૂતાં પહેલાંનો સમય અને બ્રાહ્મમુહૂર્તે ઉઠયા પછીનો સમય પણ ધ્યાન માટે સારો ગણાય છે. હંમેશાં એક નિશ્ચિત સમયે નિયમિતપણે ધ્યાનનો અભ્યાસ પાડવો જોઈએ.

## ધ્યાનને યોગ્ય સ્થાન

જ્યાં મન પ્રસન્ન રહે તેવા પ્રશાન્ત, નિર્જન અને પવિત્ર સ્થાનો ધ્યાન માટે પસંદ કરવા જોઈએ તથા તેથી વિપરીત અશાન્ત, બહુ વસ્તીવાળા અને અપવિત્ર સ્થાનો ધ્યાન માટે તદ્દન પ્રતિકૂળ હોવાથી છોડી દેવા જોઈએ. ગિરિગુફા; સમુદ્ર તટ, પવિત્ર શીલા આદિ કુદરતી રીતે સૌન્દર્યયુક્ત સ્થાનો ધ્યાન માટે વધારે યોગ્ય ગણાય છે. ગૃહસ્થોએ સગવડ અનુસાર ઘરમાં જ ધ્યાન માટે કોઈ અલગ ભાગ રાખવો જોઈએ.

## ધ્યાનમાં આસન

ધ્યાનમાં બિછાવવાનું આસન ગરમ કાપડનું રાખવું.

ઘાસનું આસન યા લાકડાનું પાટિયું પણ આસન તરીકે ઉપયોગમાં લઈ શકાય. પદ્માસન, સિદ્ધાસન, સુખાસન, પર્યંકાસન વગેરે અનુકૂળ આસને કરોડરજ્જુ સીધી રહે તેમ બેસીને ધ્યાન કરવું જોઈએ. તથા સમય, સ્થાન તથા આસન નિયમિત અને અનુકૂળતા મુજબ રાખવા.

### ધ્યાન માટે દિશા

સવારે પૂર્વદિશામાં મુખ કરીને અને બપોર પછી ઉત્તરદિશામાં મુખ કરીને ધ્યાનમાં બેસવું એ ઉત્તમ છે.

### આત્માની ત્રણ અવસ્થા

ધ્યાનનો મુખ્ય હેતુ પરમાત્માપણું પ્રગટ કરવું એ જ છે. આત્માનું પૂર્ણ શુદ્ધ સ્વરૂપ એ જ પરમાત્માપણું છે. તેથી આત્માની વિવિધ અવસ્થાનું જ્ઞાન મેળવવું જરૂરી છે. આ જીવની ત્રણ અવસ્થા છે. બહિરાત્મદશા, અંતરાત્મદશા અને પરમાત્મદશા. શરીર આદિ પરપદાર્થોમાં આત્મબુદ્ધિ રહેવી, એ બહિરાત્મદશા છે. શરીરાદિ સર્વ પરપદાર્થોથી હું ભિન્ન ચૈતન્યસ્વરૂપ આત્મા છું—એવી સમજણ થવી, એ અંતરાત્મદશા છે. સર્વ કર્મબન્ધનોથી મુક્ત, શુદ્ધ, બુદ્ધ, અનંત જ્ઞાન–દર્શન–ચારિત્ર–વીર્યાદિથી યુક્ત આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થવું, એ સર્વશ્રેષ્ઠ પરમાત્મદશા છે. આ રીતે બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માના સ્વરૂપને જાણી, બહિરાત્મદશાને તજી અને અંતરાત્મદશાને મેળવી પરમાત્મદશાને ધ્યાવવી. જ્યારે પૂર્ણ પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરીએ, ત્યારે જ ધ્યાનની ખરી સિદ્ધિ પ્રાપ્ત થઈ ગણાય.

ઉચ્ચ કોટિના ભવ્ય આત્મામાં આ કરૂણાર્દ્રતા સ્વાભાવિક હોય છે. કરૂણા ભાવના ભાવવાથી દયા પ્રગટે છે અને આપણી આધ્યાત્મિકતા સદા વૃદ્ધિ પામે છે.

## ૪–માધ્યસ્થ્ય ભાવના

અધર્મી, અપરાધી, પાપી અને દુરાચારી જીવોનાં અધર્મ, અપરાધ, પાપ અને દુરાચારો, કે જે અસાધ્ય હોય, તે પ્રતિ દ્વેષ, ક્રોધ કે તિરસ્કાર કર્યા સિવાય ઉદાસીનતા સેવવી–ઉપેક્ષા કરવી, એ માધ્યસ્થ્ય ભાવના છે. આ ભાવનાથી સહનશીલતા પ્રગટે છે અને સમતાભાવ વૃદ્ધિ પામે છે.

## અનિત્યત્વાદિ બાર ભાવનાઓ

મૈત્ર્યાદિ ચાર ભાવનાઓ ઉપરાન્ત નીચે પ્રમાણે અનિત્યત્વાદિ બાર ભાવનાઓ વારંવાર ચિંતવવા યોગ્ય છે.

**૧–અનિત્ય ભાવના :** સંસારના સર્વ પદાર્થો પર્યાય દૃષ્ટિથી અનિત્ય છે.

**૨–અશરણ ભાવના :** સંસારમાં ધર્મ સિવાય સાચું શરણ કોઈ નથી.

**૩–સંસાર ભાવના :** વિષય–કષાય રૂપ સંસાર સદા દુઃખમય છે.

**૪–એકત્વ ભાવના :** આ આત્મા એકલો આવ્યો છે અને એકલો જવાનો છે.

**૫–અન્યત્વ ભાવના :** આ આત્મા સર્વ પરપદાર્થોથી ભિન્ન છે.

**૬–અશુચિ ભાવના** : શરીર અશુચિમય છે.

**૭–આશ્રવ ભાવના** : આશ્રવથી કર્મબંધ થાય છે અને ભવભ્રમણ વધે છે.

**૮–સંવર ભાવના** : સંવરથી કર્મ અટકે છે અને ધ્યાનની રૂચિ જાગે છે.

**૯–નિર્જરા ભાવના** : નિર્જરાથી કર્મક્ષય છે અને ધ્યાનવૃદ્ધિ થાય છે.

**૧૦–ધર્મ સુ–આખ્યાન ભાવના** : ખરેખર શ્રી સર્વજ્ઞ ભગવંતોએ ધર્મને સુંદર રીતે પ્રકાશ્યો છે.

**૧૧–લોક ભાવના** : દ્રવ્યપર્યાયાત્મક લોકનું યથાર્થ સ્વરૂપ ભાવવું તે.

**૧૨-બોધિ દુર્લભ** : સમ્યગ્દર્શનની પ્રાપ્તિ દુર્લભ છે.

મૈત્રી આદિ ચાર ભાવનાઓ અને અનિત્યત્વાદિ બાર અનુપ્રેક્ષા (ભાવનાઓ) નિરંતર ભાવવાથી ચિત્તની નિર્મળતા વધે છે, વિક્ષેપો ઘટે છે, ધ્યાનની રૂચિ જાગે છે, ધ્યાનમાં સ્થિરતા થતાં આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે, તેમ જ મોક્ષમાર્ગે યથાશક્તિ પ્રયાણ થાય છે.

### ધ્યાનમાં આલંબન

આત્માનું પૂર્ણ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવું, એ ધ્યાનનો મુખ્ય હેતુ છે. આ ધ્યેયની સિદ્ધિ માટે ધ્યાનમાં આલંબન કોનું લેવું, તે એક અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. સિદ્ધ અને સંસારી સૌનાં આત્માઓ સત્તાથી (દ્રવ્યથી) તો એક સરખા જ છે. સિદ્ધાત્માઓમાં આત્માના સર્વ ગુણો પૂર્ણપણે પ્રગટ

થાય છે, જ્યારે સંસારી આત્માઓમાં આ આત્મગુણો પૂર્ણપણે પ્રગટ થયા નથી. અર્થાત્ સંસારી જીવો સર્વ કર્મબંધનથી સર્વથા મુક્ત થયા નથી, એ જ ભેદ છે. આ ભેદ આપણે ધ્યાનમાં પ્રયાસો દ્વારા દૂર કરવાનો છે, જેથી આપણે ધ્યાનમાં સ્વાભાવિક રીતે એવું જ આલંબન લેવું જોઈએ, કે જે આત્માઓએ પૂર્ણ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કર્યું હોય. આવા આલંબનો તરીકે શ્રી અરિહંત ભગવંતો અને શ્રી સિદ્ધ ભગવંતો છે. તેથી ધ્યાનમાં એ અરિહંત ભગવંતો અને શ્રી સિદ્ધ ભગવંત આદિ પંચપરમેષ્ઠિઓને ધ્યેય રૂપે રાખી, તેઓના જેવા શુદ્ધ, બુદ્ધ અને મુક્ત થવા માટે સતત પ્રયત્નશીલ રહેવું જોઈએ.

### જેવું આલંબન તેવું ફળ

'જેવું ધ્યાન ધરીએ તેના જેવા થઈએ.'—આ એક અચલ—વ્યાપક ન્યાય છે. એ ન્યાયે શ્રી વીતરાગદેવનું ધ્યાન કરનાર વીતરાગ થાય છે અને સરાગીનું ધ્યાન કરનાર સરાગી જ થાય છે. તેથી શ્રી અરિહંત ભગવંતોનું અને શ્રી સિદ્ધ ભગવંતોનું ધ્યાન કરવું એ જ યોગ્ય છે.

શ્રી સિદ્ધ પરમાત્મા અશરીરી છે, અરૂપી છે, ઇન્દ્રિયાતીત છે અને સચ્ચિદાનંદમય છે, તેથી તેઓનું ધ્યાન ધરનાર આત્મા આત્માની તેવી ઉચ્ચ દશાને પામે છે.

શ્રી અરિહંતદેવનું ધ્યાન ધરનાર આત્મા અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્યાદિ આત્મગુણોને પૂર્ણપણે પ્રગટાવી તેઓના જેવો થાય છે, એ શંકા

વગરની વાત છે. આથી ધ્યાતાએ વીતરાગ શ્રી અરિહંત-દેવનું અને સિદ્ધ પરમાત્માનું ધ્યાન ધરવું જોઈએ અને તેઓનું સ્વરૂપ ગુરૂના ઉપદેશથી તથા શાસ્ત્રના વાંચન-શ્રવણાદિથી જાણી લેવું જોઈએ.

શ્રી વીતરાગ ભગવાનના આત્માના ગુણો અનંત છે. તેઓના અનંત ગુણોનું વર્ણન શબ્દોમાં થઈ શકે તેમ નથી. તેઓના અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્યાદિ ગુણોનું નિરંતર ચિંતન કરવાથી આપણા આત્મામાં સુષુપ્તપણે રહેલાં એ સર્વ ગુણો ધીરે ધીરે જાગૃત થાય છે. આ રીતે શ્રી વીતરાગ ભગવંતનું ધ્યાન ધરતાં ધરતાં ધ્યાતા સ્વયં ધ્યેય રૂપ બની જાય છે, એ જ ધ્યાનનું સર્વશ્રેષ્ઠ ફળ છે. આ બધું ધ્યાતાને સ્વયં અનુભવથી જ સંપૂર્ણપણે સમજાય છે. તેથી ધ્યાનનું ખરૂં રહસ્ય અને ખરૂં મહત્ત્વ સમજવા ઈચ્છનારે આનો સ્વાનુભવ કરવો જોઈએ.

ધ્યાનના આલંબન રૂપ શ્રી વીતરાગ પરમાત્માના દ્રવ્ય-ગુણપર્યાયનું ધ્યાન કરવાથી આત્માના જ દ્રવ્ય-ગુણ-પર્યાયનું ધ્યાન થાય છે, માટે શ્રી વીતરાગદેવ જ ધ્યાનનું ઉત્કૃષ્ટ આલંબન છે.

**ધ્યાનાવસ્થામાં કર્મબંધનની મંદતા**

ધ્યાનમાં આગળ વધતાં મનની સ્થિરતા પ્રગટે છે, ધ્યેયમાં તલ્લિનતા આવે છે અને મન-વચન-કાયાના યોગો સ્થિર બને છે. તેથી નવાં કર્મોનો આશ્રવ અત્યંત મંદ બની જાય છે, જુનાં કર્મો ક્ષીણ થતાં જાય છે અને આર

ગુણો પ્રગટ થતાં જાય છે. આ રીતે આત્મા કર્મબંધનથી મુક્ત થતાં ઉન્નત બને છે અને ધીમે ધીમે આત્મોન્નતિ કરતાં કરતાં તે વધારે ને વધારે ઉજ્જવલ બનતો જાય છે.

### ધ્યાનનું પારંપરિક ફળ

ધ્યાનની શરૂઆતમાં પ્રથમ પ્રશસ્ત બાહ્ય પદાર્થોનું ધ્યાન કરવું, પછી શ્રી વીતરાગ ભગવાનની પ્રતિમાનું ધ્યાન કરવું અને પછી તે પરમાત્માના ગુણોનું ચિંતન કરવું. આમ શ્રી વીતરાગદેવના અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય અને અનંત સુખ વગેરે આત્મગુણોનું ધ્યાન કરવાથી આ લોકમાં સર્વ સુખ મળે છે, પરલોકમાં સ્વર્ગના સુખ પ્રાપ્ત થાય છે અને પરંપરાએ મોક્ષસુખ પ્રાપ્ત થાય છે. આવું શુભ ધ્યાન કરવાથી ભૂત–ભવિષ્યકાળના જ્ઞાનનો બોધ થાય છે અને દેહથી ભિન્ન આત્માની સ્થિતિ સમજાય છે. જેમ વસ્ત્ર અને દેહ ખરેખર ભિન્ન છે અને જેમ તલવાર અને મ્યાન પરસ્પર ભિન્ન છે, તેમ આ દેહ અને દેહમાં રહેલ આત્મા પણ પરસ્પર ભિન્ન છે તે ધ્યાનના પ્રભાવે સ્પષ્ટપણે સમજાય છે. આવું યથાર્થપણે જ્યારે સમજાય છે, ત્યારે જ સાચું આત્મજ્ઞાન પ્રગટ થાય છે અને ત્યારે જ યથાર્થપણે મોક્ષમાર્ગે પ્રયાણ થાય છે. આમ દેહભિન્ન આત્મા પ્રગટપણે લક્ષ્યમાં આવતાં સર્વ કર્મોને ક્ષીણ કરવાનો માર્ગ હાથ લાગે છે અને સંસારસમુદ્રને પાર કરી મોક્ષને પામી શકાય છે. આથી જ મોક્ષમાર્ગમાં શુભ ધ્યાનનું અને તેના અભ્યાસનું અપૂર્વ મહત્ત્વ વર્ણવવામાં આવ્યું છે.

卐

# સંક્લેશ નાશનો રામબાણ ઉપાય

"ક્લેશે વાસિત મન સંસાર, ક્લેશરહિત મન તે ભવપાર."

ઉપરનું ટંકશાળી વચન પૂ. મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવરનું છે. તેઓશ્રીની સર્વનયસાપેક્ષ અનુભવ વાણી વર્તમાનકાળે આરાધનાપ્રિય આત્માઓ માટે એક પરમ દીવાદાંડી સમાન છે. પૂજ્યશ્રીએ સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં અનેક ઉત્તમ ગ્રંથો રચ્યા છે. તેમાં વિશેષ ખુશી થવા જેવું તો એ છે કે-તેઓશ્રીએ ગુર્જર ભાષામાં પણ વિપુલ સાહિત્ય રચ્યું છે માત્ર સાહિત્ય રચ્યું છે એટલું જ નહિ, પણ ગુર્જર કૃતિઓમાં પણ શાસ્ત્રોનાં પરમ રહસ્યોને પ્રગટ કરવામાં તેઓશ્રીએ અપૂર્વ સફળતા પણ પ્રાપ્ત કરી છે. આમ કરીને અલ્પ બોધવાળા જીવો માટે તેઓશ્રીએ આરાધનાનો માર્ગ ઘણો જ સરલ બનાવી આપ્યો છે. તેઓશ્રીની કોઈ પણ ગુર્જર કૃતિનું મનન-ચિંતન કરનાર આત્માને કોઈ અપૂર્વ તાજગી અનુભવવા મળે છે.

અહીં રજુ કરવામાં આવેલ '**અમૃતવેલ**' નામની સજ્ઝાય ત્રિકાળ આરાધના માટે અત્યંત આવશ્યક અને ઉપયોગી હકીકતથી ભરપૂર શ્રી ચઉશરણ પયન્નો તથા **શ્રી પંચસૂત્ર** આદિ મહાન શાસ્ત્રોના આધારે તેઓશ્રીએ રચેલ છે. 'અમૃતવેલ' નામની સજ્ઝાયનું જેવું નામ છે, તેવા જ ગુણોથી તે ભરપૂર છે.

આ દેહથી જ મોક્ષસુખનો યત્કિંચિત્ અનુભવ કરવાની

જેમને તીવ્ર તમન્ના જાગી હોય, તેમણે આ સજ્ઝાયમાં રજુ થયેલ ઉપદેશને આત્મસાત્ બનાવવા માટે સહૃદય ભાવે પ્રયત્ન કરવાની જરૂર છે. નિષ્કપટ ભાવે થોડા દિવસ સુધી ત્રણ સંધ્યાએ આ પ્રયત્ન નિયમિત ચાલુ રાખવાથી, આરાધક આત્માના માનસિક કલેશો પાતળા પડે છે અને જાણે પોતાનું મન દિન–પ્રતિદિન વધુ ને વધુ પ્રસન્ન અને સાત્વિક આનંદથી ભરપૂર બની રહ્યું હોય એવો સાક્ષાત્ અનુભવ થયા સિવાય રહેતો નથી. એની ખાત્રી માટે 'કરી જુઓ અને અનુભવો.' અનુભવી પુરુષોનું કથન છે કે–તેનાથી માનસિક સંકલેશો અવશ્ય ટળે છે.

આ સજ્ઝાયને શ્રી પંચસૂત્રાદિ મહાન ગ્રન્થોની સાથે કેવી રીતે સંબંધ છે, તે જાણવા માટે શ્રી પંચસૂત્રના પ્રારંભમાં આવેલી નીચેની હકીકત ઉપયોગી છે, જેથી તે અહીં રજુ કરીએ છીએ. શ્રી પંચસૂત્રની શરૂઆતમાં કહ્યું છે કે–

"લોકમાં નિશ્ચે આ જીવ અનાદિ છે. જીવનો વિષય–કષાય રૂપ અને તેના ફલસ્વરૂપ ચાર ગતિ રૂપ સંસાર અનાદિ છે. તે સંસાર અનાદિ કર્મસંબંધથી ઉત્પન્ન થયેલો છે. કર્મસંબંધથી ઉત્પન્ન થયેલ હોવાથી તે સંસાર દુઃખ રૂપ છે, દુઃખના ફળવાળો છે અને દુઃખનો જ અનુબંધ કરાવનાર છે. કર્મથી ઉત્પન્ન થયેલ અને દુઃખ રૂપ એવા સંસારના નાશનો ઉપાય શુદ્ધ ધર્મનું સેવન કરવું તે છે. શુદ્ધ ધર્મની પ્રાપ્તિ પાપકર્મના નાશથી થાય છે અને પાપ-કર્મનો નાશ તથાભવ્યત્વાદિ કારણોના પરિપાકથી થાય છે.

તે તથાભવ્યત્વાદિ ભાવોને પરિપકવ કરવાના સાધનો નીચે પ્રમાણે છે.

(૧) **ચતુઃ શરણગમન**–શ્રી અરિહંતાદિ ચારને શરણે જવું તે.

(૨) **દુષ્કૃત ગર્હા**–પાપકર્મની નિંદા-જુગુપ્સા કરવી તે.

(૩) **સુકૃતની અનુમોદના** કરવી તે.

એ કારણે કલ્યાણકામી ભવ્ય આત્માઓએ મનની એકાગ્રતાપૂર્વક ત્રિસંધ્યાએ એ ત્રણને કરવાં જોઈએ અને મનમાં જ્યારે જ્યારે રાગ–દ્વેષજનિત સંક્લેશ ઉત્પન્ન થાય, ત્યારે ત્યારે તો તેને વારંવાર કરવાં જોઈએ."

'અમૃતવેલ' નામની સજ્ઝાયમાં પણ **ચતુઃશરણ-ગમન, દુષ્કૃત ગર્હા** અને **સુકૃત અનુમોદના**–આ ત્રણ વસ્તુઓને જ પદ્ધતિસર સમજાવવામાં આવેલ છે. તે સિવાય તેમાં બીજી પણ આરાધનામાં અત્યંત ઉપયોગી અને પ્રયોજનભૂત હકીકત રજુ કરવામાં આવી છે, કે જે આરાધના-પ્રિય આત્માઓને ખૂબ જ આવશ્યક છે.

આ સજ્ઝાય કૃતિમાં જો કે નાની છે, પરંતુ તેમાં ધર્મની શરૂઆતથી માંડી મોક્ષ પર્યન્તનો ઉપદેશ સમાયેલો છે. એમાં એટલો બધો ગંભીર અર્થ ભર્યો છે કે–જો તેનો વિસ્તાર કરવામાં આવે, તો એક મહાન ગ્રન્થ બની જાય. અરે ! આખી સજ્ઝાય તો દૂર રહી, પણ તેની કોઈ એકાદ કડી કે પદ પણ એટલા ગંભીર ભાવથી ભરેલા છે કે–તેનો વિસ્તાર કરતાં એક મોટું પુસ્તક બની જાય.

સજ્ઝાયના કર્ત્તા મહાપુરુષે મોક્ષમાર્ગની વાસ્તવિક આરાધના માટે અનેક શાસ્ત્રોનો સાર આ સજ્ઝાયમાં ખૂબ

કાળજીપૂર્વક ગોઠવી દીધો છે. આ સજ્ઝાયનું ચિંતન-મનન કરતાં, પૂ. ઉપાધ્યાય મહારાજશ્રીની બહુશ્રુતતા, કુશાગ્ર બુદ્ધિ, માર્ગપ્રેમ, કરૂણા અને પરોપકારભાવની પ્રતીતિ થાય છે અને તેઓશ્રી પ્રત્યે કોઈ પણ સહૃદયી આત્માનું મસ્તક નમી પડે છે. આરાધના વિષયક એટલી બધી સામગ્રીનો તેમાં સંક્ષેપમાં સમાવેશ થયો છે, કે તેને જો ટૂંકમાં કહેવું હોય, તો એમ પણ કહી શકાય કે-તેઓશ્રીએ એક મહાસાગરને ગાગરમાં સમાવી દીધો છે. તેઓશ્રીની આ કૃતિનું જેમ જેમ અવગાહન વધતું જાય છે, તેમ તેમ આરાધકભાવની વૃદ્ધિ તથા "વાણી વાચક જસ તણી, કોઈ નયે ન અધુરી."-એ વાકયની અંતઃકરણમાં દૃઢ પ્રતીતિ સહજ ભાવે થઈ જાય છે. યોગ અને અધ્યાત્મ માર્ગની સંગતિ કરીને એ બન્ને માર્ગોનું રહસ્ય તેઓશ્રીએ તેમાં પ્રગટ કર્યું છે.

'અમૃતવેલ'ની આ સજ્ઝાય માનસિક સર્વ પ્રકારના કલેશોના નાશ માટેનો એક રામબાણ ઉપાય છે. જેમ જેમ મનમાં કલેશનો નાશ થતો જાય છે, તેમ તેમ નિરૂપાધિક આત્મિક સુખનો અનુભવ વધતો જાય છે અને તેના પ્રભાવે સંસારમાં પણ મોક્ષસુખની ઝાંખી થઈ શકે છે, તેમ જ પરિણામે આત્મા સદાને માટે સર્વ કલેશોથી રહિત બની પરમાનંદ પદની પ્રાપ્તિ કરવા માટે ભાગ્યશાળી બને છે. હવે તે સજ્ઝાય નીચે આપવામાં આવે છે.

સૌ કોઈ આ સજ્ઝાયના ભાવને જીવનમાં ઉતારો અને નિરૂપાધિક આત્મિક સુખનો અનુભવ કરો, એ જ અભ્યર્થના.

卐

## આરાધનાપ્રિય આત્માઓને માટે ત્રિકાળ આરાધનાનું સ્વરૂપ દર્શાવનાર સુપ્રસિદ્ધ

# "અમૃતવેલ" નામની સજ્ઝાય

( સ્વામી સીમંધરા વિનતિ–એ દેશી. )

ચેતન જ્ઞાન અજુવાળીએ, ટાળીએ મોહ સંતાપ રે;
ચિત્ત ડમડોળતું વાળીએ, પાળીએ સહજ ગુણ આપ રે. ચે૦ ૧

ઉપશમ અમૃત રસ પીજીએ, કીજીએ સાધુ ગુણગાત રે;
અધમ વયણે નવિ ખીજીએ, દીજીએ સજ્જનને માન રે. ચે૦ ૨

ક્રોધ અનુબંધ નવિ રાખીએ, ભાખીએ વયણ મુખ સાચ રે;
સમકિતરત્ન–રૂચિ જોડીએ, છોડીએ કુમતિ મતિ કાચ રે. ચે૦ ૩

શુદ્ધ પરિણામને કારણે, ચારના શરણ ધરે ચિત્ત રે;
પ્રથમ તિહાં શરણ અરિહંતનું, જેહ જગદીશ જગમિત્ત રે. ચે૦ ૪

જે સમોસરણમાં રાજતા, ભાંજતા ભવિક સંદેહ રે;
ધર્મનાં વચન વરસે સદા, પુષ્કરાવર્ત્ત જિમ મેહ રે. ચે૦ ૫

શરણ બીજું ભજે સિદ્ધનું, જે કરે કર્મ ચકચૂર રે;
ભોગવે રાજ્ય શિવનગરનું, જ્ઞાન–આનંદ ભરપૂર રે. ચે૦ ૬

સાધુનું શરણ ત્રીજું ધરે, જેહ સાધે શિવપંથ રે;
મૂલ ઉત્તર ગુણે જે વર્યા, ભવ તર્યા ભાવ નિર્ગ્રંથ રે. ચે૦ ૭

જેહ વિરતિ દેશ શ્રાવક તણી, જેહ સમકિત સદાચાર રે;
સમકિતદૃષ્ટિ સુર-નર તણો, તેહ અનુમોદિયે સાર રે. ચે૦ ૧૯

અન્યમાં પણ દયાદિક ગુણો, જેહ જિનવચન અનુસાર રે;
સર્વ તે ચિત્ત અનુમોદિયે, સમકિત-બીજ નિરધાર રે. ચે૦ ૨૦

પાપ નવિ તીવ્ર ભાવે કરે, જેહને નવિ ભાવ-રાગ રે;
ઉચિત સ્થિતિ જેહ સેવે સદા, તેહ અનુમોદવા લાગ રે. ચે૦ ૨૧

થોડલો પણ ગુણ પરતણો, સાંભલી હર્ષ મન આણ રે;
દોષ લવ પણ નિજ દેખતાં, નિરગુણ નિજાતમાં જાણ રે. ચે૦ ૨૨

ઉચિત વ્યવહાર અવલંબને, ઈમ કરી સ્થિર પરિણામ રે;
ભાવિયે શુદ્ધ નય ભાવના, પાવ નાશય તણું ઠામ રે. ચે૦ ૨૩

દેહ મન વચન પુદ્ગલ થકી, કર્મથી ભિન્ન તુજ રૂપ રે;
અક્ષય અકલંક છે જીવનું, જ્ઞાન આનંદ સ્વરૂપ રે. ચે૦ ૨૪

કર્મથી કલ્પના ઉપજે, પવનથી જિમ જલધિ-વેલ રે;
રૂપ પ્રગટે સહજ આપણું, દેખતાં દૃષ્ટિ સ્થિર મેલ રે. ચે૦ ૨૫

ધારતાં ધર્મની ધારણા, મારતાં મોહ વડ ચોર રે;
જ્ઞાનરૂચિ વેલ વિસ્તારતાં, વારતાં કર્મનું જોર રે. ચે૦ ૨૬

રાગવિષ દોષ ઉતારતાં, જારતાં દ્વેષ રસ શેષ રે;
પૂર્વ મુનિ વચન સંભારતાં, વારતાં કર્મ નિઃશેષ રે. ચે૦ ૨૭

દેખીએ માર્ગ શિવનગરનો, જે ઉદાસીન પરિણામ રે;
તેહ અણછોડતા ચાલીએ, પામીયે જિમ પરમ ધામ રે. ચે૦ ૨૮

શ્રી નયવિજય ગુરૂ શિષ્યની, શિખડી અમૃત-વેલ રે;
એહ જે ચતુર નર આદરે, તે લહે સુજસ રંગરેલ રે. ચે૦ ૨૯

સૌ સમજી શકે તેવી સરળ અને સંગીતમય ભાષામાં ત્રિકાલોચિત આરાધનાનું સ્વરૂપ ઉપકારી મહાપુરૂષે આ એક જ સ્વાધ્યાયમાં ગુંથી આપ્યું છે, કે જેને આરાધનાના અર્થી પ્રત્યેક આત્માએ કંઠસ્થ કરી લઈ ત્રિકાળ પઠન કરવા યોગ્ય છે. પ્રથમની ચાર ગાથામાં પીઠિકા કરીને બીજી ચાર ગાથામાં શ્રી અરિહંતાદિ ચારનું શરણ સ્વીકારવાનું ફરમાવ્યું છે. ત્યાર બાદ સાત ગાથામાં દુષ્કૃતની નિંદા, સાત ગાથામાં સુકૃતની અનુમોદના અને છેલ્લી સાત ગાથામાં શેષ આરાધનાનું સ્વરૂપ વર્ણવ્યું છે. એમાં વર્ણવેલ પ્રત્યેક શબ્દ પ્રમાદી આત્માને જાગૃત કરે છે તથા આરાધક આત્માએ જીવન કેવી રીતે વીતાવવું જોઈએ, તેનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. એનો અર્થ એટલો બધો સ્પષ્ટ છે કે-સામાન્ય બુદ્ધિમાન વાંચક તેને વાંચવાની સાથે જ તેમાં કહેલા રહસ્યને પામી જાય છે. જો કે તેની પાછળ રહેલા ગંભીર રહસ્યને પામવા માટે ગુરૂગમ પૂર્વકના વિશેષ પ્રયત્નની આવશ્યકતા છે, છતાં પણ જ્યાં સુધી તેટલી સામગ્રી પ્રાપ્ત ન થઈ શકે, ત્યાં સુધી તેના વાંચન માત્રથી પણ શ્રી જૈન-શાસનમાં દર્શાવેલી 'ત્રિકાળ આરાધના એ શું ચીજ છે?' તેનો સ્પષ્ટ ખ્યાલ આવી જાય, એ માટે તે આખી સજ્ઝાયને અહીં સ્થાન આપવામાં આવ્યું છે. આ સજ્ઝાયનું વાંચન અને મનન પરમ લાભપ્રદ હોઈ એને વારંવાર મનન-પૂર્વક વાંચવા અને વિચારવાની ભલામણ છે.

❀ शिवमस्तु सर्वजगतः ❀

# સદ્‌ગુણ નામાવલી

**સદ્‌ગુણોનો** અભ્યાસ શરૂ કર્યા બાદ તેમાં પ્રગતિ સાધવા માટે ચારેય બાજુનો પ્રયત્ન ચાલુ રાખવો જરૂરી છે. કોઈ પણ વિષયમાં ઔચિત્યનો ભંગ ન થાય તેવી રીતે સદ્‌ગુણોના અભ્યાસમાં રચ્યાપચ્યા રહેવું જોઈએ. સાધકે બધી પ્રવૃત્તિને એવી રીતે ગોઠવવી કે–તે દ્વારા સાહજિક રીતે સદ્‌ગુણ–સાધનામાં પુષ્ટિ મળતી રહે. જે સદ્‌ગુણોનો અભ્યાસ શરૂ કર્યો હોય, તે સદ્‌ગુણોને પુષ્ટ કરે તેવા સાહિત્યનું વાંચન, મનન અને પરિશીલન વધારવું જોઈએ. શરૂ કરેલ સદ્‌ગુણના સંસ્કારને અંતઃકરણમાં વધારે પુષ્ટ કરવા માટે, તે વિષયના વિશેષ જાણકારો પાસેથી યુક્તિ, દલીલો અને દૃષ્ટાન્તો તથા તેઓના સ્વાનુભવો જાણવા માટે નમ્ર બનીને પ્રયાસો કરવા જોઇએ. અનુભવી પુરૂષોના સાન્નિધ્યમાં સહજ ભાવે એક ક્ષણમાં જે મળે છે, તે બીજી રીતે વર્ષો સુધીના સેંકડો પ્રયત્નોથી પણ સુલભ થતું નથી. આથી સદ્‌ગુણની પ્રાપ્તિમાં સૌથી શ્રેષ્ઠ અને સરળ ઉપાય સદ્‌ગુણી પુરૂષોના સાન્નિધ્યમાં જિજ્ઞાસુભાવે વસવું તે છે. તેઓને પરતંત્ર થવું, તેઓની હિતશિક્ષા પ્રેમપૂર્વક સ્વીકારવી અને તેને યથાશક્તિ અમલમાં પણ મૂકવી. સદ્‌ગુણોની પ્રાપ્તિ અને તેના સંસ્કારોને હૃદયમાં દૃઢ કરવા માટે

આ બધી અનુકૂળ સામગ્રી ગણાય. સર્વ સામગ્રી સહિત વસ્તુ ફળદાયક બને છે.

અંતે તો જીવનમાં ઉતારેલા સદ્‌ગુણો જ મનુષ્યને દિવ્ય બનાવે છે-એમ માની, નીચે લખેલા કોઈ પણ સદ્‌ગુણને જીવનમાં ઉતારવા માટે પ્રયત્ન કરવો જોઈએ. મિષ્ટાન્નના માત્ર નામ ગણી જવાથી તેના સ્વાદનો અનુભવ થતો નથી કે પેટ ભરાતું નથી, પણ તેને પેટમાં ઉતારવાથી તેના સ્વાદની ખબર પડે છે, પેટ ભરાય છે અને તૃપ્તિ અનુભવાય છે. સદ્‌ગુણોના વિષયમાં પણ એમ જ છે. સદ્‌ગુણોને માત્ર ગણી જવાથી સદ્‌ગુણ આવી જતા નથી, પણ તેને નિષ્ઠાપૂર્વક હૃદય સુધી ઉતારવા માટે પ્રયત્ન કરવાનો હોય છે. હૃદય સુધી ઉતારવા માટે આપણે યોગ્ય પ્રયત્ન કરવાનો છે અને પછી સદ્‌ગુણ પોતે જ આપણું રક્ષણ કરશે. 'धर्मो रक्षति रक्षितः' એ જ વાત સદ્‌ગુણના વિષયમાં સમાન રીતે લાગુ પડે છે. સદ્‌ગુણો એ ધર્મના જ અલગ અલગ પ્રકારો છે. હૃદય-મંદિરમાં તેને પ્રેમપૂર્વક પધરાવવાથી તે જરૂર રક્ષણ કરે છે. સદ્‌ગુણો અનંત છે, કે જે બધા લખી શકાય નહિ; છતાં કેટલાક સદ્‌ગુણોના નામો માત્ર અહીં જણાવવામાં આવે છે. પ્રત્યેક સદ્‌ગુણનો જો વિસ્તાર કરવામાં આવે, તો તેનું એક મોટું પુસ્તક થાય. તેથી અહીં તો જીવનવિકાસમાં ઉપયોગી સદ્‌ગુણોના માત્ર નામો જ જણાવવામાં આવ્યા છે.

## સદ્ગુણોના નામો

૧. ક્ષમાશીલતા
૨. નમ્રતા
૩. સરળતા
૪. સંતોષવૃત્તિ
૫. અહિંસા
૬. સત્ય
૭. અચૌર્ય
૮. બ્રહ્મચર્ય
૯. અપરિગ્રહ
૧૦. મૈત્રીભાવ
૧૧. પ્રમોદભાવ
૧૨. કરૂણાભાવ
૧૩. મધ્યસ્થભાવ
૧૪. શમ
૧૫. સંવેગ
૧૬. નિર્વેદ
૧૭. અનુકંપા
૧૮. આસ્તિક્ય
૧૯. દાનપ્રિયતા
૨૦. શીલસંપન્નતા
૨૧. તપશ્ચર્યા
૨૨. ભાવનાપ્રિયતા
૨૩. જ્ઞાનરસિકતા
૨૪. સમ્યગ્ શ્રદ્ધાન
૨૫. ચારિત્રસંપન્નતા (સંયમપ્રિયતા)
૨૬. ધૈર્ય
૨૭. સ્થૈર્ય
૨૮. ગાંભીર્ય
૨૯. દાક્ષિણ્ય
૩૦. સૌજન્ય
૩૧. ઔદાર્ય
૩૨. સૌહાર્દ
૩૩. માધુર્ય
૩૪. માર્ગાનુસારિતા
૩૫. ન્યાયપ્રિયતા
૩૬. કૃતજ્ઞતા
૩૭. પરોપકાર–રસિકતા
૩૮. શિષ્ટાચાર પ્રશંસા (શિષ્ટનો આદર)
૩૯. અવિસંવાદિતા
૪૦. પાપભીરૂતા
૪૧. સત્સંગપ્રિયતા
૪૨. ધર્મશ્રવણ–રસિકતા
૪૩. સાત્ત્વિકતા
૪૪. ઔચિત્યવેદિતા

૪૫. અનભિનિવેશિતા
૪૬. ગુણપક્ષપાતતા
૪૭. વિમૃશ્યકારિતા
૪૮. લોકપ્રિયતા
૪૯. લજ્જાળુતા
૫૦. દયાળુતા
૫૧. વૃદ્ધાનુસારિતા
૫૨. સૌમ્યદૃષ્ટિ
૫૩. વિશેષજ્ઞતા
૫૪. લબ્ધલક્ષતા
૫૫. દીર્ઘદર્શિતા
૫૬. અરક્રૂતા
૫૭. અશઠતા
૫૮. મધ્યસ્થતા
૫૯. મધુરભાષિતા
૬૦. પ્રસન્નદૃષ્ટિતા
૬૧. સારગ્રાહકતા
૬૨. દીનાભ્યુદ્ધરણાદર
૬૩. અદીનતા
૬૪. ઓજસ્વિતાં
૬૫. પ્રચ્છન્નદાનિતા (ગુપ્તદાન)
૬૬. સદાચાર–રસિકતા
૬૭. ગુરૂજનપૂજકતા (વડીલ વર્ગ)
૬૮. સ્વાધ્યાયરસિકતા
૬૯. સહિષ્ણુતા
૭૦. ભ્રાતૃભાવ
૭૧. સહાયતા
૭૨. વિનય
૭૩. વિવેક
૭૪. સ્વાશ્રય
૭૫. નિર્ભયતા
૭૬. નિષ્પક્ષપાતિતા
૭૭. સેવારસિકતા
૭૮. ઉત્તમતા
૭૯. ઇંદ્રિયવિજયતા
૮૦. પરનિંદાત્યાગ
૮૧. લોકાપવાદભીરૂતા
૮૨. ભદ્રકપરિણુતિ
૮૩. મિતભાષણ
૮૪. કોમલતા
૮૫. પ્રજ્ઞાપનીયતા
૮૬. અક્ષુદ્રતા
૮૭. નિર્ગુણીદયાપરતા
૮૮. ગુરૂપરતંત્રતા
૮૯. શ્રી નમસ્કાર મહામંત્ર રટણુતા
૯૦. દેવ-ગુરૂભકિત-તત્પરતા
૯૧. મિતાહાર
૯૨. મૌનપ્રિયતા
૯૩. નિયમિતતા

૯૪. નિશ્ચયબલ (પ્રણિધાન)
૯૫. ઉદ્યમશીલતા ( સત્કર્ત્તવ્યોમાં )
૯૬. નિખાલસતા
૯૭. સુઘડતા(વ્યવસ્થિતતા)
૯૮. પ્રશાન્તતા
૯૯. પવિત્રતા (મન–વાણી અને ક્રિયાની )
૧૦૦. પ્રસન્નતા
૧૦૧. માનવતા
૧૦૨. સહૃદયતા
૧૦૩. નિઃસ્વાર્થતા
૧૦૪. ગુણાનુરાગ
૧૦૫ વાત્સલ્યતા
૧૦૬. ગુણવંત–પારતંત્ર્ય
૧૦૭. શ્રદ્ધાલુતા
૧૦૮. શુભ ધ્યાનરસિકતા
૧૦૯. સંવરપ્રિયતા
૧૧૦. ઉપશમપ્રધાનતા
૧૧૧. ચતુઃશરણગમન
૧૧૨. સુકૃત-અનુમોદન
૧૧૩. દુષ્કૃત ગર્હા
૧૧૪. પ્રાયશ્ચિત્ત (પશ્ચાત્તાપના પરિણામો)
૧૧૫. અધ્યાત્મપ્રિયતા
૧૧૬. ષડાવશ્યકરસિકતા
૧૧૭, યમ–નિયમાદિ યોગાંગપ્રિયતા
૧૧૮. સ્થાનાદિ યોગપ્રિયતા
૧૧૯. પ્રીતિ ભક્તિ આદિ-અનુષ્ઠાનરક્તતા
૧૨૦. ખેદાદિ દોષપરિહાર-પરાયણતા
૧૨૧. અમૃતાનુષ્ઠાનાદિ સદનુષ્ઠાનતત્પરતા
૧૨૨. પ્રણિધાનાદિપૂર્વક શુદ્ધ ક્રિયાપક્ષપાતિતા
૧૨૩ અદ્વેષાદિ ગુણપ્રિયતા
૧૨૪. પિંડસ્થાદિ ધ્યાન-પ્રવીણતા
૧૨૫. પરમ તત્ત્વજિજ્ઞાસા
૧૨૬. પરમ તત્ત્વચિંતન
૧૨૭. વૈરાગ્ય
૧૨૮. ત્યાગપ્રિયતા
૧૨૯. સમર્પણતા ( પરમ તત્ત્વો પ્રત્યે )
૧૩૦. અપ્રમત્તતા
૧૩૧. નિઃસ્પૃહતા
૧૩૨. નિર્લેપતા
૧૩૩. ઔદાસિન્ય
૧૩૪. સમભાવિતા
૧૩૫. નિર્વિકલ્પતા
૧૩૬. સદા મગનતા
૧૩૭. સર્વત્રઆત્મસમદર્શિત્વ
૧૩૮. પરમાત્મસમદર્શિત્વ

અહીં સદ્‌ગુણો અને સદ્‌ગુણોને ઉપકાર કરનારાં તત્ત્વોનો પણ સંગ્રહ કરી લેવામાં આવ્યો છે. આમાં દર્શાવેલા કોઈ કોઈ સદ્‌ગુણો જો કે સમાન અર્થવાળા લાગે છે, પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતાં દરેક શબ્દનો કાંઇક સ્વતંત્ર અર્થ પણ હોય છે. સમભિરૂઢ નયનો એવો મત છે કે–શબ્દ ફરે છે, એટલે અર્થમાં પણ ફેરફાર થાય છે. એ અપેક્ષાએ દરેક શબ્દમાં કાંઈક વિશેષતા પણ રહેલી હોય છે.

અહીં એટલી વાત યાદ રાખવાની ખાસ જરૂર છે કે–સદ્‌ગુણોને સાનુબંધ બનાવનાર સદ્‌ગુણ અને સદ્‌ગુણવાન ઉપરનો પ્રેમ છે. પરમેષ્ઠિઓ સદ્‌ગુણના ભંડાર છે. તેઓમાં અનંત સદ્‌ગુણો ભર્યા છે તેઓમાં રહેલા એ સદ્‌ગુણોનું ચિંતન, મનન અને અનુભાવન સદ્‌ગુણો પ્રત્યે પ્રેમ જગાડવામાં અને સદ્‌ગુણોની પ્રાપ્તિમાં પ્રબળ નિમિત્તભૂત છે.

પ્રીતિપૂર્વકના નિયમિત અભ્યાસથી હૃદયમાં સદ્‌ગુણોના સંસ્કારો ઘણા ઊંડા ઉતરી શકે છે અને તેથી જન્માન્તરમાં સદ્‌ગુણોની પ્રાપ્તિ, રૂચિ, પાલન અને પાર પામવાપણું સુલભ બને છે.

ભિન્ન ભિન્ન રૂચિવાળા જીવોને સદ્‌ગુણોની સાધનામાં પણ ભિન્ન ભિન્ન રૂચિ સ્વાભાવિક હોય છે. સાધક કોઈ પણ વાસ્તવિક સદ્‌ગુણ પ્રત્યે અરૂચિભાવ રાખ્યા વિના, પોતાને યથારૂચિ સદ્‌ગુણની સાધના દ્વારા પોતાના આત્માનો વિકાસ સાધી શકે, તેથી અહીં અનેક સદ્‌ગુણોના નામો દર્શાવવામાં આવ્યા છે.

સૌ કોઈ સદ્‌ગુણોના નિયમિત અભ્યાસ દ્વારા તેના પ્રત્યે પ્રીતિવાળા બની, નિર્મળતા પ્રાપ્ત કરી સ્વ–પરનું કલ્યાણ સાધનારા બનો, એ જ શુભેચ્છા.

卐

# ચિંતનકણિકા અને સુધાબિંદુ સંબંધી બે બોલ

ચિંતનકણિકા અને સુધાબિંદુના મથાળા નીચે અહીં સદ્ગુણપોષક કેટલાંક ગુજરાતી સુભાષિતોને રજૂ કરવામાં આવ્યા છે, કે જે પ્રમાદ-નિદ્રામાં ઘોરતા આત્મામાં જાગૃતિ લાવવા માટે આલંબનભૂત થવા સંભવ છે. માનસશાસ્ત્રના અભ્યાસીઓ આજે વિવિધ પ્રકારના પ્રયોગો દ્વારા મનુષ્ય-જાતિની સુખશાન્તિ અને ઉન્નતિ સાધવા માટે પ્રયાસો કરી રહેલ છે. જો કે તે તમામ પ્રયોગો કેટલા પ્રમાણમાં સફળ-તાને પ્રાપ્ત કરશે, તે સંપૂર્ણપણે કહેવું મુશ્કેલ છે; તો પણ સામાન્ય રીતે એટલું જરૂર કહી શકાય કે-જેટલું ધર્મ-સાપેક્ષ આ જગતમાં હશે, તેટલું જ પરિણામે માનવજાતને લાભદાયક બનશે; અને જેટલું ધર્મ-નિરપેક્ષ હશે, તે પરિ-ણામે હાનિકારક બન્યા વિના નહિ રહે.

માનવજાતિની સુખ, શાન્તિ. અને ઉન્નતિ માટેના સિદ્ધ અને વાસ્તવિક ઉપાયોનો જે વારસો આપણને જ્ઞાનીપુરૂષો તરફથી મળ્યો છે, તેને પોતાના સંજોગ અને શક્તિ મુજબ અનુભવમાં લઈને આત્મસાત્ બનાવવાની આજે ખૂબ આવ-શ્યકતા ઉભી થઈ છે, આજની જડવાદની ઝેરી અસરમાંથી બચવાનો એ જ એક અમોઘ ઉપાય છે. તે વિના ભલભલા

માણસો પણ જડવાદના ઝેરી ઝંઝાવાતમાં અટવાઈ ગયા વિના નહિ રહે.

સુખ, શાન્તિ અને ઉન્નતિ માટેના વાસ્તવિક ઉપાયોને જીવનમાં ઉતારવા દ્વારા જ મનુષ્ય પોતાની વાસ્તવિક ઉન્નતિ સાધી શકે છે અને પરંપરાએ સકલ વિશ્વનું હિત સર્જાય તેવા આચાર અને વિચારનો માર્ગ પણ એ દ્વારા જ અવિચ્છિન્ન બન્યો રહે છે.

ઉત્તમ આચાર અને વિચારદર્શક સાહિત્યનો વિશાળ વારસો સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં પૂર્વપુરુષો મૂકી ગયા છે. તે ભાષાઓમાં સ્વયં સમજી શકે તેવી પરિસ્થિતિ આજે મોટા ભાગના જનસમુહમાં રહી નથી. તેથી તેવા જીવો પણ આ ઉત્તમ વારસાથી સર્વથા વંચિત રહી ન જાય, તે માટે તે મહાપુરુષોના વચનોને અનુકૂળ રહી તે વારસાને રજુ કરવાની આવશ્યકતા ઉભી થાય છે.

અહીં જે સુભાષિતો રજુ કરવામાં આવ્યા છે, તેનું પરિશીલન અને અનુભાવન આત્માને અનેક આપત્તિઓ-માંથી બચાવનાર હોવા ઉપરાન્ત સદ્‌ગુણ–સાધનાના માર્ગમાં આગળ વધવા માટે એક ઉપયોગી દીવાદાંડીની ગરજ સારે તેવાં છે; કારણ કે–એમાં માનવમાં રહેલી માનવતાને પ્રગ-ટાવવા માટે કર્ત્તવ્યધર્મનો નાદ ઠેર ઠેર પ્રદર્શિત થયેલો જોવામાં આવે છે. તેના મૂળમાં જ્ઞાની–અનુભવી પુરુષોના વચનોનો આધાર હોવાથી, તે સુભાષિતોની સંજ્ઞાને યોગ્ય બને છે.

આબાલ–ગોપાલ સૌ કોઈ સમજી શકે તેવી સાદી, સરળ અને અસરકારક ભાષામાં સંક્ષિપ્ત રીતિએ લખાયેલાં

આવાં સુંદર સુભાષિતોનો વર્તમાનકાળમાં જેટલો અધિક પ્રચાર થાય, તે એકાન્તે લાભનું જ કારણ છે, એમ ધારીને આ સુભાષિતો અહીં રજુ કરવામાં આવ્યાં છે.

વર્તમાનકાળમાં કેટલાક સ્થળે અનુભવીઓની દેખરેખ નીચે અને તેઓની સલાહ-સૂચનાને લક્ષ્યમાં રાખીને, ધર્મ-સ્થાનોમાં એક પાટીયા ઉપર દરરોજ સુંદર સુભાષિતો લખવાની પ્રથા શરૂ થઈ છે અને તે દ્વારા અનેક આત્મા-ઓને સુંદર ભાવગર્ભિત ઉત્તમ વિચારોનું વાંચન સરળ બને, એ હેતુ તેમાં મુખ્ય હોય છે. ઘણી વખત ધર્મના પ્રેમી શ્રદ્ધાળુ જીવો પણ સંજોગ અને સામગ્રીના અભાવે સાક્ષાત્ ગુરૂમુખે વ્યાખ્યાનશ્રવણ કે તેઓના સમાગમ આદિનો લાભ મેળવી શકતા નથી. તેઓને એ રીતે આવું વાંચન કેટલેક અંશે લાભકારી થવા સંભવ છે. સાત્ત્વિક વાંચનમાં અનેક ફાયદાઓ સમાયેલા છે. ટૂંકમાં કહેવાનું કે–ઉત્તમ સુભાષિતોનું વાંચન, મનન અને પરિશીલન મનુષ્યની આશા, હિંમત અને શ્રદ્ધાને જગાડે છે, દુઃખો મટાડે છે, તુચ્છ આનંદનો મોહ ઓછો કરે છે, વિચાર અને જીવન ઉજ-માળ બનાવે છે. તથા પરંપરાએ મનુષ્યને દેવ બનાવે છે. તે માટે સુંદર વિચારગર્ભિત સુભાષિતોનો પોતાના હૃદયમાં સ્થિર કરવાની દૃષ્ટિએ કાળજીપૂર્વક અભ્યાસ કરવો, એ કલ્યાણના અર્થી પ્રત્યેક વિવેકી મનુષ્યનું પરમ કર્ત્તવ્ય છે.

સૌ કોઈ આ સુભાષિતોને વાંચી, વિચારી, હૃદયસ્થ કરી, જીવનમાં ઉતારી, દુર્લભ માનવજીવનને સફલ કરી, સ્વ-પર કલ્યાણને સાધનારા બનો, એ જ મનોકામના.

—મુનિ કુંદકુંદવિજય

## વાચક જસની
## અનુભવ વાણી

सार एतन्मया लब्धं,
श्रुताब्धेरवगाहनात् ।
भक्तिर्भागवती बीजं,
परमानन्द संपदाम् ॥ १ ॥

અર્થ–શ્રુતસાગરનું અવગાહન કરવાથી આ પ્રકરણનો સાર મેં પ્રાપ્ત કર્યો છે કે–પરમાત્માની ભક્તિ એ જ એક પરમાનંદ મોક્ષ-લક્ષ્મીનું બીજ છે.

—મહોપાધ્યાય શ્રી યશોવિજયજી
ગણિવર

# ચિંતન કણિકા

(૧) "ભગવાન સદા મારી સમીપ અંતરાત્મામાં બિરાજમાન છે અને તેઓનું સ્મરણ કરવા માત્રથી તે મારૂં રક્ષણ કરે છે."–આ ભાવ જ્યાં સુધી અત્યંત દૃઢ ન બને, ત્યાં સુધી પ્રયત્નપૂર્વક ભક્તિ ચાલુ રહેવી જોઈએ.

(૨) ભગવાન પ્રેમમય, કરૂણામય, મંગલમય, જ્ઞાનમય અને સર્વમય છે. ભગવાન વિષયક પ્રશ્નકર્તા, ઉત્તરદાતા અને શ્રોતા–એમ ત્રણેય પવિત્ર થઈ જાય છે.

(૩) જ્ઞાનીને પણ ઉપાસના વિના શાન્તિ થતી નથી. પ્રભુ ચિન્મય છે, તેથી ઉપાસના ચિન્મયની થવી જોઈએ. ધ્યાન, ધ્યેય, ધ્યાતા અને તેનું ફળ–એ બધું ચિન્મય થવું જોઈએ.

(૪) વિષયોમાં અરૂચિ ત્યારે થશે, કે જ્યારે પ્રભુમાં પૂર્ણ રૂચિ ઉત્પન્ન થશે. વિષયોની ઉપસ્થિતિમાં પણ ઇન્દ્રિયોની પ્રવૃત્તિ ન થવી, એ વૈરાગ્યનું લક્ષણ છે. તેવો વૈરાગ્ય પ્રભુની ભક્તિથી પ્રગટે છે.

(૫) કાર્ય માત્રમાં ભગવત્સેવા અને આજ્ઞાપાલનનો ભાવ કેળવવો જોઈએ. આજ્ઞાપાલનના પરિણામથી ભગવાનમાં દૃઢ પ્રીતિ ઉત્પન્ન થાય છે.

(૬) મનુષ્યનું શરીર અશુચિમય છે, છતાં તેમાં એક ગુણ એ છે કે–જો તેને પાપમાર્ગથી રોકી પરમાત્મભક્તિ–ઉપાસનાના માર્ગે જોડવામાં આવે, તો તે દિવ્ય શરીરને પ્રાપ્ત કરાવે છે. માનવદેહમાં જ આ તાકાત છે.

(૭) ભક્તિશૂન્ય જ્ઞાનમાં સુખ નથી, પણ સુખ પ્રેમમાં છે. જાણવાનું નામ જ્ઞાન છે. પ્રેમનું નામ ભક્તિ છે. અભ્યાસ યોગ, ધ્યાન, ચિન્તન–એ ભક્તિનાં જ બીજાં નામો છે.

(૮) ભક્તિ ભગવત્કૃપાથી પ્રાપ્ય છે અને કૃપા પ્રયત્નથી લભ્ય છે. પ્રયત્નનો વિષય ભગવાનનાં નામ, રૂપ, કથા અને ગુણ બનવા જોઈએ. તેથી યોગ્ય ક્ષેત્ર અને કાળ પણ સહાયકારક થાય છે.

(૯) જ્ઞાન કરતાં પ્રેમ વધે છે. પ્રેમપ્રાપ્તિનો ઉપાય શ્રદ્ધા–ભક્તિ છે. શ્રદ્ધા–ભક્તિનો ઉદય પવિત્ર અંતઃકરણમાં જ થાય છે.

(૧૦) હું ભગવાનનો છું, ભગવાન મારા છે તથા હું અને ભગવાન એક છીએ–એ જાતિનું અભિમાન પ્રશસ્ત અભિમાન છે.

(૧૧) શરીરથી ભિન્ન જીવ શુદ્ધ ચેતનસ્વરૂપ છે. ભગવાન પણ શુદ્ધ ચેતનસ્વરૂપ છે. એ રીતે બન્નેની જાતિ એક છે. જ્યારે શરીરથી અલગતાનું ભાન થાય, ત્યારે જીવ અને શિવ અભિન્ન બની જાય છે. ભગવાન સાથેની એ જ વાસ્તવિક એકતા છે.

(૧૨) જેમ ભગવાન જ્ઞાનથી વિશ્વમય હોવા છતાં વિશ્વથી અલગ અને અનાસક્ત પણ છે, તેમ જીવ પણ શરીરમય હોવા છતાં પોતાને જ્યારે શરીરથી અલગ અને અનાસક્ત અનુભવે ત્યારે ભગવાન બને છે.

(૧૩) જીવનો સ્વભાવ જ પ્રેમ કરવો તે છે. જ્ઞાનીનો પ્રેમ વૈરાગ્યમાં, કામીનો પ્રેમ સંસારમાં અને ભક્તનો પ્રેમ ભગવાનમાં થાય છે. જ્ઞાની શિવસ્વરૂપ છે, કે જે કામનો કટ્ટર શત્રુ છે.

(૧૪) વીતરાગની ભક્તિમાં વૈરાગ્યનાં બીજ છૂપાયેલાં છે. જ્ઞાન એ રાગનો અને ભક્તિ એ દ્વેષનો પ્રતિપક્ષી છે.

(૧૫) દેહદૃષ્ટિથી પ્રભુનું સેવકપણું, જીવદૃષ્ટિથી પ્રભુનું અંશપણું અને આત્મદૃષ્ટિથી પોતામાં પ્રભુપણું—એમ ઉપાસનાના ત્રણ પ્રકારો છે.

(૧૬) સાકારોપાસનામાં જીવ–શિવનો ભેદ વાસ્તવિક માનવામાં આવે છે. નિકારોપાસનામાં તે ભેદ માયિક છે.

(૧૭) ભગવાનસ્મરણાદિમાં જેટલા પાપનો નાશ કરવાની શક્તિ છે, તેટલા પાપ જીવ એક જન્મમાં કદી કરી શકતો નથી.

(૧૮) ભગવાન દીનબન્ધુ છે, એનો અર્થ એ છે કે પોતાનું કાંઈક છે–એમ જે માનતો નથી, તેના બન્ધુ ભગવાન છે. દીન એટલે તદ્દન ખાલી.

(૧૯) ધ્યાન ઈષ્ટાકાર 'વૃત્તિ' રૂપ છે. તેનું સાધન

સત્સંગ, શ્રવણ, ગુણાનુવાદ, સાધુદર્શન, ગુરૂસેવા, એક સેવન ઈત્યાદિ છે. તલ્લીનતા તેની મુખ્ય શરત છે.

(૨૦) ભજનનો ત્યાગ કરવાથી જીવ દુઃખી થાય કેમ કે–વિષયોનું ભજન ચાલુ હોય છે. વિષયો ક્ષણભં છે, જેથી અવિનાશી તત્ત્વનું ભજન એ જ સુખનો ઉપાય

(૨૧) એક બાજુ ભગવાન છે, જ્યારે બીજી બા આખું જગત છે. વિચાર માત્રથી મોહ છૂટતો નથી. ભગવાન પ્રત્યે પ્રેમ અને ભક્તિ પ્રગટાવવાથી જગતનો મોહ જાય છે.

(૨૨) માણસ પ્રેમ કર્યા સિવાય રહી શકતો નથી, પરંતુ પ્રેમસ્વરૂપ પરમાત્માની ભક્તિથી જ પ્રેમની પરાકાષ્ઠા પ્રાપ્ત થાય છે.

(૨૩) ભગવાનને આપણી ભક્તિની જરૂર નથી, પણ ભગવાન પ્રત્યે આપણી પ્રીતિ વધારવા માટે ભગવાનની ભક્તિ કરવાનું વિધાન છે.

(૨૪) વિચારથી વસ્તુનો નિશ્ચય થાય પણ પ્રેમ થાય નહિ. પ્રેમ વસ્તુના ધ્યાનથી અને ઉપાસનાથી થાય છે. જેમ વિષયોના સંગથી વિષયોમાં પ્રેમ થાય છે, તેમ ધર્મપ્રિય પુરુષોના સંગથી ભગવાનમાં પ્રેમ થાય છે.

(૨૫) સાધનાનું મુખ્ય કારણ પરમાત્મકૃપા છે. પરમાત્માની કૃપા નામસ્મરણ, સદાચાર અને નિરભિમાનતાથી થાય છે.

(૨૬) વિષયની વિસ્મૃતિ રોગના કારણે થાય તે પ્રમાદ છે અને ધ્યાનના કારણે થાય તે લય છે.

(૨૭) ભક્તિથી પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે, જ્યારે ભક્તિ ન કરવાથી વિષયાસક્તિ થાય છે. એ દૃષ્ટિએ ભક્તિથી મહાન લાભ અને અભક્તિથી મહાન નુકશાન છે.

(૨૮) જેમ પતિ પ્રત્યેના પ્રેમના કારણે ઘરવાળા બધા પ્રત્યે પ્રેમ અને સેવા થાય છે, તેમ ઇષ્ટમાં નિષ્ઠા થવાથી ઇષ્ટની સાથે સંબંધ ધરાવનાર વિશ્વ પ્રત્યે પ્રેમ અને સેવા સહજ ભાવે ઉત્પન્ન થઈ જાય છે.

(૨૯) વિષયાસક્તિ બંધન છે અને તે બંધન ભગવદાસક્તિથી તૂટે છે.

(૩૦) પાપી કોણ કહેવાય ?, કે જે ભગવાનથી વિમુખ અને અશાસ્ત્રીય કર્મોમાં પ્રવૃત્ત હોય.

(૩૧) પાપ કેવી રીતે થાય છે? સંસારચિન્તનથી. પાપ કેવી રીતે જાય છે ? ભગવચ્ચિન્તનથી.

(૩૨) કામી અને પ્રેમીની દશા એક જ છે, પણ કામ એ નરકની નિશાની છે અને પ્રેમ ભગવત્સ્વરૂપ બનાવે છે. પ્રેમ એ અલૌકિક છે અને કામ એ લૌકિક છે.

(૩૩) પોતાના શરીરનું ચિન્તન જેમ વિના પ્રયત્ને થાય છે, તેમ ભગવાનનું ચિન્તન પણ અભ્યાસથી સહજ બને છે.

(૩૪) પરમાત્મામાં મનને જોડવું તે પ્રયત્નસાધ્ય છે, જ્યારે તેમાં ગાઢતા અને લીનતા થવી તે કૃપાસાધ્ય છે.

(૩૫) ધ્યાનાભ્યાસ પરિપક્વ થવાથી નિદ્રા ઘટી જાય છે, કેમ કે–નિદ્રાજનિત આરામ પછી ધ્યાનથી જ મળી જાય છે.

(૩૬) ધ્યાનમાં આસનની સ્થિરતાની સાથે વૃત્તિની સ્થિરતા પણ જરૂરી છે.

(૩૭) જ્યારે ભગવચ્ચિંતન પૂર્ણ થાય છે, ત્યારે જગચ્ચિંતન છૂટી જાય છે. ચિંતનને ધ્યાન પણ કહેવાય છે.

(૩૮) વિષયોને દુઃખ રૂપ જોનાર ભગવાનના ભજનનો સાચો અધિકારી છે.

(૩૯) પ્રભુના નામનો જપ, પ્રભુના સ્વરૂપનું ધ્યાન, પ્રભુના ગુણોનું શ્રવણ અને પ્રભુની આજ્ઞાનું પાલન–એમ ચાર પ્રકારે પ્રભુનું ચિંતન થાય છે. ચિન્તનથી પ્રભુ પ્રત્યે અનન્ય ભક્તિ જાગે છે અર્થાત્ અભેદ ભાવે પ્રભુની પ્રાપ્તિ થાય છે.

(૪૦) પ્રેમ સત્ત્વગુણ છે, કામ રજોગુણ છે અને મોહ તમોગુણ છે. સત્ત્વગુણ પ્રગટ્યા વિના જ્ઞાન થતું નથી.

(૪૧) જ્યાં સુધી રૂપ અને શબ્દમાં રાગ છે, ત્યાં સુધી સગુણોપાસના જરૂરી છે. શબ્દ અને રૂપમાં જેને રાગ નથી, તે નિર્ગુણોપાસનાના અધિકારી છે.

(૪૨) આપણે જ્ઞાની છીએ કે અજ્ઞાની છીએ તે મહત્ત્વની વસ્તુ નથી, પણ મહત્ત્વની વસ્તુ તો આપણું અંતઃકરણ પવિત્ર છે કે અપવિત્ર છે, તે છે.

(૪૩) શાસ્ત્રશ્રવણ, સત્સંગતિ, મૃત્યુપરિભાવન અને પાપ-પુણ્યોના વિપાકોનું આલોચન, એ ધર્મપ્રાપ્તિના ઉપાયો છે.

(૪૪) ગુરુ, મંત્ર, દેવતા, તીર્થ, ઔષધ, શાસ્ત્ર અને સત્પુરુષો—એ બધાં શ્રદ્ધાથી ફળે છે, પણ તર્કથી નહિ. ફળ-પ્રાપ્તિનો અમોઘ ઉપાય કોરૂં જ્ઞાન નહિ પણ શ્રદ્ધા–વિશ્વાસ છે.

(૪૫) કામ–ક્રોધાદિ મનના તરંગો છે. મન શાન્ત થવાથી જ્ઞાન, વિજ્ઞાન, વૈરાગ્ય અને આનંદ પ્રાપ્ત થાય છે.

(૪૬) પારસમણિ કરતાં પણ સત્પુરુષાર્થની કિંમત વધારે છે, કારણ કે–સત્પુરુષાર્થના એક અંશમાંથી જ પારસમણિ મેળવી શકાય છે.

(૪૭) જીવનની એક ક્ષણ ક્રોડો સોનામહોરોથી પણ ખરીદી શકાતી નથી. તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી નુકશાની કયી છે?

(૪૮) વિનયથી મેળવેલી વિદ્યા, દયાથી આપેલું દાન, ભાવથી કરેલી ભક્તિ અને સ્નેહથી આપેલું માન, એ જ સફળ અને સુખદાયી બને છે.

(૪૯) થોડું બોલો, થોડું જમો અને થોડું સુવો. એથી સાધનામાં શીઘ્ર પ્રગતિ થાય છે.

(૫૦) પશ્ચાત્તાપથી પાપનાશ, પાપનાશથી ચિત્તશુદ્ધિ અને ચિત્તશુદ્ધિથી પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે.

(૫૧) મલ, વિક્ષેપ અને આવરણ–એ ચિત્તના ત્રણ દોષો છે. સત્કર્મથી મલદોષ જાય છે, ઉપાસનાથી વિક્ષેપદોષ

નાશ પામે છે અને મલ–વિક્ષેપ જવાથી જિજ્ઞાસા જાગે છે તથા તે પછી વિચાર દ્વારા જ્ઞાન થવાથી ત્રીજો આવરણ દોષ નાશ પામે છે.

(૫૨) શરીરનો ખોરાક અન્ન છે, મનનો ખોરાક ભક્તિ છે, કાનનો ખોરાક ગુણાનુવાદ છે, નેત્રનો ખોરાક પરમાત્મ-દર્શન છે અને હાથનો ખોરાક પવિત્ર પુરુષોની સેવા છે.

(૫૩) પ્રેમ એ બીજ છે, ભક્તિ એ અંકુર છે, શ્રદ્ધા એ ખાતર છે, સત્સંગ એ વરસાદ છે, સમર્પણ એ પુષ્પ છે અને નિમજ્જન એટલે પરમાત્માની સાથે એકાકાર થઈ જવું તે ફળ છે.

(૫૪) અંતઃકરણમાં પરમાત્મભક્તિ અને પ્રભુપ્રેમ જાગૃત થવાથી વિદ્યા, બુદ્ધિ, બળ–એ બધું આપોઆપ આવે છે.

(૫૫) મનુષ્યનું પ્રધાન લક્ષણ મનન છે. પરમાત્મચિન્તન અને શાસ્ત્રમનનથી તે સાર્થક થાય છે.

(૫૬) આત્માનો મુખ્ય રોગ રાગ છે, કે જે પ્રશસ્ત રાગથી જાય છે. સંસારસુખમાં રાગ તે મોહ છે, ધર્મકાર્યમાં રાગ તે શ્રદ્ધા છે અને પરમાત્મા પ્રત્યે રાગ તે ભક્તિ છે. શુભ રાગથી અશુભ રાગ જાય છે.

(૫૭) મરણના વિચારથી રાગ–દોષ જાય છે અને મોક્ષના વિચારથી દ્વેષ–દોષ જાય છે. જે રાગ–દ્વેષ ઉપર વિજય ઇચ્છતા હોય, તેને મૃત્યુ અને મોક્ષનો વિચાર રસાયણ તુલ્ય છે.

(૫૮) દૈવી સંપત્તિનો સંગ્રહ નીચેની ચાર વાતે થાય છે. દયા, કોમળતા, લજ્જા અને સ્થૈર્ય. દયાથી કઠોરતા જાય છે, કોમળતાથી ક્રોધ જાય છે, લજ્જાથી અકાર્ય જાય છે અને સ્થૈર્યથી મન-વચન અને કાયાની ચપળતા જાય છે.

(૫૯) પ્રભુના નામનો જપ, તેઓની સેવા અને તેઓના ધ્યાનથી ચિત્ત આર્દ્ર બને છે. ચિત્ત આર્દ્ર બન્યા પછી તેના ઉપર ભક્તિનો દૃઢ રંગ સહેલાઈથી ચઢી શકે છે.

(૬૦) ચિત્તને સંકલ્પ-વિકલ્પરહિત બનાવવું તે મુખ્ય મૌન છે, જ્યારે મિતભાષણ ગૌણ મૌન છે.

(૬૧) "ભગવાન સિવાય કોઈ સહાયક નથી."-એ વિચાર અસહાયતાનું પ્રકટન છે અને "ભગવાન પરમ સહાયક છે."-એ વિચાર સંરક્ષણનો વિશ્વાસ છે.

(૬૨) ભક્તિમાં મુખ્ય વિઘ્નો નીચે મુજબ છે. મદ અને માન, ક્રોધ અને ચિંતા, ભોગોની કામના અને ભયની ભાવના.

(૬૩) પરમાં સુખ શોધે તે બાહ્યાત્મા, અંતરમાં સુખ શોધે તે અંતરાત્મા અને પોતાના સુખમાં લીન બને તે પરમાત્મા કહેવાય છે.

(૬૪) અનેક પ્રકારે ભક્તો ભગવાનની ઉપાસના કરે છે, પણ ભગવાન તો એક જ છે અને તેઓની આજ્ઞાનું અનુસરણ પણ એક જ છે. પ્રકૃતિવશાત્ માર્ગો ભિન્ન ભિન્ન છે.

(૬૫) જ્યારે સુવર્ણ તપે, સુખડ ઘસાય, પત્થર કોરાય,

કપડું કતરાય અને ફૂલ કરમાય, ત્યારે શુદ્ધિ, સુગંધી, મૂર્તિ, વસ્ત્ર અને ફળ બને છે. એ રીતે વિવેકી માનવીને પણ કષ્ટો, દુઃખો અને કસોટીઓ આવે છે, કે જે સહનશીલ બનાવી અને નમ્રતા પ્રગટાવી તેને મહાન બનાવે છે.

(૬૬) ક્રોધ અને લોભનું બીજ કામ (વાસના) છે. જ્યારે કામ અધુરો રહે છે ત્યારે ક્રોધ ઉત્પન્ન થાય છે અને તે જ્યારે પૂરો થાય છે ત્યારે લોભ વધે છે. કામનો વિજય કામભોગથી કદી પણ થતો નથી, પરંતુ તેનો વિજય નિઃસ્વાર્થ પ્રેમ અને મૈત્રીભાવ વડે થાય છે.

(૬૭) તમો તમારા સ્થાને ઉભા રહીને તમારાથી જેઓ નીચા છે, તેઓ તરફ કરૂણા અને પ્રેમ વહાવો તથા જેઓ ઉંચા છે, તેઓ પ્રત્યે સન્માન અને ભક્તિ દાખવો.

(૬૮) જેમ તલવારની કિંમત મ્યાનથી નહિ પણ ધારથી છે, તેમ માણસની કિંમત ધનથી નહિ પણ સદાચારથી છે.

(૬૯) પ્રેમ ધર્મ છે અને મોહ પાપ છે. પ્રેમ આપે છે અને મોહ લૂંટે છે. પ્રેમને પ્રકાશ ગમે છે અને મોહને અંધકાર ગમે છે. પ્રેમમાં ત્યાગ હોય છે અને મોહમાં લોલુપતા હોય છે. પ્રેમને માતાની આંખ છે અને મોહને ગીધની આંખ છે. પ્રેમમાં ભાવના હોય છે અને મોહમાં વાસના હોય છે.

(૭૦) પરસ્ત્રી, પરદ્રવ્ય અને પરનિંદાથી જેઓ દૂર છે, તેઓ પવિત્ર વસ્તુથી પણ વધુ પવિત્ર છે.

(૭૧) ક્રોધ કરનાર ઉપર ક્રોધ ન કરવો, જે પોતાની સાથે ન બોલે તેની સાથે પણ બોલવું અને વાદવિવાદ વખતે ચૂપ રહેવું, તેમ જ કોઈનું અપમાન કે તિરસ્કાર ન કરવો, એ સુખી થવાની ચાવી છે.

(૭૨) ધ્યાન, જપ, સેવા, સ્વાધ્યાય અને સત્સંગ– આ પાંચેય આત્મોન્નતિના પ્રધાન સાધનો છે.

(૭૩) શાસ્ત્રની અને ગુરૂની આજ્ઞા પાળવાથી સાધનમાં પ્રાયઃ કોઈ વિઘ્ન આવતું નથી. જો કદાચ તે આવે, તો પણ તે ટકતું નથી.

(૭૪) રાગ–દ્વેષથી મુક્ત થવા માટે પરમાત્મા અને તેઓના સેવકો પ્રત્યે ભક્તિભાવ થવો, એ પરમ આવશ્યક છે.

(૭૫) દેહમાં ‘ અહં ’બુદ્ધિ અને ભોગ્ય પદાર્થોમાં ‘ મમ ’બુદ્ધિ–એ બંને પરમ દુઃખનાં કારણો છે.

(૭૬) રાગ–દ્વેષ, અલ્પ જ્ઞાન અને અભિમાન, એ જીવનમાં બંધનનાં કારણો છે.

(૭૭) પાપનાશનો ઉપાય સદ્વિચાર અને પ્રતિજ્ઞા બન્ને છે. પ્રતિજ્ઞા પ્રાયશ્ચિત્ત દ્વારા શુદ્ધ થાય છે.

(૭૮) કર્મકાંડમાં નિયમ, ઉપાસનામાં પ્રેમ અને જ્ઞાનમાં વિચાર મુખ્ય છે.

(૭૯) શૌચ એટલે બાહ્યાંતર પવિત્રતા. સંતોષ એટલે પ્રારબ્ધવશ પ્રાપ્તમાં તૃપ્તિ. લજ્જા એટલે અધર્માચરણમાં સંકોચ. ક્ષમા એટલે સુખ–દુઃખને ધીરતાથી સહવા. આર્જવ

એટલે સરલ ભાવથી વર્તાવ. જ્ઞાન એટલે વિચારપૂર્વક વર્તન. ધ્યાન એટલે ભગવાનનું ભજન–સ્મરણાદિ. આ બધા સાત્ત્વિક ભાવો સાધનામાર્ગમાં આવશ્યક છે.

(૮૦) પ્રત્યેક ઇન્દ્રિયને પોતાનું બ્રહ્મચર્ય છે. સારી વાત કરવી તે વાણીનું, સાંભળવી તે કાનનું અને દેખવી તે આંખનું બ્રહ્મચર્ય છે. વાસનાઓનું મુખ્ય કારણ ભોગ-બુદ્ધિ છે અને તેને ભક્તિની બુદ્ધિથી દૂર કરવી તેનું નામ બ્રહ્મચર્ય છે.

(૮૧) જેમ પૂર્વદિશાનો વાયુ વાદળ લાવે છે અને પશ્ચિમ દિશાનો વાયુ વાદળને લઈ જાય છે, તેમ સકામ અને નિષ્કામ બન્ને કર્મ હોવા છતાં બન્નેમાં પૂર્વ–પશ્ચિમ જેટલું અંતર છે. એક કર્મને કાપે છે, જ્યારે બીજો કર્મને વધારે છે.

(૮૨) સ્વયંને–સત્યને પ્રાપ્ત કરવા માટે બે બાજુ સાધવાની જરૂર છે. એક જાગરૂકતા અને બીજી શૂન્યતા. આ બે બાજુની પૂર્ણતા જ્યાં થાય છે, ત્યાં સમાધિ પ્રગટે છે. જાગરૂકતા માટે જડતા–પ્રમત્તતા તજવી જોઇએ અને શૂન્યતા માટે અશાન્તતા તજવી જોઈએ.

(૮૩) નિઃસ્પંદતા અને અપ્રમત્તતા એ બન્ને વડે સ્વયંને પામી શકાય છે અને જીવનમાં આમૂલચૂલ પરિવર્તન લાવી શકાય છે.

(૮૪) જ્યાં નકલમાં આનંદ છે, ત્યાં અક્કલની બાદ-

બાકી છે. જ્યાં અસલ તરફ ગતિ છે, ત્યાં અક્કલની હોંશિયારી છે. અસલ અને નકલમાં જેટલો વિરોધ છે, તેટલો અક્કલ અને નકલમાં પણ વિરોધ રહેલો છે.

(૮૫) કેવળજ્ઞાનીઓના અવિરોધી વચનને અનુસાર ચાર ભાવનાઓથી યુક્ત સદનુષ્ઠાનમાં જે પ્રવર્તન, તે જ યથાર્થ ધર્મ છે.

(૮૬) સમજણ ભાડે મળે છે, પરંતુ સદ્વર્તન ભાડે મળતું નથી. તે તો પોતે જાતે જ સેવવું પડે છે.

(૮૭) સાંસારિક પદાર્થો પ્રત્યેનું મમત્વ દૂર કરવા માટે પદાર્થોને પર્યાય દૃષ્ટિથી જોતાં શીખવું જોઈએ, કે જેથી કંચન, કામિની અને કીર્તિનો મોહ વિલય પામશે.

(૮૮) જીવ ઉપર અજીવની અસરનું નામ સંસાર. તે અસરથી સર્વથા મુક્ત થવું તેનું નામ મોક્ષ.

(૮૯) એકાન્ત અને મૌન એ અભ્યાસી અને વાસના-રહિત જીવને લાભદાયી છે. બીજાને તો સ્વચ્છંદતા દ્વારા તમોગુણની વૃદ્ધિનું કારણ બને છે.

(૯૦) સંતો દુઃખને દૂર કરતાં નથી, પરંતુ દુઃખને સુખમાં ફેરવી નાંખે છે. અર્થાત્ તેઓ મનને એવી રીતે ઘડે છે કે–દુઃખ અને સુખ બન્નેમાં તેઓના મનની સમતા ટકી રહે છે.

(૯૧) મિત્રની, ધર્મની, ધીરજની અને સ્ત્રીની પરીક્ષા આપત્તિના સમયમાં જ થાય છે.

(૯૨) "કોઈનું મારે ન જોઈએ અને મારૂં સૌને કામ આવો."—એવી ભાવનાનું નામ સાચી ઉદારતા.

(૯૩) જીવનમાં સુખ-દુઃખ બન્ને આવવાના છે. તે બન્નેને સત્કારો. જીવનમાં સંયોગ અને વિયોગ બન્ને રહેવાના છે, માટે મનને તે તે સમયે શાન્ત દશામાં રાખો. કેરીના મધુર રસ સાથે કારેલાની કડવાશ જ આનંદ આપે છે.

(૯૪) જેમ કાચી કેરીમાં ખટાશ હોય છે અને તેને તાપ આપવાથી તેમાં મીઠાશ પૂરાય છે, તેમ જીવનના ખાટા રસને મીઠો કરવા માટે દુઃખના તાપ રૂપ અનુભવની જરૂર છે.

(૯૫) સુખ અને દુઃખ બંને જીવનમાં પોષક તત્ત્વો છે. સંપત્તિ-વિપત્તિ ટાઢ-તડકા જેવી છે. સુખ-દુઃખ બન્ને જીવન રૂપી રથના બે ચક્રો છે. બન્ને ચક્રો મળીનેજ જીવનરથ આગળ ચાલે છે.

(૯૬) મોટું કોણ? માનવી કે તેનો પડછાયો? ધન, સંપત્તિ કે સત્તા એ પડછાયા રૂપ છે. સાચી વસ્તુ તો માનવી પોતે છે. પડછાયો તો બાહ્ય વસ્તુ છે. પડછાયો માણસને લીધે છે, પણ પડછાયાને લીધે માણસ નથી. બહારના ભપકાથી લોકો અંજાશે, પણ અંદરનો ખજાનો સમૃદ્ધ નહિ હોય તો પોતાને સુખ નહિ મળે.

(૯૭) જેમ માણસ ભૂલોની મૂર્તિ છે, તેમ ધર્મની પણ મૂર્તિ છે. જો તે ભૂલોને સુધારી લે, તો તે ધર્મની મૂર્તિ બની જાય છે.

(૯૮) રાગ-દ્વેષનું મૂળ અહંકાર છે. અહંકારથી

સ્વત્વ–પરત્વની ભાવના થાય છે. સ્વત્વ એ રાગ રૂપ છે અને પરત્વ એ દ્વેષ રૂપ છે. નીતિ અને સદાચારનો ભ્રંશ એ રાગ–દ્વેષની ઉત્કટતા સૂચવે છે

(૯૯) જેમ કામી કેવલ પોતાના ઇચ્છિત વિષયને જુએ છે, તેમ ભક્ત કેવલ ભગવાનને જ જુએ છે અને તેને બીજાની તરફ જોવાનો અવકાશ જ નથી.

(૧૦૦) મનુષ્ય ભજન અને ધ્યાન કરી શકે છે, પણ તેનાથી સેવા કઠિન છે. ભગવાનની અત્યંત કૃપા જેના ઉપર ઉતરે, તે જ સેવા કરી શકે છે.

(૧૦૧) નિષ્કામ કર્મ કરવાથી અંતઃકરણની શુદ્ધિ, ભગવત્પ્રાપ્તિ અને તત્ત્વજ્ઞાનની સિદ્ધિ થાય છે.

(૧૦૨) તપસ્વીઓનાં નેત્ર સ્વચ્છ અને ભક્તનાં નેત્ર શીતલ હોય છે. જે પોતાને તૃણથી પણ નીચા અને સર્વત્ર ભગવદ્ દૃષ્ટિ હોવાથી બીજાને મોટા માનીને સેવામાં સંલગ્ન રહે છે, તે ભક્ત છે.

(૧૦૩) જેને દેવ–ગુરૂ, માતા–પિતા અને પાપનો ભય નથી, તે પાપી છે. પાપ, પરલોક તથા દુર્ગતિનો ભય દોષ રૂપ નહિ પણ ગુણ રૂપ છે. તે ભય તો ધર્મ અને સદ્‌-ગતિનો પ્રેમ પેદા કરે છે. જે ભય દોષ રૂપ છે, તે પાપનો નહિ પણ કષ્ટનો છે.

(૧૦૪) લોકનિંદાનો ભય પણ પાપને રોકે છે, પરમાત્મા અને પરલોકનો ભય અવનતિ અને અશાન્તિને રોકે છે.

(૧૦૫) પ્રસન્નતા જ ખરૂં ભોજન છે. જેના અંતરમાં સાચી પ્રસન્નતા છે, તેને સાદું ભોજન પણ ગુણકારી બને છે અને જેના અંતરમાં પ્રસન્નતા નથી, તેને પૌષ્ટિક ખોરાક પણ ગુણકારી બનતો નથી.

(૧૦૬) શુભ કાર્યોમાં સો વિઘ્નો હોય છે. ધર્મસાધના હંમેશાં સામા પૂરે જ સિદ્ધ થાય છે.

(૧૦૭) વાણી, મન, હિંસા, ક્રોધ, ઉદર અને ઉપસ્થ –એ છ વસ્તુઓના વેગને જેઓ સહે છે, તેઓ દૈવી સંપત્તિમાન છે.

(૧૦૮) "ॐमिति पंडिताः कुर्युः" જે કાંઈ થઈ રહ્યું છે તે બરાબર છે. યોગ્ય છે અને કાર્ય–કારણના નિયમયુક્ત છે–એમ સુજ્ઞ પુરૂષો વિચારે છે. એવો વિચાર એ અનુકૂલતાનો સંકલ્પ છે અને અન્યથા ન ચિંતવવું તે પ્રતિકૂલતાનું વિસર્જન છે.

(૧૦૯) મુનિપણું વાણીના મૌનથી મળતું નથી, પણ મનની ચંચળતાના અભાવથી પ્રાપ્ત થાય છે.

(૧૧૦) દુઃખ એ પ્રભુ પ્રત્યે લગની લગાવવામાં એક સહાયક તરીકે છે. પ્રાયઃ દુઃખમાં પ્રભુની જેવી યાદ થાય છે, તેવી યાદ સુખમાં થતી નથી.

(૧૧૧) ઉપાસનામાં જો મોટામાં મોટું કોઈ વિઘ્ન હોય, તો તે પોતાની ક્રિયાનું અભિમાન છે.

(૧૧૨) કૃતજ્ઞતા, નમ્ર ભાવ, વિનય, નિરભિમાનિતા, નિરહંકારિતા વગેરે પર્યાય શબ્દો છે.

(૧૧૩) ધર્મનું ખરૂં જ્ઞાન ધર્મના આચરણથી થાય છે. દુર્ગતિમાં પડતાં જીવને જે ધારણ કરે અને સદ્‌ગતિમાં સ્થાપે, તે ધર્મ છે. તે કેવળ જાણવા માત્રથી કેમ બને ?

(૧૧૪) શ્રદ્ધા દ્વારા જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વકના જ્ઞાન દ્વારા ભક્તિની પ્રાપ્તિ થાય છે.

(૧૧૫) સૌન્દર્ય બાહ્ય પણ છે અને આંતરિક પણ છે. જેને આંતરિક સૌન્દર્યમાં આનંદ મળે છે, તેને બાહ્ય વસ્તુમાં સુંદરતા રહેતી નથી. એ જ વાત પ્રકાશ માટે છે અને વિશ્રાન્તિ માટે પણ સમજવી. જેને આંતરિક પ્રકાશ પ્રાપ્ત થાય છે, તેને બાહ્ય પ્રકાશ તુચ્છ છે. જેને આંતરિક વિશ્રાન્તિ મળે છે, તેને બાહ્ય વિશ્રાન્તિ નગણ્ય છે.

(૧૧૬) લોભીને મન ધન અને કામીને મન સ્ત્રી સુંદર લાગે છે, તેમાં પદાર્થ નહિ પણ આસક્તિ કારણ છે.

(૧૧૭) તરંગ સમુદ્રના છે પણ સમુદ્ર તરંગનો નથી. પર્યાય દ્રવ્યનું છે પણ દ્રવ્ય પર્યાયનું નથી. વ્યક્તિ જાતિની છે પણ જાતિ વ્યક્તિની નથી. સમુદ્ર અને તરંગ, દ્રવ્ય અને પર્યાય, જાતિ અને વ્યક્તિ કથંચિત્ ભિન્નાભિન્ન છે.

(૧૧૮) પ્રથમ બહિરદૃષ્ટિ, પછી અંતરદૃષ્ટિ અને છેવટે ઉર્ધ્વદૃષ્ટિ હોય. પ્રથમ દર્શન બાહ્ય સૃષ્ટિમાં થાય, પછી અંતરાત્મામાં થાય અને છેવટે ઉભયની એકતામાં થાય. એક બાહરાત્મા છે, બીજો અંતરાત્મા છે અને ત્રીજો પરમાત્મા છે.

(૧૯૯) દુઃખનું મોટું કારણ રાગ-દ્વેષ છે. મન, વચન

અને કર્મથી રાગ-દ્વેષને દૂર કરવાની સાધના કરવા વડે જ કર્મનો નિકાલ થાય છે.

(૧૨૦) જ્યાં ચિત્તમાં શાન્તિ નથી, હૃદયમાં ન્યાય નથી, આંખમાં શરમ નથી અને પેટમાં ગંભીરતા નથી, ત્યાં તે પોતે જ નરકસ્વરૂપ છે.

(૧૨૧) વિષયોની પ્રાપ્તિ પ્રારબ્ધાધીન છે. તેમાં જે ભોગબુદ્ધિ થાય છે, તે અવિચાર અને આસક્તિના કારણે થાય છે.

(૧૨૨) પ્રેમના બે પ્રકાર છે. સ્વાભાવિક અને કૃત્રિમ. સ્વાભાવિક પ્રેમ કારણમાં હોય છે અને સદા એક સરખો રહે છે, જ્યારે કૃત્રિમ પ્રેમ કાર્યમાં હોય છે અને તે અનિત્ય છે.

(૧૨૩) આત્મા અથવા ઈષ્ટમાં જો આસક્તિ હોય તો તે કેવળ સુખ રૂપ છે, જ્યારે વિષયોમાં આસક્તિ દુઃખ-મિશ્ર સુખ રૂપ છે. તેમાં બીજાની સહાય લેવી પડે છે, તેથી પરતંત્રતા-પરાધીનતા છે. પરાધીનતા એ જ દુઃખ છે.

(૧૨૪) વિષય પ્રત્યે પ્રેમ અને આસક્તિ ચોરને ચોરી કરાવે છે અને જારને જારી કરાવે છે. પતંગ, ભ્રમર, મીન, હરણ અને હાથી એકેક વિષયના પ્રેમથી પ્રાણ અર્પે છે. એ જ પ્રેમ જો અવિનાશી-સચ્ચિદાનંદ તત્ત્વ પ્રત્યે પ્રગટે, તો અનંતા સ્વાધીન આનંદની પ્રાપ્તિ કરાવે છે.

(૧૨૫) પ્રભુપ્રેમ એ હૃદયનો ભાવ છે. તે વાણીને

અગોચર છે. એ સ્વાભાવિક વસ્તુ છે. સત્સંગ અને સાધુ-પુરૂષોની સેવા કરવાથી, તેઓના વચન ઉપર આદર કેળ-વવાથી અને વિષયો પ્રત્યે વૈરાગ્ય કેળવવાથી પ્રભુ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે.

(૧૨૬) સંસારથી વૈરાગ્ય અને સાધના ઉપર પ્રેમ, એ વિરક્તનાં લક્ષણ છે. જેટલું ચિત્ત ભગવાનમાં લાગશે, તેટલી ભક્તિ અને શક્તિ વધશે.

(૧૨૭) ઉદાસીનતા અને સહનશીલતા એ સાચા વૈરાગ્યની નિશાની છે. ઉદાસીનતા એટલે વિષયોમાં ભળવું નહિ, પણ તેનાથી અલગ રહી તેના ઉપર પોતાનું પ્રભુત્વ અનુભવવું.

(૧૨૮) શરીરમાં સ્થાયી રૂપે રહેવાવાળા પાંચ દેવ છે. શ્રી, હ્રી, ધી, જ્ઞાન અને સન્માન. માગવાથી તે પાંચેય ચાલ્યા જાય છે અને માગવાના સંકલ્પ માત્રથી મનમાં માલનતા આવે છે.

(૧૨૯) જ્યાં કેવળ શુષ્ક વાદવિવાદ જ છે, ત્યાં ભગવાન પણ નથી અને પરમાર્થ પણ નથી.

(૧૩૦) જેમ અજ્ઞાન પશુ છે, તેમ પોતાના સ્વભાવને જે કાબૂમાં ન રાખી શકે તે પણ પશુ છે.

(૧૩૧) ગાઢ સુષુપ્તિ (નિદ્રા) તમોગુણની પરાકાષ્ઠા છે. સમાધિ સત્વગુણની પરાકાષ્ઠા છે. સુષુપ્તિમાં અજ્ઞાનના કાર્યનો લય થાય છે, પરંતુ તેના કારણસ્વરૂપ અજ્ઞાનતા તો

રહે છે; જ્યારે સમાધિમાં સત્ત્વગુણના કાર્યનો લય થાય છે અને તેના કારણ રૂપ વિશુદ્ધ સત્ત્વ રહે છે. સત્ત્વગુણની આ સ્થિતિ પ્રયત્નપ્રાપ્ય છે. સુષુપ્તિ પ્રપંચથી ઉત્પન્ન થયેલા થાકને કારણે સ્વાભાવિક છે અને તેમાં કોઈ પ્રયત્નની જરૂર નથી, જ્યારે સમાધિ પ્રયત્નજન્ય છે.

(૧૩૨) સંપૂર્ણ પ્રપંચ ઉપર ઉદાસીન દૃષ્ટિ રાખી, સ્વ–સ્વરૂપમાં સ્થિત રહેવાથી વાસનાનો ક્ષય થાય છે અને નિર્વિકલ્પ સમાધિ થાય છે.

(૧૩૩) વિચારથી સંશય દૂર થાય છે અને એકાગ્રતાથી ચંચળતા દૂર થાય છે. સમાધિ પછી શરીર તૃણની જેમ હલકું થાય છે અને ચિત્ત સ્થૂલથી હઠી સૂક્ષ્મમાં સ્થિત થાય છે.

(૧૩૪) સ્પષ્ટ પ્રતિબિંબ જોવા માટે આંખની અને દર્પણની સ્વચ્છતા આવશ્યક છે. આત્માનુભવ માટે આંખની જગ્યાએ વિવેકની સ્ફુટતા અને દર્પણની જગ્યાએ રાગ–દ્વેષ-રહિત ચિત્તવૃત્તિ આવશ્યક છે.

(૧૩૫) કોઈ પણ ભૂમિકામાં રહેલો આત્મા જો પોતાની ભૂમિકાને ઉચિત નિયમોનું ઉલ્લંઘન કરે, તો તે તમોગુણનું કાર્ય સમજવું.

(૧૩૬) બ્રહ્મનિષ્ઠમાં તિતિક્ષાનું હોવું સ્વાભાવિક છે.

(૧૩૭) જેમ શરીરસંપત્તિ આત્માથી ભિન્ન છે, તેમ પ્રાણ અને મન પણ આત્માથી ભિન્ન છે. જેમ શરીરના

અવયવો પાસે ઈચ્છાનુસાર કાર્ય લઈ શકાય છે, તેમ પ્રાણ અને મન પાસેથી પણ અભ્યાસના બળે ઈચ્છાનુસાર કાર્ય લઈ શકાય છે.

(૧૩૮) રાગ-દ્વેષની નિવૃત્તિ વિવેક માત્રથી નહિ કિન્તુ આત્મપ્રેમથી થાય છે. વિવેકથી તો નિવૃત્તિની કુંચી માત્ર મળે છે.

(૧૩૯) તત્ત્વજિજ્ઞાસા અને તત્ત્વકુતૂહલ વૃત્તિ વચ્ચે અંતર છે. નિષ્કામ કર્મ અને ઉપાસના દ્વારા ચિત્ત શાન્ત થઈ ગયા બાદ જે જિજ્ઞાસા થાય, તે સાચી તત્ત્વજિજ્ઞાસા છે. તે પહેલાં માત્ર કુતૂહલ છે.

(૧૪૦) આરાધના આત્મકલ્યાણના અર્થે થાય એ સુંદર છે, પણ તેથી શાસનપ્રભાવનાને અલગ પાડવાની જરૂર નથી. "પ્રભુનું શાસન ખૂબ વિસ્તાર પામો."-એ ભાવના પણ આત્મિક આરાધના છે અને આજ્ઞાવિચય ધ્યાનને પોષનારી છે.

(૧૪૧) સર્વ પણ શુભ કર્મ પ્રભુઆજ્ઞાના પાલન રૂપે કરવું, પણ ફલની ઈચ્છાથી નહિ. ફલ તો અપરંપાર મળ્યું છે, જેથી તેનો પ્રભુઆજ્ઞાના પાલનમાં સદુપયોગ કરવો. પરમાર્થથી પ્રભુ અને આત્મા જુદા નથી. પ્રભુની આજ્ઞાનું પાલન કરવાથી આત્માની પ્રસન્નતા થાય છે.

(૧૪૨) જેનામાં નમ્રતા નથી, તે સેવા કરી શકતો નથી. સેવા કરી સેવ્યનો ઉપકાર માનો અને તમને તેની સેવા કરવાનું ભાગ્ય પ્રાપ્ત થયું, તેનો હર્ષ ધારણ કરો-તેનું અનુમોદન કરો.

જેમ વિષયો પ્રત્યે વૈરાગ્ય કેળવવાનો છે, તેમ ઉર્ધ્વીકરણ માટે આત્મા માત્ર પ્રત્યે પ્રેમ અને કરૂણા કેળવવાની છે. પ્રેમ અને કરૂણાપૂર્વકનો વૈરાગ્ય સ્થિર અને દૃઢમૂલ બને છે.

(૧૫૧) માત્ર આત્મસુધારણા ખાતર જેઓ પ્રભુના શબ્દોના સંગ્રહ રૂપ શાસ્ત્રોને સાંભળે છે, તેઓ જ પ્રભુની કૃપા મેળવી શકે છે. જેઓ પ્રભુની આજ્ઞા પ્રમાણે ચાલ્યા વગર જ પ્રભુના શબ્દો ઉપર તર્ક કરવા લાગે છે, તેઓ પ્રભુદર્શનના અધિકારી બની શકતા નથી. પ્રભુની આજ્ઞાનો અમલ એ જ પોતાનું કર્ત્તવ્ય માનનાર પ્રભુનો સાચો સેવક બની શકે છે. શ્રદ્ધાળુ ભક્ત જ પ્રભુનો સાચો કૃપાપાત્ર બની શકે છે.

(૧૫૨) જૈનદર્શને સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય આદિ શબ્દોને સંકુચિત અર્થમાં સ્વીકાર્યા નથી. અહિંસાનો અર્થ ન મારવું એટલો જ મર્યાદિત નથી, કિન્તુ બધાય જીવો પ્રત્યે સહાનુભૂતિ, પ્રેમ, કરૂણા અને મન-વચન-કાયાથી બધાનું ભલું કરવાની ભાવનાનો અહિંસા શબ્દમાં સમાવેશ થાય છે. સત્ય એટલે અનેકાન્ત અને બ્રહ્મચર્ય એટલે વિશ્વ સમસ્તને બ્રહ્મમય માનીને એમાં વિચરણ કરવું. એ રીતે અહિંસા, સત્ય અને બ્રહ્મચર્ય—એ ત્રણ એક જ વિચારના ત્રણ સ્વરૂપો છે.

(૧૫૩) આપણે ઈચ્છીએ એવા આપણે બની શકતા નથી, તો પછી બીજાએ એવા બનવું જોઈએ, એવો આગ્રહ રાખીને ગુસ્સો શી રીતે કરાય ?

(૧૫૪) રાગ અને દ્વેષમાં દ્વેષ એ નિર્બળ છે, તેથી

તેને કાઢવા માટેનો ઉપાય પહેલો લેવો જોઈએ. દ્વેષ હઠ્યા પછી રાગ કાઢવો સુલભ બને છે. દ્વેષ મૈત્ર્યાદિ ભાવો વડે ટળે છે. પછી રાગભાવ વૈરાગ્યભાવની પ્રબલતા અને ગુણાનુરાગ આદિ પ્રશસ્ત રાગભાવની દૃઢતા થવાથી આપોઆપ જાય છે.

(૧૫૫) નામજિનનું સ્થાન જીભમાં, સ્થાપનાનું સ્થાન ચક્ષુમાં, દ્રવ્યનું સ્થાન મનોયોગમાં અને ભાવનું સ્થાન હૃદયમાં છે. જેમ કોઈ નિર્ધનને ઘણી લક્ષ્મી મળે ત્યારે તેનું દેવું અને દરિદ્રપણું બંને ટળે છે, તેમ રત્નત્રયીની પ્રાપ્તિથી આત્મધર્મ રૂપ ધન પ્રગટે છે અને રાગ, દ્વેષ અને મોહ રૂપ દરિદ્રપણું જાય છે તથા જન્મ–જરા–મરણ રૂપ કરજનો ભય પણ મટે છે.

(૧૫૬) મોહનો મૂલ મંત્ર રાગ–દ્વેષ–અહં–મમ છે, કે જેથી કર્મ બંધાય. તે ઉદયમાં આવે એટલે આર્ત્ત–રૌદ્ર થાય અને તેથી વિષય–કષાય સેવે તથા તેથી ઘણાં કર્મ બંધાય અને તેથી ભવપરંપરા વધે. એ મોહના મૂલ મંત્રનો પ્રતિપક્ષી મંત્ર અરાગદ્વેષ–નાહં ન મમ છે.

(૧૫૭) યથાર્થ જોવું, જાણવું અને આચરવું એ સમ્યક્ રત્નત્રયી છે તથા કર્મના ઉદયકાળે સમ્યક્ સહન કરવું ને યથાર્થ તપ છે.

છે અને રુચિ તે મોક્ષનું કારણ છે. એ રીતે મોક્ષ રૂપ કાર્યનું મૂલ કારણ શ્રી અરિહંત છે, તેથી એ ઉપકાર શ્રી અરિહંતદેવનો છે.

(૧૫૯) અજ્ઞાન–મિથ્યાત્વના ઉદયે ઉદ્વિગ્નતા, વેદનીયના ઉદયે અશાતા, અવિરતિ–ચારિત્રમોહનીયના ઉદયે આકુલતા અને વીર્યાન્તરાયના ઉદયે અસ્થિરતા નીપજે છે.

(૧૬૦) નિર્ધનતા સહવી એ સહેલી છે, પણ સાધન-સંપન્ન દશામાં તૃષ્ણા, અભિમાન અને ઈન્દ્રિયોની સ્વચ્છંદતા ઉપર અંકુશ મૂકવો એ કઠણ છે. દેશપારની સજા સહવી એ સહેલી છે, પણ દેશપાલકનું બિરૂદ મેળવીને નિરભિમાન રહેવું એ મુશ્કેલ છે.

(૧૬૧) સંસાર નિઃસાર છે, તેનો અર્થ વિષય–કષાયની પરિણતિ નિઃસાર છે. સમ્યગ્દર્શન રૂપ ધર્મ સાર છે અને તેમાં પણ સમ્યગ્જ્ઞાન સાર છે. વળી તેમાં સમ્યક્-ચારિત્ર સારભૂત છે અને તેમાં નિર્વાણપદ જે મોક્ષ તે સારભૂત છે.

(૧૬૨) ભવથી મુક્ત જીવનું બહુમાન એ ભવ પ્રત્યે અબહુમાન છે. ભવ પ્રત્યે અબહુમાન એ મુક્ત પ્રત્યે ખરૂં બહુમાન છે. ભવ એટલે ચાર ગતિ રૂપ સંસાર જ નહિ, પણ તેના કારણ રૂપ ચાર કષાયો અને પાંચ અવ્રતો પણ લેવા.

(૧૬૩) સરલતા ધારણ કરવાથી, પ્રમાદનો ત્યાગ કરવાથી, બુદ્ધિને નિર્મલ કરવાથી, ઇન્દ્રિયોને જીતવાથી, વૃદ્ધ પુરૂષોની સેવા કરવાથી અને પ્રાણી માત્રમાં સદ્‌ભાવ રાખવાથી

માનવને અવિનાશી એવા આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે અને તેથી મોક્ષપદ પ્રાપ્ત થાય છે.

(૧૬૪) પોતે જાણે છે–એવું જાણનારાઓ જીર્ણ થઈ જાય છે, પરંતુ દેહાધ્યાસ ટાળી મનોનાશ અને વાસના વિલય દ્વારા સ્વાનુભવી થવું તે જ ખરૂં જાણવું છે. વ્યક્તિના નાના 'હું'નો અપરિમિત 'હું' માં વિલય કરવો, એ અંતરાત્મદશાનું લક્ષણ છે.

(૧૬૫) અપૂર્ણતાની દૃષ્ટિ નમ્રતા લાવે છે. પૂર્ણતાની દૃષ્ટિ નિર્ભયતા આપે છે. ઉભય દૃષ્ટિ મળીને મોક્ષમાર્ગ બને છે.

(૧૬૬) શ્રવણકળાના ચાર નિયમો આ પ્રમાણે છે. ૧–એકાગ્રતાથી સાંભળવું: લખવા–વાંચવાની જેમ સાંભળવું. ૨–પૂર્વગ્રહ બાજુએ રાખવો, ૩–ઉતાવળ અને આવેશ છોડી દેવો. ૪–યાદ રાખવા, વિચાર કરવા તથા જે કાંઈ ઉપયોગી જણાય તેનું આચરણ કરવા માટે સાંભળવું.

(૧૬૭) સેવાથી વિનય, વિનયથી આચાર અને આચરથી સિદ્ધિ મળે છે. સેવાનું મૂળ મૈત્ર્યાદિ ભાવના છે અને તેનું મૂળ શ્રી અરિહંત પરમાત્મા છે.

(૧૬૮) સર્વ ધર્મનું મૂળ મૈત્ર્યાદિ ભાવના છે અને તેનું મૂળ શ્રી અરિહંત પરમાત્માનું વિશિષ્ટ આત્મદ્રવ્ય છે.

(૧૬૯) પ્રભુના નામાદિ વડે આલંબન આપે છે, ઉપદેશાદિ વડે તીર્થ આપે છે, સાધના અને સિદ્ધિ વડે આદર્શ

આપે છે અને એ ત્રણના ફલસ્વરૂપ શુભ ધ્યાન અને સદ્‌ગતિ આપે છે. આ વસ્તુઓ આપવાની શક્તિ માત્ર પ્રભુમાં છે. એથી પ્રભુની ભક્તિ એ સર્વશ્રેષ્ઠ કર્ત્તવ્ય છે. સાચી ભક્તિ આજ્ઞાના પાલનમાં છે.આજ્ઞાનું પાલન એ એક બાજુ આત્માના મોક્ષ માટે થાય છે અને બીજી બાજુ જગતના હિત માટે થાય છે. કહ્યું છે કે-

'आत्मनो हि मोक्षार्थ जगतोऽपि हितय च ॥'

(૧૭૦) પ્રભુગુણ-પ્રકર્ષ વડે 'આદર્શ' આપે છે, માર્ગદેશકતાથી 'પ્રેરણા' આપે છે અને માર્ગ રૂપ હોવાથી 'આલંબન' આપે છે. આલંબન અર્થે પ્રભુના દર્શન-પૂજનાદિ, પ્રેરણા માટે શાસ્ત્ર-આગમાદિ અને આદર્શ માટે તપ-સંયમાદિ ઉપકારક થાય છે. માર્ગદેશક પ્રભુ વડે ભેદ રત્નત્રયીની પ્રાપ્તિ થાય છે, માર્ગ રૂપ પ્રભુ વડે અભેદ રત્નત્રયીની પ્રાપ્તિ થાય છે અને ગુણપ્રકર્ષવાન પ્રભુ વડે અભયાદિ ધર્મોની સિદ્ધિ થાય છે.

(૧૭૧) પ્રેમ, સેવા અને અહિંસાની ભાવના એ દૈવી ગુણો છે. તેનો આધારસ્તંભ એ છે કે-સ્વરૂપથી જીવ માત્ર દેવ છે. બધા જીવોની પાછળ એક દિવ્ય તત્ત્વ રહેલું છે. પ્રતિક્ષણ આ સત્યનું સ્મરણ કરવું અને તદનુરૂપ આચરણ કરવું, એ દિવ્ય જીવનની ચાવી છે. જ્યારે બધા ગુણોના આધારસ્તંભ સરખું આ ભવ્ય સત્ય સમજાય છે, ત્યારે ભય, ચિન્તા અને ઉદ્વેગ હૃદયના ઊંડાણમાંથી વિદાય લે છે. જ્યારે બધા પ્રત્યે પ્રેમ અને લાગણીથી જોતાં શીખાય છે, ત્યારે

એ જ્ઞાન જીવ માત્ર સાથે એકતાનો અનુભવ કરાવે છે. પોતે એ રીતે જગદ્રૂપ થઈને રહેવું, તે, અહંતા અને મમતા ટાળવાનો પરમ ઉપાય છે.

(૧૭૨) અહંકાર એ નાશનું નગારૂં છે. તેનો નાશ નમસ્કારથી થાય છે, ભક્તિથી થાય છે અને અભેદ ભાવનાથી થાય છે.

(૧૭૩) અહિંસાના પ્રભાવે જો અંતરમાંથી રાગ-દ્વેષ અને ગમા-અણગમા ઓછા થાય, ચિત્તમાં વાત્સલ્યજન્ય પ્રસન્નતાનો સ્વલ્પ પણ આત્માનુભવ થાય અને જીવનમાં વિશ્વમૈત્રીની ભાવનાની પ્રતિષ્ઠા થાય, તો ધર્મકરણી સત્ય ઠરે..

(૧૭૪) જગતના તમામ જીવોના હિતની ભાવના, એ આત્માને સ્વચ્છ બનાવવાનો ઉપાય છે. હૃદયના ઉમળકાથી એ ભાવના થવી જોઈએ.

(૧૭૫) શ્રી અરિહંતદેવના શરણથી મૈત્રી આવે છે અને ક્રોધ જાય છે. શ્રી સિદ્ધના શરણથી પ્રમોદ જાગે છે અને માન જાય છે. સાધુના શરણથી કરૂણા પેદા થાય છે અને માયા જાય છે. ધર્મના શરણથી મધ્યસ્થતા આવે છે અને લોભ જાય છે.

(૧૭૬) મૈત્રી હિતચિન્તાની અપેક્ષા રાખે છે અને હિતચિન્તા સમ્યગ્જ્ઞાનની તથા યથાર્થ વિવેકની અપેક્ષા રાખે છે. યથાર્થ વિવેક બે પ્રકારનો છે. એક જીવ પ્રત્યેની સમાનતાનો અને બીજો પુદ્‌ગલ પ્રત્યેની વિભિન્નતાનો.

(૧૭૭) સર્વની હિતચિન્તા અથવા પરની હિતચિન્તા, એ શુભ સવિકલ્પ દશાનો પ્રારંભ છે અને એનો પ્રકર્ષ અપરાધીનું પણ શુભ ચિંતવવું તે છે. વાસીચંદનકલ્પ અવસ્થા, એ સવિકલ્પ શુભ અવસ્થાની ટોચ છે.

(૧૭૮) દ્વેષને ખમવો, સ્નેહને નમવો અને રાગને દમવો એ નમસ્કાર મંત્રનું તાત્પર્ય છે. પ્રથમ પરમેષ્ઠિ શ્રી અરિહંત પરમાત્મા જીવાત્માઓ પ્રત્યે સ્નેહથી ભરપૂર છે, તેથી તેઓને નમવું એ સ્નેહને જ નમવા બરોબર છે. જે સ્નેહને નમે છે તે સ્નેહથી ભરપૂર બને છે. સ્નેહ એ એક જ એવી ચીજ છે, કે જે એક બાજુ દ્વેષને શમાવે છે અને બીજી બાજુ રાગને હઠાવે છે. સ્વસુખવિષયક રાગ સર્વસુખવિષયક રાગથી હઠે છે. સ્વદુઃખવિષયક દ્વેષ સર્વ-વિષયક દુઃખના દ્વેષથી ટળે છે. એ માટે જેને અધિકારી થવું હોય, તેણે સૌ પહેલાં સર્વ જીવો પ્રત્યે કરેલા અપ-રાધની ક્ષમાપના કરી લેવી જોઈએ.

(૧૭૯) દયા એ ધર્મનું મૂળ છે, રત્નત્રયસ્વરૂપ છે અને સર્વ જીવોને સુખકર છે. સર્વ પ્રાણી માત્રને આત્મવત્ જાણી સર્વ પ્રત્યે સમાન મૈત્રીભાવ દર્શાવી યથાશક્તિ ઉપ-કારાદિ કરી તેઓનું ભલું ચિંતવવું, અપરાધી પ્રત્યે પણ અંતરમાં બુરૂં ચિંતવવાના દ્વેષપરિણામ ધારણ ન કરે અને કોઈ પણ જીવ પ્રત્યે ઉપેક્ષાભાવ ન દાખવે, એ મૈત્રીભાવ છે.

(૧૮૦) મૈત્ર્યાદિ ચાર ભાવનાઓ અંતરાત્માને પ્રાપ્ત થાય છે. મૈત્રી પ્રાણીઓ તરફ પ્રેમ લાવનાર છે, પ્રમોદ

ગુણોમાં રમણ કરનાર છે, કરૂણા હૃદયથી હિત કરનાર છે અને મધ્યસ્થતા હૃદયની વિશાલતા બતાવનાર છે.

(૧૮૧) પુદ્‌ગલ સાથે અભેદબુદ્ધિ અને જીવ સાથે ભેદબુદ્ધિ, એ સર્વ પાપનું બીજ છે. જીવ સાથે અભેદબુદ્ધિ અને પુદ્‌ગલ સાથે ભેદબુદ્ધિ, એ સર્વ ધર્મનું મૂળ છે. નમસ્કાર વડે જીવ સાથે અભેદ સધાય છે અને સામાયિક વડે પુદ્‌ગલ સાથે ભેદ સધાય છે. તેથી નવકાર અને સામાયિક એ સાધનાના બે પાયા છે. જીવોથી અભેદભાવ અને પુદ્‌ગલથી ભેદભાવ, એ સર્વ મંગલનું બીજ છે. એથી મમતા ગલે છે અને સમતા પ્રાપ્ત થાય છે. મમતા એ પાપનું બીજ છે અને સમતા એ ધર્મનું મૂળ છે. પંચ નમસ્કાર વડે પુદ્‌ગલની મમતા ટળે છે અને જીવો પ્રત્યે સમતા પ્રગટે છે. જીવોની મમતાના બળે સમતાભાવ પ્રગટતો જાય છે અને પુદ્‌ગલો ઉપરની મમતાનો ભાવ નાશ પામતો જાય છે.

(૧૮૨) જડ ઉપરનો રાગ એ પાપનું બીજ છે. ચેતન ઉપરનો ભક્તિરાગ એ મંગલનું મૂળ છે. શ્રી તીર્થંકર-દેવોનો ઉપદેશ જડ પ્રત્યે વિરાગ અને ચેતન પ્રત્યે અનુરાગ કેળવવા માટે છે. મોક્ષમાર્ગમાં ચેતન સહાયકારક છે અને જડ વિઘ્નકારક છે. સર્વ જીવો સામાયિક રૂપ અને સિદ્ધ-સ્વરૂપ છે, એમ જોનાર પોતે સામાયિક રૂપ અને સિદ્ધસ્વરૂપ બને છે. પૂર્ણતાની દૃષ્ટિ પૂર્ણતાને અપાવે છે અને અપૂર્ણતાની દૃષ્ટિ અપૂર્ણતા અર્પે છે. દૃષ્ટિ એવી સૃષ્ટિ—એ ન્યાય છે.

(૧૮૩) સુખમાં વૈરાગ્ય અને દુઃખમાં મૈત્રી, એ સુખ

દ્રવ્યનું સતત ભાન. ઉત્કૃષ્ટ આત્મદ્રવ્ય શ્રી તીર્થંકર પરમાત્માનું છે. તેની સાબીતી તેઓનો ઉત્કૃષ્ટ કરુણાભાવ છે. તે ભાવનું સ્મરણ કરાવનાર તેઓની મુદ્રા છે. તેઓના આત્મદ્રવ્યનું સ્મરણ કરાવનાર તેઓનું નામ છે. એ રીતે નામ, આકૃતિ, દ્રવ્ય અને ભાવ વડે સર્વ ક્ષેત્રે અને સર્વ કાલમાં સર્વ જીવોને જેઓ પવિત્ર કરી રહ્યા છે, તેઓનું ધ્યાન એ સર્વોત્કૃષ્ટ ધ્યાન છે. ત્રિભુવનને પવિત્ર કરનારી શક્તિ તેઓના નામ, આકૃતિ, દ્રવ્ય અને ભાવમાં છે.

(૧૮૯) ભેદ નયનો આશ્રય લેવાથી આચારશુદ્ધિ થાય છે અને અભેદ નયનો આશ્રય લેવાથી વિચારશુદ્ધિ થાય છે. અથવા વૈરાગ્યને વિકસાવવા માટે ભેદને આગળ કરવો જોઈએ તથા મૈત્રી અને ભક્તિને વિકસાવવા માટે અભેદને આગળ કરવો જોઈએ. એ બંનેમાંથી એકને પણ જો મૂકવામાં આવે, તો આરાધના પાંગળી બને છે.

(૧૯૦) રૌદ્રધ્યાનનું નિવારણ સામાયિકના પરિણામથી સુલભ બને છે અને આર્ત્તધ્યાનનું નિવારણ નમસ્કારના પરિણામથી સિદ્ધ થાય છે. તીવ્ર કષાયોને મંદ બનાવનાર મૈત્રી છે. મંદને નિર્મૂલ કરનાર ભક્તિ છે.

(૧૯૧) આત્મા સામાયિક રૂપ છે. એ દ્રવ્યાર્થિક નયનું શ્રદ્ધાન છે. એ શ્રદ્ધાન વડે પર્યાયાર્થિક નયથી આત્મામાં સામાયિક ગુણ પ્રગટે છે.

(૧૯૨) દ્રવ્યાર્થિક નયે જીવ 'તુંબીમૃત્તિકા' ન્યાયે કર્મ સાથે મળેલ છે. જેમ તુંબડી ઉપર માટીનો થર લાગ્યો હોય

તો પણ તુંબડીની અંદર કાંઈ બગાડ ન હોય, તેમ આત્માને કર્મનો સંબંધ જાણવો. 'લોહાગ્નિ ન્યાય' પણ દ્રવ્યાર્થિક નય જાણવા માટે છે. પર્યાયાર્થિક નયે આત્મા કર્મ સાથે 'ક્ષીર-નીર' ન્યાયે લોલીભૂત એક રૂપ થયો છે, જેથી ચતુર્ગતિ પરિભ્રમણ કરે છે.

(૧૯૩) 'નમો' પદ એ મોક્ષ પ્રત્યે મમતા કેળવે છે અને સંસાર પ્રત્યે સમતા કેળવે છે. મોક્ષતત્ત્વ પ્રભુસ્વરૂપ છે, તેથી તે ગુણોની ખાણ છે. સંસારતત્ત્વ એ કર્મનું સર્જન છે, તેથી તે રાગ, દ્વેષ, દુઃખ અને દોષોની ખાણ છે.

(૧૯૪) 'નમો' મંત્રની સાથે દયા અને ક્ષમાની ભાવના ઝલકી રહેવી જોઈએ. દયાથી દુઃખપ્રહાણ ઇચ્છા અને ક્ષમાથી પાપપ્રહાણ ઇચ્છા વ્યક્ત થાય છે. જ્યારે સ્વપાપપ્રહાણ માટે ક્ષમા અને પરદુઃખપ્રહાણ માટે દયાની સાથે પ્રભુનું નામ લેવામાં આવે છે, ત્યારે સ્વદુઃખપ્રહાણ આપોઆપ થાય છે. તે જ મોટું મંગલ છે. સ્વદુઃખપ્રહાણ રૂપી સાધ્યની સિદ્ધિ માટે પરદુઃખપ્રહાણ અને સ્વપાપ-પ્રહાણ રૂપી સાધનની અર્થાત્ દયા અને ક્ષમાની લાગણી તથા ભાવના અવશ્ય હોવી જોઈએ. ક્ષમા, દયા, શાન્તિ, પ્રેમ વગેરે પરમાત્માના દિવ્ય ગુણો છે. પ્રભુનું નામ ગ્રહણ કરવા પૂર્વે અને પછી તે અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે. તેથી નામનું ગૌરવ વધે છે અને નામનો મહિમા પ્રગટે છે.

(૧૯૫) નમસ્કાર એ હાથીની આંખ છે. જેમ હાથી પોતે મોટો હોવા છતાં પોતાની આંખ વડે બીજાં બધાંઓને

મોટા તરીકે જુએ છે, તેમ 'નમસ્કાર'ભાવ જેઓને પ્રાપ્ત થયો છે, તેઓ પોતાના સિવાય બીજાં બધાંઓને પોતાનાથી મોટા જુએ છે.

(૧૯૬) 'નમો' પદ શ્રી પંચપરમેષ્ઠિ સાથે સંબંધ કરાવી આપે છે, જ્યારે મનમાં શિવમસ્તુની ભાવના સર્વ જીવો સાથે સંબંધ કરાવી આપે છે. પરમેષ્ઠિનો સંબંધ ધર્મવૃદ્ધિ કરાવે છે, જ્યારે જીવોનો સંબંધ પાપ ઉપર પ્રતિબંધ મૂકે છે.

(૧૯૭) 'ખામેમિ સવ્વ જીવે,' 'શિવમસ્તુ સર્વ જગતઃ' અને 'ચત્તારિ મંગલં'—એ ત્રણેય મળીને જીવની પાત્રતા વિકસાવે છે. એક વડે ક્ષાન્તગુણ, બીજા વડે શાન્તગુણ અને ત્રીજા વડે દાન્તગુણ કેળવાય છે. ભાવનું ઉત્પાદન સાપેક્ષ છે. સામા પ્રત્યે હૃદયમાં તો જ ભાવના જાગશે કે—સામાને આપણા પ્રત્યે ભાવ હશે. જો કદાચ કોઈને અકસ્માત્ કોઈ પ્રત્યે ભાવ જાગે, તો તે તેના પૂર્વના ભાવનું કાર્ય હશે. એ દૃષ્ટિએ આપણને શ્રી અરિહંતદેવ કે શ્રી સિદ્ધ ભગવંત પ્રત્યે જે ભાવ જાગે છે, તેનું કારણ તેઓનો આપણા પ્રત્યે ભાવ છે, તે સિવાય બીજું શું કારણ છે? તે ભગવંતોમાં સુંદર, શિવ અને સત્ય એવો વિલક્ષણ પ્રકારનો ભાવ જગતના જીવો પ્રત્યે સનાતન રીતે વિદ્યમાન છે. તે જીવને શુભ અને શુદ્ધ તરફ આકર્ષે છે અને જગતના જીવોમાં શુભ કે શુદ્ધ ભાવને જગાડે છે.

(૧૯૮) સંયમના પ્રભાવે વાસનાનો પરાજય થાય છે, વિલાસ તરફ દોડતું મન વૈરાગ્ય તરફ ફરવા લાગે છે અને ચિત્તમાં સમતા રસની સરિતા વહેવા લાગે છે.

(૧૯૯) કોમળતા, મધુરતા અને વિવેક એ જીવનભરમાં સુખી થવાના ત્રણ સિદ્ધ ઉપાયો છે.

(૨૦૦) ઉદારતા, સદાચાર, સહિષ્ણુતા અને સદ્‌ભાવના, એ જીવનમાં પોષક તત્ત્વો (Vitamins) છે.

(૨૦૧) માનવી માત્રમાં સદ્‌ગુણ અને દુર્ગુણ બંને હોય છે. માનવીના સદ્‌ગુણ મારફત આપણે તેના હૃદયમાં પ્રવેશી શકીએ છીએ. તેના અવગુણ સાથે આપણે શું કામ છે?

(૨૦૨) જેઓ સરલ સ્વભાવે ભૂલનો સ્વીકાર કરે છે, તેઓનો વિકાસ ક્યાંય અટકતો નથી અને દિન–પ્રતિદિન કલ્યાણમાર્ગમાં તેઓ વેગબંધ આગળ વધ્યા કરે છે. હૃદયની સરલતા એ જ મુક્તિનો ટૂંકામાં ટૂંકો અને સરલમાં સરલ પંથ છે.

(૨૦૩) લાજ–શરમ એ તો ગુણોની માતા છે. લજ્જાળુ આત્મા નાનું પણ અકાર્ય કરતાં અચકાશે.

(૨૦૪) પોતાનું કામ પડતું મૂકીને પણ સુદાક્ષિણ્યવાળો આત્મા બીજાની વહારે થાય છે અને તેથી બીજાઓ માટે તે શ્રદ્ધેય બને છે, બીજાઓ તેનું વચન માનનારા બને છે અને એ આત્માનું અનુકરણ કરે છે.

(૨૦૫) વ્યવસ્થા એ ઘરની શોભા છે, આતિથ્યસત્કાર એ ઘરનો વૈભવ છે, સદાચાર એ ઘરનું શિખર છે અને પ્રેમ એ ઘરની પ્રતિષ્ઠા છે.

(૨૦૬) કષાયો અને ઈન્દ્રિયોથી જીતાવું એ જ

આત્માનો સંસાર છે. કષાયો અને ઈન્દ્રિયોથી મૂકાવું એ જ આત્માનો મોક્ષ છે.

(૨૦૭) જેમ પ્રત્યેક ઇંધનમાં અગ્નિ એક જ છે, તેમ પ્રત્યેક દેહમાં આત્મતત્ત્વ સરખું જ છે. પરમાત્માના ધ્યાનથી આત્મભાવ વિકસે છે. સ્તોત્ર, જપ આદિ તેનાં સાધનો છે.

(૨૦૮) 'અહં' એ કર્મપ્રકૃતિનું સર્જન છે, માટે પરાધીન છે અને 'અર્હં' એ આત્મતત્ત્વનું શુદ્ધ સ્વરૂપ છે, માટે સ્વાધીન છે. પરાધીન તત્ત્વની ઉપાસનાથી પરાધીન અનાય છે, તેમ જ સ્વાધીન તત્ત્વની ઉપાસનાથી પરાધીનતાનો અંત આવે છે અને સ્વાધીનતાનું પ્રભાત પ્રગટે છે.

(૨૦૯) અહિંસા એ સર્વ જીવો પ્રત્યેના સદ્ભાવનું પરિણામ છે, અનેકાન્ત એ સર્વ સદ્વિચારો પ્રત્યેના સદ્-ભાવનું સર્જન છે અને અપરિગ્રહ એ સર્વ પદાર્થો પ્રત્યેના નિરીહભાવનું ફળ છે.

(૨૧૦) વસ્તુ માત્ર ત્રણ ધર્મવાળી છે. વસ્તુને માત્ર ઉત્પાદ ધર્મવાળી જોવાથી બહિરાત્મભાવ વધે છે, ઉત્પાદ અને વ્યય ઉભય ધર્મોને વિચારવાથી અંતરાત્મભાવ જાગે છે તથા ઉત્પાદન—વ્યયની સાથે 'ધ્રૌવ્ય'ભાવનું ચિંતન કરવાથી પરમાત્મભાવ પમાય છે.

(૨૧૧) જ્યારે મન આત્મા સાથે મળે, ત્યારે દિવ્ય ભાવ પ્રગટે છે, જ્યારે મન મન સાથે મળે ત્યારે વીરભાવ પ્રગટે છે અને જ્યારે મન દેહ સાથે મળે ત્યારે પશુભાવ પ્રગટે છે. પશુભાવ એટલે અજ્ઞાન, દ્વેષ, મોહ, ભય,

સત્કાર્યમાં લજ્જા, પર પ્રત્યે ઘૃણા વગેરે. વીરભાવ એથી વિરૂદ્ધ છે અને દિવ્યભાવ સમતામય છે.

(૨૧૨) પોતામાં પૂર્ણતાની દૃષ્ટિ વિરક્તિ અપાવે છે. બીજામાં તુલ્યતાની દૃષ્ટિ ભક્તિ અને મૈત્રીને વિકસાવે છે.

(૨૧૩) મનની ભૂમિકા ઉપર બધું ક્ષણિક છે, જ્યારે મનની ઉપર આત્માની ભૂમિકા ઉપર બધું અક્ષણિક છે. સંસાર એ મનનો અને કર્મનો નકશો તથા તમાસો છે. જો મનની પાર આત્માના પ્રદેશમાં રહેવાનો અભ્યાસ પાડવામાં આવે, તો નિર્ભયતા છે–શાન્તિ છે.

(૨૧૪) જ્યાં પ્રેમનો શુદ્ધ ઉદય થયો, ત્યાં ત્યાગનો ઉદય થવાનો જ. દયા એ પ્રેમનું પ્રગટ સ્વરૂપ છે. 'જેવો હું તેવો તે અને જે દુઃખ તેનું તે મારૂં.'–આવો વિચાર સ્વાર્થી મનુષ્ય કરી શકતો નથી. જ્યારે બીજાના દુઃખથી જીવ પીગળે છે, ત્યારે તેને આત્માનુભવ કે આત્મવિચાર પ્રગટેલો કહેવાય છે. પ્રેમભાવ અને સમભાવ એકાર્થક છે.

(૨૧૫) પોતાના અપરાધને ખમવા અને બીજાના અપરાધને શમાવવા, એ જાતિની નમ્રતા અને ઉદારતા જ પરમાત્મભાવની નજીક જીવને લઈ જાય છે.

(૨૧૬) અહિંસાના બે રૂપ છે–સંયમ અને તપ. સંયમ સંવરસ્વરૂપ છે અને તપ નિર્જરા રૂપ છે. સંયમ એ પરભાવવિરમણ રૂપ છે અને તપ એ સ્વભાવરમણતા રૂપ છે. એ બંને મળીને અહિંસા પૂર્ણ થાય છે.

(૨૧૭) 'દેહ એ અદૃષ્ટનું પરિણામ છે.'—એ વિચાર કરવાથી મમતા ઘટે છે અને સમતા પ્રગટે છે.

(૨૧૮) લંગર વડે બંધાયેલી નૌકાને હલેસાં મારી તેને કિનારે લઈ જવાનો પ્રયત્ન કરવો એ વ્યર્થ છે. તમારા જીવન રૂપી સાગરમાં ખૂંચેલું અહંભાવનું લંગર પહેલું ખેંચી લો અને પછી જ તમે તમારૂં ધ્યેય સિદ્ધ કરી શકશો.

(૨૧૯) સામાના દોષ વિસરી જવા અને તેના સદ્-ગુણોને સ્મૃતિની દાબડીમાં સાચવી રાખવા, એનું નામ હૃદયની વિશાળતા છે.

(૨૨૦) જેના એક પણ રૂંવાટામાં કોઈના અકલ્યાણની ભાવના નથી, તેનું જગતની કોઈ પણ શક્તિ ખરાબ કરી શકતી નથી.

(૨૨૧) નિરાશાવાદીને દરેક તકમાં મુસીબતોનો આભાસ થાય છે, જ્યારે આશાવાદીને દરેક મુસીબતમાં તકનાં દર્શન થાય છે.

(૨૨૨) કોઈને પાડી નાખવામાં બહાદુરી નથી, પણ પડી ગયેલાને ઉભો કરવામાં સાચી વીરતા છે.

(૨૨૩) માણસ નશીબથી કદાચ મોટો થાય ખરો, પરંતુ સુસંગત કર્યા સિવાય કદી ડાહ્યો કે સારો થઈ શકતો નથી.

(૨૨૪) જે ભૂખ-તરસ ઉપર વિજય પ્રાપ્ત કરીને નિરંતર પ્રભુપ્રાપ્તિની સાધના કર્યા કરે છે, એ નિઃશંક

મહાન વિભૂતિ છે; પરંતુ એથીય અધિક મહાન એ છે, કે જે અવિવેકી વ્યક્તિઓનાં કટુ વચનો ક્ષમાપૂર્વક સહી લે છે.

(૨૨૫) મને બીજા કેટલા ઉપયોગી થાય છે-એમ વિચારવા કરતાં, હું બીજાને કેટલો ઉપયોગી થાઉં છું-એ વિચાર કરવો સારો છે.

(૨૨૬) શરીરથી અન્યની સેવા, ઇંદ્રિયોથી સંયમ, મનથી સદ્‌ભાવના, બુદ્ધિથી વિવેક, સ્વભાવથી નમ્રતા અને સર્વત્ર ઔચિત્યનું પાલન કરનારો મનુષ્ય પોતાના માનવ-ભવને સફળ કરનારો બને છે.

(૨૨૭) હંમેશાં પ્રફુલ્લિત અને પ્રસન્ન ચિત્ત રહેવાથી મોટી મોટી મુશ્કેલીઓ શાન્ત થઈ જાય છે, સ્વાસ્થ્યની વૃદ્ધિ થાય છે અને આયુષ્ય પૂરૂં ભોગવી શકાય છે.

(૨૨૮) જેમ સોનાની પરીક્ષા ઘસીને, કાપીને, તપાવીને અને ટીપીને-એમ ચાર રીતે થાય છે, તેમ માણસની પરીક્ષા પણ વિદ્યાથી, ચારિત્રથી, ગુણથી અને કાર્યથી-એમ ચાર રીતે થાય છે.

(૨૨૯) શરીરને નૌકા કહી છે, જીવને નાવિક કહ્યો છે અને સંસારને સમુદ્ર કહ્યો છે. જીવ રૂપી નાવિક દ્વારા નૌકા ચલાવીને મહર્ષિ જીવન-મરણ રૂપી આ મહા સમુદ્રને તરી જાય છે.

(૨૩૦) જેવી રીતે ઝાડ ફળથી ઓળખાય છે, સોનું કસોટીથી પરખાય છે અને ઘંટની કિંમત રણકારથી અંકાય

છે, તેવી રીતે મનુષ્યનું મનુષ્યત્વ તેની નમ્રતા અને વિવેકથી પરખાય છે.

(૨૩૧) બધાય ગુણોમાં વિનયગુણ મોટો અને સર્વ-શ્રેષ્ઠ છે. એથી જ વ્યક્તિનું વ્યક્તિત્વ ખીલે છે અને જીવન દીપી ઊઠે છે. એથી જ શિષ્ટતાનું સર્વોપરી પ્રમાણપત્ર મળે છે.

(૨૩૨) હૃદય એક ઘડા જેવું છે. ઘડાને ભરવા માટે જેમ નમાવવો પડે છે, તેમ હૃદયના ઘડાને નમાવ્યા સિવાય સદ્‌ગુણના જળને પામી શકાશે નહિ.

(૨૩૩) જો વિનય હોય તો નમન થાય, જો નમન થાય તો જ મનન થઈ શકે અને જ્યારે મનન કરે ત્યારે જ જીવનનું અમૃત મેળવી શકાય. પરિણામમાં બધીય પ્રાપ્તિનું મૂળ એક જ વિનય છે અને એટલે જ વિનય સર્વ ગુણોમાં મોટો ગણાય છે.

(૨૩૪) હંમેશાં નમ્રતા રાખનાર માણસ કદી પાછે પડતો નથી. નમ્રતા એ હારની નિશાની નથી પણ શણગારનું ચિહ્ન છે, પ્રેમનું પ્રતિક છે અને જીવનની પ્રગતિ છે

(૨૩૫) ભાવ એ ધર્મનો મિત્ર છે, કર્મ રૂપી ઇંધનોને બાળવાનો અગ્નિ છે, સુકૃત રૂપી અન્નમાં ઘી છે અને મુક્તિનો છડીદાર છે.

(૨૩૬) શ્રી તીર્થંકરદેવાદિ મહાપુરૂષોએ પણ આશ્રય કરેલી હોવાથી મૈત્રી–પ્રમોદ–કારૂણ્ય અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓ ધન્ય છે. ધર્મધ્યાનની સિદ્ધિ માટે તેનું ચિત્તમાં દીર્ઘકાળ સુધી ચિંતન કરવું અત્યંત આવશ્યક છે

(૨૩૭) સર્વ જીવ–મૈત્રી એ મારૂં ધ્યેય, સર્વ જીવ-કલ્યાણ એ મારી ભાવના અને સર્વ જીવ શ્રેય સાધે એ મારો મુદ્રાલેખ છે. આ પવિત્ર વૃત્તિ ન લોપાય તે માટે સતત જાગૃત રહેવાની જરૂર છે.

(૨૩૮) તમારાથી વિરોધી થયેલા સંબંધીને અનુકૂળ કરવા ઇચ્છો છો ? તો તેને માટે એક જ સરળમાં સરળ ઈલાજ છે. તે ઈલાજ એ જ કે–'તમે તેના ઉપર પ્રેમ–પ્રવાહ વહેવડાવો.' ભલેને તે તમારો દ્વેષ કરતો હોય, પરંતુ તમે તો પ્રેમ જ કરો. પ્રેમનું સામર્થ્ય એટલું બધું અપરિમિત છે કે–તે ધારે તે કરી શકે છે.

(૨૩૯) આત્મા અદ્‌ભૂત છે, પણ તેની અદ્‌ભૂતતાની ઝાંખી થવી સહેલી નથી. એ અદ્‌ભૂતતા કોઈ પ્રસંગે જ જણાઈ આવે છે. અન્યના એવા અદ્‌ભૂત પ્રસંગો જોતાં, સાંભળતાં, વાંચતાં અને વિચારતાં એવું અદ્‌ભૂત કાર્ય કરવાનું મન થાય છે, વીર્યોલ્લાસ વધે છે અને એક વખત જે આત્મા નિર્બળ ગણાતો તે અદ્‌ભૂત બની જાય છે.

(૨૪૦) મધમાખીના ડંખ તરફ ન જુઓ, પણ તે જે પદાર્થને જન્મ આપે છે તે તરફ નજર કરો, તો તમે તમારા ડંખનું દુઃખ વિસરી જશો.

(૨૪૧) આપણું મન ક્ષેત્ર જેવું છે. જો તેમાં સુવિ-ચારોનું બી રોપશો તો ઉત્તમ ફળ થશે અને જો તેમાં કુવિચારો ઉત્પન્ન થવા દેશો તો ફળ પણ તેવું અનિષ્ટ મળશે.

(૨૪૨) દુઃખ એ જીવનમાં અકસ્માત્ આવી પડેલી

વસ્તુ નથી, પણ એ જ જીવનનું કેન્દ્ર છે. દુઃખ અને વેદનાના દર્શનથી પ્રત્યેક મહાન કાર્ય જન્મે છે.

(૨૪૩) સમુદ્રમાં અનેક પ્રકારનાં રત્નો પડેલાં છે. જો તમને એક જ ડૂબકી મારવાથી કોઈ રત્ન ન મળે, તો તમે સમુદ્રને રત્નોથી ખાલી ન સમજશો. પાછી મહેનત કરો. તમને ક્યારે ને ક્યારેક એ રત્નો જરૂર મળશે.

(૨૪૪) જીવન–સરિતાના નીર વહી જાય છે, પણ કરેલ સુકૃત્યો અવિચળ રહી માનવીને અમર બનાવે છે.

(૨૪૫) જે પ્રકારે ઉકળતા પાણીમાં મનુષ્ય પોતાનો ચહેરો જોઈ શકતો નથી, તે પ્રકારે ક્રોધી મનુષ્ય પોતાની ભલાઈ શેમાં છે એ જોઈ શકતો નથી.

(૨૪૬) ઈચ્છાનો સાગર હંમેશાં અતૃપ્ત જ રહે છે. એની માગણી જેમ જેમ પૂરી કરતાં જઈએ છીએ, તેમ તેમ તે વધારે ગર્જના કરે છે.

(૨૪૭) આખા જગત પ્રત્યે પ્રેમ રાખતાં શીખવું, તેમાં પરમાત્માની ઓળખ છે. જ્યાં પ્રેમ છે ત્યાં ક્ષેમ છે અને જ્યાં વેર છે ત્યાં નાશ છે.

(૨૪૮) સજ્જનોમાં અગ્રણી તે જ થઈ શકે છે, કે જે પોતાનું હિત બીજાના હિતકાર્યમાં જ હંમેશાં સમાવી દે છે.

(૨૪૯) સુખ અને આનંદ એવું અત્તર છે કે–તમે બીજા ઉપર તે જેટલું વધારે છાંટશો, તેટલી વધુ ખુશબો તમારામાં આવશે.

(૨૫૦) જ્ઞાન એક પૈડું છે, ક્રિયા બીજું પૈડું છે. જો બન્ને પૈડાં ભેગાં થાય, તો જ ધર્મ રૂપી રથ બરાબર ચાલે અને મોક્ષપુરીમાં પહોંચાડે.

(૨૫૧) દીવો કરવો નથી, વાટ સંકોરવી નથી, તેલ સીંચવું નથી અને દીવાસળી સળગાવવી નથી, છતાં ફરિયાદ કરવી છે કે–પ્રકાશ થતો નથી, કિસ્મત ખૂલતું નથી, પ્રતિષ્ઠા જડતી નથી, ઐશ્વર્ય સાંપડતું નથી અને પ્રભુ રીઝતા નથી!

(૨૫૨) પ્રાતઃકાળ, મનનો ઉત્સાહ અને કોઈના અંતરની આશિષ–એ ત્રણેય ઉત્તમ મુહૂર્ત્તો છે.

(૨૫૩) સદ્‌ગુણો જીવનનો બાગ છે, સુસંસ્કાર જીવન–બાગનો માળી છે, સદ્વિચાર જીવન–બાગના સુગંધી પુષ્પો છે અને સદાચરણ એ જીવન–બાગના સુગંધી પુષ્પોની સુગંધનો પમરાટ છે.

(૨૫૪) "વિવેકી આત્મા માટે જગતના સર્વ પદાર્થો ઉપકારી છે."–એ ભાવના જ્યારે દિલમાં એકાકાર બને છે, ત્યારે ગમે તેવા વિકટ સંજોગોમાં પણ આત્મા સમાધિ રાખી શકે છે. જેમ ગજસુકુમાળે અંગારાને ઉપકારી માન્યા, મેતારજ મુનિએ વાધરને ઉપકારી માની, ચંડકૌશિક સર્પે કીડીઓને ઉપકારી માની અને દૃઢપ્રહારીએ પથ્થરોના વરસાદને ઉપકારી માન્યો.

(૨૫૫) સદાચાર, સદ્‌વિદ્યા, સત્કર્મ અને સત્સંગ–એ આત્માના અલંકારો છે.

(૨૫૬) "કોઈનો નાનામાં નાનો ઉપકાર ભૂલવો

નહિ અને કોઈએ કરેલા મોટામાં મોટા અપકારને કદી યાદ કરવો નહિ."–આવો વિચાર એ સુખી થવાનો અદ્‌ભૂત કીમીયો છે.

(૨૫૭) લેવામાં જે સુખ મળે છે તે ક્ષણિક હોય છે, જ્યારે બીજાને કાંઈ પણ આપવાથી પ્રાપ્ત થતું સુખ જ જીવનભર જળવાઈ રહે છે.

(૨૫૮) આપણે ખોટા માર્ગે ગમે તેટલા દૂર નીકળી ગયા હોઈએ, પરંતુ માર્ગદર્શન મળતાં એ માર્ગે ચાલતાં અટકી સાચા માર્ગે પાછા વળવું, એ જ વધારે સારૂં છે.

(૨૫૯) ત્રણ જગતના સર્વ જીવોના હિતની ભાવના તેમ જ તે મુજબની શકય પ્રવૃત્તિ, એ અક્ષય સુખનું બીજ છે.

(૨૬૦) "મારા સિવાય કોઈ કાર્ય થવાનું નથી."–એવો ગર્વ કદી કરવો નહિ. પોતાના ભાગે આવી પડતું કામ ગર્વરહિત બનીને કુશળતાપૂર્વક કરવું, એ આપણી ફરજ છે.

(૨૬૧) સૌથી મોટો કોણ? જે કોઈની પાસેથી કાંઈ પણ ઈચ્છતો નથી તે.

(૨૬૨) દુઃખને દૂર કરવાવાળું નિશ્ચય નયથી ભગવાનનું સ્મરણ છે અને વ્યવહાર નયથી સ્મરણનો વિષય ભગવાન છે.

(૨૬૩) ભક્તિ તો ભાવથી પેદા થાય છે અને ભાવ

ભગવત્કૃપાથી મળે છે. કૃપા તેનાં મહાત્મ્યના વિચારથી જાગે છે.

(૨૬૪) વૈરાગ્યવાન પુરૂષને જે આનંદ આવે છે, તે બીજાને ત્રિકાળમાં પણ આવતો નથી.

(૨૬૫) સત્તા અને ન્યાયનો દંડ તો જેનાં હૃદયમાં સત્ય, દયા, પ્રેમ અને સદ્‌ભાવ ભર્યાં હોય, એનાં હાથમાં જ શોભે.

(૨૬૬) જેમ સૂર્ય તિમિરારિ કહેવાય છે તે ઉપચાર છે, કારણ કે–સૂર્યે તિમિરને કદી જોયેલ જ નથી, તેમ અજ્ઞાનનું કારણ શોધવાને બદલે અધિષ્ઠાનનું જ્ઞાન કરવું વધુ યોગ્ય છે.

(૨૬૭) જે મા–બાપે જન્મ આપ્યો, ખૂબ દુઃખ વેઠી મોટા કર્યા, પાલન–પોષણ કર્યું, તેમ જ શિક્ષણ અને સુસંસ્કાર આપ્યા, એવા ઉપકારી મા–બાપનો જીવ દુભાય એવું હીણું જીવન શા માટે જીવવું જોઈએ ?

(૨૬૮) જેનું હૃદય લુખ્ખું તેનું જીવન સુક્કું. જેની જીંદગી સૂની તેનું જગત સૂનું. જેની જીંદગી ભીની તેનું જગત ભીનું. જીંદગી ભીની રહે દયાથી, કોમળતાથી અને લાગણીથી. જીંદગી સૂની બને નિર્દયતાથી, નિષ્ઠુરતાથી અને નિંદાથી.

(૨૬૯) જગતનાં મહાપુરૂષો કેવળ જીભથી જ નહિ, પણ પોતાનાં નિર્મળ જીવનથી પણ ઉપદેશ આપે છે.

(૨૭૦) શક્તિ અને સંપત્તિ વડે મર્યાદિત સેવા કરી કાય છે. જ્યારે એ શક્ય સેવાની સાથે શુભ ભાવના ળે છે, ત્યારે મન વડે સમસ્ત વિશ્વની સેવાનો સંતોષ ળવી શકાય છે.

(૨૭૧) સેવા, સહકાર, શ્રદ્ધા અને સદ્ભાવ—એ કુટુંબ-ʒવનની ઈમારતનાં ચાર પાયા છે.

(૨૭૨) નિંદા, અસૂયા, માત્સર્ય અને વેર-ઝેર, એ ટુંબજીવનને પાયમાલ કરનાર ચાર ઉધઈઓ છે.

(૨૭૩) બીજાનું દૃષ્ટિબિન્દુ સમજવાની અને બીજાના ાલા માટે સહન કરવાની ઉદારતાનાં અભાવમાંથી જ વિશ્વના વેવિધ ક્ષેત્રોમાં વિષમતા અને વિષમયતા ઉભી થાય છે.

(૨૭૪) અવગુણ તો નાવડામાં પડેલા કાણા જેવું છે. ાણું નાનું કે મોટું હોય, પણ તે નાવને ડુબાડી જ દે છે. ખવગુણનું પણ એવું જ છે.

(૨૭૫) બીજા તરફનું ખોટું આચરણ પરિસ્થિતિ ગગાડે છે, જ્યારે પોતા તરફનું અવળું આચરણ જીંદગી ગગાડે છે.

(૨૭૬) આપણા મનના ચશ્માનો જે રંગ હોય, તે રંગે જ આપણને દુનિયા દેખાય છે.

(૨૭૭) અભ્યંતર સાધના એટલે ચિત્તની શુદ્ધિ અને ચિત્તની એકાગ્રતાના ધ્યેયવાળી યોગસાધના. એથી જીવન-શુદ્ધિ અને વ્યવહારશુદ્ધિ ઉભય સધાય છે.

(૨૭૮) પેલું વૃક્ષ, પેલી ધૂપસળી અને પેલું ચંદન કાષ્ટ મુંગી અને મહત્ત્વની વાત કહે છે કે–"સહી લેજો બળી જજો અને ઘસાઈ છૂટજો."

(૨૭૯) અસત્ય કદી વિજેતા બનશે, તો પણ થોડા સમય પૂરતું જ બનશે. શાશ્વત વિજય તો અંતે સત્યને જ મળશે.

(૨૮૦) સત્ય નિર્વિકલ્પ અનુભવગમ્ય છે. વિચાર વિકલ્પમય છે. વિકલ્પથી અંતિમ સત્યની પ્રાપ્તિ અશક્ય છે. વિકલ્પના પરિત્યાગથી–વિકલ્પોને શાન્ત કરવાથી નિર્વિકલ્પ સત્યમાં પ્રવેશ કરી શકાય છે. નિર્વિકલ્પ ચૈતન્યના આકાશમાં સત્યના સૂર્યનું દર્શન થાય છે.

(૨૮૧) યમ–નિયમથી પ્રેમ અને પ્રેમથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. એ રીતે જ્ઞાન પ્રેમને અને પ્રેમ નિયમને પણ પેદા કરે છે. પહેલી પ્રથમ ભૂમિકા છે, જ્યારે બીજી દ્વિતીય ભૂમિકા છે.

(૨૮૨) ધર્મના બે પ્રકાર છે–સામાન્ય અને વિશેષ. અહિંસા, સત્ય, અસ્તેય, સદાચાર અને ભગવદ્‌ભજનાદિ સામાન્ય ધર્મ છે અને પરંપરાગત ધર્મ એ વિશેષ ધર્મ છે.

(૨૮૩) કંચન–કામિનીના મોહમાંથી છૂટી શકનાર આત્મા હજી નીકળશે, પરંતુ કીર્તિના મોહમાંથી બચનાર તો કોઈ વિરલ આત્મા જ મળી શકશે.

(૨૮૪) નયદૃષ્ટિ ભાવના માટે છે. વસ્તુસ્થિતિ જણાવ-

ાર પ્રમાણજ્ઞાન છે. જ્ઞાનનું અનંતર ફળ હેયમાં હાન-બુદ્ધિ અને ઉપાદેયમાં ઉપાદાનબુદ્ધિ છે. તે શ્રી નવકારના સ્મરણથી દૃઢ થાય છે.

(૨૮૫) મારી પાસે એક દીવો છે, કે જે મારી જીવનયાત્રામાં આવતા ખાડા ટેકરાનું દર્શન કરાવી મને સાચો માર્ગ બતાવે છે. એ દીવાનું નામ છે અનુભવ.

(૨૮૬) સુખ ભોગવવું તે મુડી ખાઈ જવા બરાબર છે. દુઃખ ભોગવવું તે દેવું ચૂકવીને કરજ ઉતારવા બરાબર છે.

(૨૮૭) જેમ સ્વપ્નનું રાજ્ય આંખ ખુલતાં ચાલ્યું જાય છે, તેમ જાગ્રતનું રાજ્ય આંખ બંધ થતાં જવાનું જ હોય છે.

(૨૮૮) પોતાના સુખમાંથી બીજાને ભાગ આપવો અને બીજાના દુઃખોમાંથી પોતે ભાગ લેવો. તેમ કરવાથી આંખ બંધ થયા બાદ પણ સુખ સાથે જ રહે છે.

(૨૮૯) સંપત્તિ ક્રોડોની હોય, પણ જો માતા-પિતાદિ વડીલ જનોના આશિર્વાદ ન હોય તો અંતરમાં સુખ થતું નથી.

(૨૯૦) સંસારનું ચિંતન ન કરવું તે તેનો ત્યાગ છે અને સંસારનું ચિંતન કરવું તે રાગ છે. સંસારનું ચિંતન ન કરવાનો ઉપાય પરમાત્મા પ્રત્યે આત્મનિવેદન-આત્મ-સમર્પણ છે.

(૨૯૧) મરતાં પહેલાં વૈરનો ત્યાગ કરીને મરવું. જેનું મરણ સુધરે, તેનું બધું જ સુધર્યું જાણવું.

(૨૯૨) ભગવાનની આજ્ઞા માનવા માટે જે સર્વસ્વનો ત્યાગ કરતાં પણ અચકાતો નથી, તે જ પરમાત્માના પ્રચુર સામ્રાજ્યને પ્રાપ્ત કરે છે.

(૨૯૩) સંસારનાં સુખ જ્યારે વિષના કટોરા જેવા લાગે છે, ત્યારે જ ભક્તિનો સાચો રંગ લાગે છે.

(૨૯૪) સંસારમાં રાગ વિષયીને છે, ભગવાનમાં રાગ ભક્તને છે અને જે રાગરહિત છે તે ભગવાન છે.

(૨૯૫) જો પરમાત્મામાં રાગ નહિ હોય, તો ત્યાગ કર્યો હશે છતાં ત્યાગનો અનુબંધ નહિ પડે. જે આત્મારામી કે ભગવત્પ્રેમી નહિ હોય, તે બીજાઓની સાથે રાગ-દ્વેષ કર્યા વિના રહી શકશે નહિ.

(૨૯૬) સંસારના જંગલથી છૂટી શકાય છે, પરંતુ કુશાસ્ત્રની પકડથી છૂટવું એ પ્રભુકૃપા વિના અતિ અતિ કઠિન છે.

(૨૯૭) પેટમાં ગયેલું ઝેર વમન આદિ ઉપાયો દ્વારા સહેલાઈથી દૂર કરી શકાય છે, જ્યારે કાન દ્વારા પ્રવેશ પામેલ મિથ્યા ઉપદેશ રૂપી ઝેરનું નિવારણ કરવું ઘણું કઠણ છે. પેટમાં ગયેલું ઝેર જો નુકશાનકારક બને, તો પણ એક વખતના મૃત્યુ માટે થાય છે, જ્યારે કુસંસ્કારોનું ઝેર અનેક ભવો સુધી દુઃખ અને મરણનું કારણ બને છે.

(૨૯૮) સાચો શ્રીમંત તે છે, કે જેને જે મળેલ છે તેમાં સંતોષ છે અને મળેલમાં જેને સંતોષ નથી તે જ સાચો દરિદ્રી છે.

(૨૯૯) સજ્જનો બીજા તરફથી પ્રાપ્ત થતા દુઃખો ભોગવીને રાજી થાય છે, જ્યારે દુર્જનો બીજાને ભયંકર દુઃખો આપીને રાજી થાય છે.

(૩૦૦) પરનિંદામાં ખૂશ થનારો ક્રૂર છે અને સ્વ-પ્રશંસામાં પ્રસન્ન થનારો આત્મઘાતી છે.

(૩૦૧) દાન, તપ અને વિદ્યાભ્યાસ માટે હંમેશાં અત્યંત અભિલાષી રહેવું સારૂં છે.

(૩૦૨) યાદ તો દુર્જન-સજ્જન બન્નેની રહે છે, પરંતુ દુર્જનની યાદ ઘૃણા ઉપજાવે છે અને સજ્જનની યાદ અમી વર્ષાવે છે.

(૩૦૩) ઉત્તમ પુરૂષો થોડા ઉપકારનો પણ ઘણો બદલો આપે છે, જ્યારે અધમ માણસો ઘણા ઉપકારના બદલામાં પણ અપકાર કરવામાં જ તત્પર રહે છે.

(૩૦૪) ભગવાનની સેવા અને ભક્તિ ભક્તના હૃદયમાં ભગવદાકાર વૃત્તિ ઉત્પન્ન થાય તે માટે છે.

(૩૦૫) અંતઃકરણની વૃત્તિ ભગવદાકાર રૂપ થઈ જવી તે ખરૂં પૂજન છે. પોતાની ક્ષુદ્રતા ટાળવા માટે પરમાત્માનું પૂજન આવશ્યક છે. પૂજન વડે ભક્ત ભગવાનની જેમ સમર્થ બને છે.

(૩૦૬) એક વખતના જુગારે જેમ મહાભારતના યુદ્ધને જન્મ આપ્યો, તેમ એક જ દુર્ગુણ અનેક વિપત્તિઓને નોંતરે છે.

(૩૦૭) જગત અને અગ્નિ બન્ને સરખાં છે. અગ્નિથી સુંદર ભોજન બનાવી શકાય છે અને સળગી પણ શકાય છે. જે જગતના અજ્ઞાનીને રાગનું કારણ બને છે, તે જગત જ્ઞાનીને વૈરાગ્યનો હેતુ થાય છે.

(૩૦૮) જો અહિંસાનું અમૃત ન હોત, તો હિંસાનું વિષ જગતને ભસ્મ કરી દેત.

(૩૦૯) માંદાઓને જોઈને જેને સુગ ચડતી નથી અને દયા પ્રગટે છે, તે સાચો સજ્જન છે.

(૩૧૦) દેવામાં દાનતની, મુશ્કેલીમાં મિત્રની, રણમાં શૌર્યની અને સંકટમાં સ્ત્રીની પરીક્ષા થાય છે.

(૩૧૧) સ્વજનની યાદ રૂપે એકાદ દોષમાંથી મુક્ત થવાની પ્રતિજ્ઞા, એ જ તેનું સાચું સ્મરણ છે.

(૩૧૨) કેવળ જર, જમીન અને જોરૂ જ નહિ, પણ જો તાત્ત્વિક દૃષ્ટિએ વિચારીએ તો તે માટેની સમદૃષ્ટિનો અભાવ જ કજિયાનું મૂળ છે.

(૩૧૩) વડીલોના પ્રેમાશ્રુ જેવો કોઈ ઉત્તમ અભિષેક માનવીના શ્રેય માટે નથી.

(૩૧૪) જેની આંખમાં કરૂણા છે, હૃદયમાં વાત્સલ્ય છે, વાણીમાં પરોપકાર છે અને કંઠમાં કોમળતાભરી કવિતા છે, તે જ જગતને કરૂણામય અને કલ્યાણમય બનાવી શકે છે.

(૩૧૫) એકાદ સારૂં લક્ષણ પણ એવું આપણે વિકસાવીએ, કે જે જગતમાં સર્વનું લક્ષ્યબિન્દુ બની જાય.

(૩૧૬) મર્યાદાની વાડ વિના માનવતાની વાડી લેલાઈ શે-નાશ પામી જશે, માટે મર્યાદાપાલનમાં જાગતાં રહેવું ખૂબ જ જરૂરી છે.

(૩૧૭) શ્રી પંચપરમેષ્ઠિ જ જીવનમાં રક્ષણ, શરણ અને ાન્તિ આપી શકે છે. આનો જેમ જેમ અનુભવ થાય છે, મ તેમ વધારે પ્રતીતિ અને બહુમાન ઉપજે છે.

(૩૧૮) બ્રહ્મની પ્રાપ્તિ કેવલ પાંડિત્ય વડે થતી નથી, રંતુ અનુભવી સંતોની ભક્તિ અને કૃપા વડે દૃષ્ટિનું ઉદ્-ાટન થાય છે.

(૩૧૯) કર્મક્ષય નિમિત્તે, પ્રભુપ્રીતિ અર્થે અને શાસ્ત્રા-ાના પાલન માટે જે ભક્તિ થાય છે, તે જ સાત્ત્વિક ક્તિ સમજવી.

(૩૨૦) પાંચ વિષયોની લાલચે, યશ-કીર્તિના લોભે ને ઐશ્વર્ય નિમિત્તે જે ભક્તિ થાય છે, તે રાજસ ાક્તિ જાણવી.

(૩૨૧) હિંસાની ભાવનાથી અથવા દંભ અને માત્સર્ય ાાદિ મલિન હેતુથી જે ભક્તિ થાય છે, તે તામસ ભક્તિ ાણવી.

(૩૨૨) શ્રવણ, અર્ચન, વંદન, કીર્તન, પાદસેવન, મરણ, દાસત્વ, સખ્યત્વ અને આત્મનિવેદન-એ મુજબ ભક્તિના નવ પ્રકારો પણ કહ્યા છે.

(૩૨૩) વાસ્તવિક જ્ઞાન તે છે, કે જેથી અંતરમાં રમાત્માનો અનુભવ કરી શકાય.

(૩૨૯) મનુષ્યની ચિત્તવૃત્તિ નામ અને રૂપાત્મક વસ્તુને સહેલાઈથી ગ્રહણ કરનારી હોવાથી પરમાત્મતત્ત્વ-નામ અને રૂપાત્મક સ્વરૂપે ઉપાસવામાં આવે છે. ઈશ્વર-તત્ત્વનાં તે સાંકેતિક તનુઓ છે.

(૩૩૦) પ્રભુ પાસે ઝડપથી કેવી રીતે પહોંચી શકાય? માથે ઉઠાવેલો ભાર–અહંતા–મમતા રૂપી મિથ્યાભિમાન મૂકી દે, એટલે ઝડપથી પ્રભુ પાસે પહોંચી શકાશે.

(૩૩૧) શુભ વિચારને જ સાચી શક્તિ–અણુ શક્તિ-કહી શકાય. શુભ વિચાર પ્રયત્નથી જ આવે છે. જે પોતાના વિચાર સંબંધમાં સજાગ હોતો નથી, તે પોતાની શક્તિ ખોઈ બેસે છે.

(૩૩૨) વ્યાક્ષેપ અને વ્યામોહરહિત થતું ધ્યાન તે શુક્લધ્યાન છે. વ્યાક્ષેપ એટલે ચંચળતા અને વ્યામોહ-એટલે મલિનતા. ભાવનાથી મલિનતા જાય છે અને એકા-ગ્રતાથી ચંચળતા જાય છે.

(૩૩૩) મન એ મનુષ્યની વિરલ સંપત્તિ છે. એની શક્તિઓ અમાપ છે, એની ક્રિયાશીલ શક્તિઓ અમાપ છે અને સુપુપ્ત–પ્રચ્છન્ન શક્તિઓ પણ અમાપ છે. યોગ્ય પ્રયત્નથી તે બધી શક્તિઓ કામ કરતી થઈ શકે છે. એ પ્રયત્નનું નામ સંયમ છે.

(૩૩૪) શાન્તિનું – નિરુપાધિકતાનું – અક્ષુબ્ધપણાનું અને નિર્વિકારીપણાનું સુખ સામાન્ય સુખોથી જુદું છે. તેને-

નિત્ય સુખ, આત્મસુખ, ચિત્સુખ કહે છે. તેને સત્ય સુખ પણ કહેવાય. એને ઓળખવા માટે સચ્ચિદાનંદ અથવા નિર્વિકલ્પ ચિન્માત્રસમાધિ પણ કહે છે. બુદ્ધિ અને બોધ આત્મામાં સ્થિર થયો, એટલે તે સુખ આવી મળે છે. તેથી જેની પ્રજ્ઞા સ્થિર થઈ, તેનું જીવન સુખી થયું એમ કહ્યું છે.

(૩૩૫) મનનાં સુખ–દુઃખ એ માણસનાં સુખ–દુઃખ નથી. માનસિક સુખ–દુઃખની વ્યાખ્યા અને જીવનની દૃષ્ટિથી સુખ–દુઃખની વ્યાખ્યામાં ફેર છે. શરીરને સુખ આરોગ્યથી છે પણ બળથી નહિ. આરોગ્યને સુખ ઔષધથી છે પણ મીઠાઈથી નહિ. જે સુખોથી મનને હર્ષ થાય છે, તે ખરાં સુખ નથી. ખરાં સુખ શાન્તિમાં છે પણ ચિત્તના ખળભળાટમાં નહિ.

(૩૩૬) માનવ પાસે સર્વશ્રેષ્ઠ શક્તિ ધરાવતું મન છે. તેને જો પરમ તત્ત્વ સાથે સતત જોડાયેલું રાખવામાં આવે, તો માનવ મહા માનવ અને પૂર્ણ માનવ પણ બને છે.

(૩૩૭) અહંને ભૂલી મનની પ્રચંડ શક્તિ જ્યારે અર્હંને નમે છે અને સંપૂર્ણ શરણાગતિ સ્વીકારી મન જ્યારે અર્હંમય થઈ જાય છે, ત્યારે ત્રૈલોક્યપૂજ્ય શ્રી અરિહંતદેવની અચિન્ત્ય શક્તિ તેને અદૃશ્ય રીતે સહાય કરે છે. શુભની ઉદ્‌વર્તના, અશુભની અપવર્તના તથા સંક્રમ વગેરે કરણો અને સંવર–નિર્જરાની પ્રક્રિયા વડે આત્મા સ્વયં શક્તિશાળી બની ધારેલું કાર્ય સિદ્ધ કરે છે.

(૩૩૮) પ્રેમ એ ક્રિયા (activity) નથી. પ્રેમ

સત્તાની એક સ્થિતિ (State of Being) છે. અહિંસા એ પ્રેમનો અભાવ નથી પણ સંબંધનો અભાવ છે. પ્રેમ સંબંધ નહિ પણ સ્થિતિ (State) છે. અહિંસા એટલે શ્રી વીતરાગપ્રેમ.

(૩૩૯) પોતાના હૃદયમાં ઉંડા ઉતરીને જે મનુષ્યો વિચાર કરશે, તેઓને પરમાત્મા વિષે શંકા રહેશે નહિ. જે માણસ હૃદયમાં ઉતરી જઈ પ્રશાન્ત બને છે, તે જ માણસ પરમાત્માને જોઈ શકે છે.

(૩૪૦) વિચાર એ વસ્તુ છે. સારા વિચાર માણસના જીવનમાં જરૂર સારા ફેરફાર કરી શકે છે. સારા વિચારની અસર માણસ પોતે જ સમજી શકે છે.

(૩૪૧) જેમ રોગ આગંતુક છે, તેમ બધાં દુઃખ પણ આગંતુક છે. જેમ રોગ નિવૃત્ત થાય ત્યારે પોતાની મેળે ખબર પડી જાય છે, તેમ આત્માનો સ્વભાવ પ્રગટ થાય ત્યારે પોતે જ પ્રમાણભૂત થાય છે.

(૩૪૨) તત્ત્વજ્ઞાનની શુદ્ધિ અનેકાન્તવાદથી થાય છે, પ્રયત્નની પુષ્ટિ તત્ત્વજ્ઞાનથી થાય છે અને પ્રયત્નની શુદ્ધિ મોક્ષના ઉદ્દેશથી થાય છે.

(૩૪૩) ગુણબહુમાન પૂર્વકની ભક્તિ સકલ કલ્યાણ-કારિણી છે. એકલી ભક્તિ કે એકલા ભગવાન નહિ, પણ ગુણો અને ઉપકારનો ખ્યાલ ઉપજતાં બહુમાનપૂર્વક કરાતી ભક્તિ કલ્યાણકારિણી છે.

(૩૪૪) બુદ્ધિને જો અનુકૂળ મન અને મનને જો અનુકૂળ ઇન્દ્રિયો હોય, તો જીવનનો વ્યવહાર આત્માને અનુકૂળ થાય છે. એથી વિપરીત જો ઈન્દ્રિયોની પાછળ મન અને મનની પાછળ બુદ્ધિ જાય, તો અનર્થકારક થાય છે.

(૩૪૫) જો ઘોડેસ્વારના હાથમાં લગામ અને લગામના હાથમાં ઘોડો હોય, તો નિયત કરેલા સ્થાને સહેલાઈથી પહોંચી શકાય છે; પણ જો ઘોડાના તાબામાં લગામ અને લગામના તાબામાં સવાર હોય, તો નિયત કરેલા સ્થાને પહોંચવાની આશા રહેતી નથી. ઇન્દ્રિયો એ ઘોડા છે, મન એ લગામ છે અને બુદ્ધિ એ સવાર છે.

(૩૪૬) જો બુદ્ધિ રૂપી નાવ મન રૂપી પવનને વશ થાય, તો તે તારી શકે નહિ પણ ડુબાડી દેવામાં કારણ બને.

(૩૪૭) તિર્યંચમાં પરનું કાર્ય કરવાપણું દબાણથી અકામપણે છે, માનવમાં તે સકામપણે-ભાવથી છે અને સિદ્ધોમાં તે સ્વભાવથી છે, તેથી દરેકના સુખની માત્રા ઉત્તરોત્તર અધિક છે.

(૩૪૮) દયાથી ક્ષમા અને ક્ષમાથી દયા એ પરસ્પર પોષક છે. દાનથી શમન અને શમનથી દાન એમ પરસ્પર પૂરક છે. દમનથી દાન્તતા અને દાન્તતાથી દમન-એમ એક જ અર્થને કહેનાર બે વસ્તુ છે. દાનથી સંતોષવૃત્તિ પોષાય છે અને દયાથી ક્ષમાધર્મ પોષાય છે. દમનથી ઈન્દ્રિયોનો અસંયમ દૂર થાય છે. દયા, દાન અને દમન-એ ત્રણ વસ્તુઓની આવશ્યકતા જો જન્માન્તર માને તો જ સિદ્ધ થાય.

(૩૪૯) ચાર ગતિમાં નિત્ય ઉદ્વેગ એટલે ભવનિર્વેદ અને આત્મસ્વરૂપમાં નિત્ય રમણ એટલે મોક્ષાભિલાષ–સંવેગ.

(૩૫૦) દોષોનો નાશ, આવરણોનો વિલય, બુદ્ધિનું તારતમ્ય, જ્ઞાનની અપ્રાપ્યકારિતા અને શાસ્ત્રોની અવિસંવાદિતા–એ પાંચ વડે શ્રી વીતરાગ, સર્વજ્ઞ અને સર્વદર્શી પુરુષોની સત્તા સપ્રમાણ સાબીત થાય છે.

(૩૫૧) માર્ગાનુસારિતા એટલે મોક્ષમાર્ગને અનુસરવાપણું. તેને તત્ત્વાનુસારિતા અને સત્યાનુસારિતા પણ કહેવાય. ભવ અને મોક્ષને યથાર્થ સ્વરૂપે સમજવા માટે આ માર્ગાનુસારિનાં ગુણો સહાયકારક છે, કેમ કે–તેમાં અતત્ત્વાભિનિવેશ નથી. દુરભિનિવેશ તત્ત્વવિચારણામાં બાધક છે. તત્ત્વવિચારણા વડે જ તત્ત્વવિચારણા ગુણ પ્રાપ્ત થઈ શકે છે.

(૩૫૨) કોઈ પણ એક સ્થૂલ કે સૂક્ષ્મ વસ્તુમાં મનને રોકવું તે ધારણા, તે જ વસ્તુ વિષે એકાગ્ર ચિત્તે વિચાર કરવો તે ધ્યાન અને એમ કરવા જતાં ચિન્ત્ય વિષયમાં એક રૂપ જેવી અવસ્થા અનુભવવી તે સમાધિ. મનની આ ત્રણ ભૂમિકા એ જ મનનો સંયમ છે. અર્થાત્ ધારણા, ધ્યાન અને સમાધિ એક વિષયમાં થાય તેનું નામ સંયમ છે. પ્રયત્નથી જ આવો સંયમ સિદ્ધ કરી શકાય છે.

(૩૫૩) જ્ઞાનથી પરમાત્માને જાણી શકાય છે, પ્રેમથી તેને પામી શકાય છે અને જ્ઞાનથી તેને મેળવી શકાય છે.

(૩૫૪) કર્મના સ્વરૂપનો વિચાર કરવાથી નમ્રતા આવે છે અને ધર્મનો વિચાર કરવાથી નિર્ભયતા આવે છે.

(૩૫૫) આચારશૂન્ય વિચાર પાંગળો છે અને વિચાર-શૂન્ય આચાર આંધળો છે. પાંગળો આંધળાની પીઠ ઉપર ચઢીને અને આંધળો પાંગળાનું માર્ગદર્શન મેળવીને ઈષ્ટ સ્થાને પહોંચી શકે છે.

(૩૫૬) જ્ઞાન એટલે બુદ્ધિ વડે જાણવું અને વિજ્ઞાન એટલે જીવનમાં અનુભવવું. જે જ્ઞાન આચરણ અને કૃતિ દ્વારા આત્મસાત્ કરવામાં આવે, તે વિજ્ઞાન બને છે.

(૩૫૭) સંકુચિત આત્મીયતામાંથી મોહ પેદા થાય છે અને તે દેહવિયોગ પ્રસંગે શોકનું કારણ બને છે.

(૩૫૮) શક્તિ પરમાત્માની કૃપાથી મળે છે અને પરમાત્મકૃપા હૃદયની નિર્મળતામાંથી સાંપડે છે. હૃદયની નિર્મળતાનું અમોઘ સાધન શુભ વિચારો છે.

(૩૫૯) વીતરાગ એ શુદ્ધ આત્માનું વિશેષણ છે. વીતરાગ પરમાત્મા એ મારૂં જ પરિશુદ્ધ સ્વરૂપ છે. પરમાત્માનું ધ્યાન એ મારા જ શુદ્ધ આત્માનું ધ્યાન છે.

(૩૬૦) જો ધન, સત્તા અને કીર્તિને ટકાવી રાખવાની ભાવના જાગી અથવા એ ત્રણમાંથી એકને પણ સાચવવાની વૃત્તિ જાગી, તો જીવનમાર્ગમાં દુઃખનાં ડુંગરો રચાવા લાગે છે.

(૩૬૧) કૃતજ્ઞતા ગુણની સિદ્ધિ માટે બીજાથી જ આપણું થાય છે—એમ માનવું જોઈએ. અપ્રમાદ ગુણની સિદ્ધિ માટે જો આપણે કરીએ, તો જ આપણું થાય—એમ માનવું જોઈએ.

(૩૬૨) જેનો સંકલ્પ મોટો તે માણસ મોટો. બીજાના સુખ માટેનો સંકલ્પ એ શ્રેય છે અને પોતાના સુખ માટેનો સંકલ્પ એ પ્રેય છે. પરાર્થ વૃત્તિવાળાનો સંસાર પણ શ્રેય માટે થાય છે અને સ્વાર્થ વૃત્તિવાળાની ભક્તિ પણ પ્રેય માટે થાય છે.

(૩૬૩) સંયમ, બુદ્ધિ, ભાવના, શાન્તિ અને સુખ—એ અનુક્રમે એકબીજાનાં સાધનો છે. સંયમ વિના બુદ્ધિ નથી, બુદ્ધિ વિના ભાવના નથી, ભાવના વિના શાન્તિ નથી અને શાન્તિ વિના સુખ છે જ નહિ.

(૩૬૪) અહંકાર અને આત્મવિશ્વાસ એ બે જુદી ચીજ છે. અહંકાર એ મનુષ્યના ક્ષુદ્ર વ્યક્તિત્વનું પ્રતિબિંબ છે અને તે મનુષ્યના પતનનો હેતુ છે, જ્યારે આત્મવિશ્વાસ એ તેનામાં રહેલી સનાતન શક્તિઓનો પ્રાદુર્ભાવ છે. આત્મ-વિશ્વાસ મનુષ્યને ઉન્નત બનાવે છે અને ગૌરવ અપાવે છે.

(૩૬૫) શરીર ભોગ માટે નથી પણ ભક્તિ માટે છે. આ સમજણ એટલે બ્રહ્મચર્ય. એમાં બ્રહ્મદૃષ્ટિ અને બ્રહ્મ નિષ્ઠા રહેલી છે.

(૩૬૬) નિષ્ક્રિય જીવનની સાથે જે કોઈ વાંચન થાય, તેમાં વિચારોનો ગુંચવાડો વધે છે. વિચાર ઉકલતા નથી, પણ જે કાર્ય કરે છે તેને એક નિશ્ચિત દિશા મળે છે અને કાર્યક્રમ મળે છે.

(૩૬૭) ક્રિયાથી ભેદ, ભાવથી અભેદ અને જ્ઞાનથી ભેદાભેદશૂન્ય—એ ત્રણ પરસ્પર મળીને કાર્ય થાય છે.

(૩૬૮) એકાન્ત વ્યવહારને જ ખેંચે તે અપરિણુત અને એકાન્ત નિશ્ચયને જ ખેંચે તે અતિ પરિણુત, પરંતુ વ્યવહાર-નિશ્ચય ઉભયને બરાબર માને તે પરિણુત.

(૩૬૯) લાકડાને જો બાળવું હોય, તો તેને માટે જેટલી ગરમીની જરૂર હોય તેટલી ગરમી આપવી જોઈએ; તેમ અહંકારને બાળવા માટે જેટલી ભક્તિની જરૂર હોય તેટલી ઉત્પન્ન થવી જોઈએ.

(૩૭૦) બહારના યુદ્ધથી કદાચ દેશ જીતાય, પરંતુ અંદર કામ અને ક્રોધ સાથે યુદ્ધ કરવાથી દેશ અને કાળ બંને જીતાય છે.

(૩૭૧) ધનવૃદ્ધિના સ્થાને જીવનવિકાસ એ જ જીવનનું ધ્યેય બનવું જોઈએ. સાચી સેવા ધનથી નહિ પણ તન અને મનથી થાય છે.

(૩૭૨) આપણે જ્યારે એકબીજાને મળીએ છીએ, ત્યારે હાથ જોડીને પગે લાગીએ છીએ. એનો અર્થ એ જ છે કે-હું અને તમે એક છીએ.

(૩૭૩) દરેક આત્મા તત્ત્વથી પરમાત્મા છે. અંદર રહેલા આ પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્ અનુભવ કરવો, એ ધર્મ માત્રનું ધ્યેય છે. તેને નિષ્કામ કર્મથી, ભક્તિથી, યોગથી અને તત્ત્વદર્શનથી એક યા અનેક સાધનો વડે સ્થિર કરો, એ ધર્મનો સાર છે.

卐

# સુધા બિન્દુ

* દયા અને દાન—એ ઉર્ધ્વગતિ ગમનની બે પાંખો છે. * શ્રદ્ધા અને પુરૂષાર્થ—એ બે વિજયના માતા—પિતા છે. * સત્ય અને પ્રેમ એ વિશ્વની અમોઘ શક્તિ છે. * પ્રેમનો ધર્મ સેવા છે અને પ્રેમની ભાષા મૌન છે. * સાચું સુખ અને સૌંદર્ય આત્મામાં જ છે. * સૌંદર્ય અને યૌવન એ બંનેની શોભા શીલ અને સંયમમાં છે. * તર્ક તકરાર કરાવે છે અને શ્રદ્ધા એકરાર કરાવે છે. * અદેખાઈ અને ઈર્ષા એ દુઃખનાં મૂળ છે. * ભાગ્ય એ બંધ તીજોરી છે અને પુરૂ-પાર્થ તેની ચાવી છે. * અર્થનું કામ ચક્કરને વધારે છે અને પરમાર્થનું કામ ચક્કરથી મુક્તિ અપાવે છે. * તપનું અજીર્ણ ક્રોધ અને જ્ઞાનનું અજીર્ણ અભિમાન છે. * ગર્વને જ્યાં સ્થાન નથી એ ગૌરવનું સ્થાન છે. * વિવેક વિનાના વાણી કે વિચારની કિંમત નથી. * મનડું સવળું તો નિત્ય દીવાળી છે અને મનડું અવળું તો હૈયાની હોળી છે. * દરેક કાર્યમાં આશય અને ધ્યેય શુદ્ધ રાખો. * પરમાત્માની સ્મૃતિ એ જ સાચી સંપતિ અને વિસ્મૃતિ એ જ ખરી વિપત્તિ. * આચરણ વિનાની વિદ્વત્તા અંધના આંજણ જેવી છે. * જો સાચી શ્રદ્ધા અને સાચી ભક્તિ હોય તો ગમે તેવું અઘરૂં કામ પાર પડે છે. * નિષ્ક્રિય ઉંડા જ્ઞાન કરતાં સક્રિય સાદી સમજ મહાન છે. * દુઃખને સહી લેજો અને

સુખને વહેંચી લેજો. * જે માનવી તૃષ્ણામુક્ત છે, તે આ સંસારમાં સૌથી વધુ શ્રીમંત છે. * પશ્ચાત્તાપ એ પરમાત્માની નજીક લઈ જનારૂ સ્વર્ગીય ઝરણું છે. * બીજાનું ભલું કરીને વિનમ્ર રહેનાર મહાપુરૂષ છે. * જ્યારે અનિષ્ટ આવે, ત્યારે ઈષ્ટનું શરણું સ્વીકારજો. * જ્ઞાન તો અક્ષય પાત્ર છે અને તે જેટલું પીશો તેટલું વધશે. * નમે એ સૌને ગમે. * પોતે પોતાને નાનો સમજવાવાળો મનુષ્ય વાસ્તવમાં બધાથી ઊંચો છે. * વિનય એ મોટું વશીકરણ છે. * નમ્રતા રાખનાર ચઢે છે અને અભિમાની નીચો પડે છે. * ધર્મનું મૂળ વિનય છે અને વિનયનું મૂળ મર્યાદા છે. * તાકીને તીખા ટકોરા મારે, છતાં તેના પ્રત્યે પણ તિરસ્કાર ન સેવે તેનું નામ તપસ્વી. * માન પામે એ નહિ, પણ માન પચાવે એ મહાન કહેવાય. * આનંદી સ્વભાવ એ ઔષધનું કામ કરે છે. * સત્ય એ સંસારનું માનસિક ધન અને પ્રસન્નતાની જનની છે. * વર્તનમાં બાળક બનો, સત્યમાં યુવાન બનો અને જ્ઞાનમાં વૃદ્ધ બનો. * દાન વિનાની દોલત એ જીવ વિનાના દેહ જેવી છે. * માણસ કરતાં માણસાઈ મરી જાય તે ભયંકર છે. * ગુણોને ગ્રહણ કરનારના જીવનમાં સારા ગુણો આવે છે. * નિંદાખોર ઘણા ગુણોને જતાં કરી અવગુણની શોધ કરે છે. * મહાન પુરૂષોની પ્રતિજ્ઞા પત્થરમાં કોતરેલા અક્ષરો જેવી છે. * માનવજન્મ રૂપી શ્રેષ્ઠ વૃક્ષનું ફળ સંયમપ્રાપ્તિ છે. * ગુરૂ આજ્ઞાનું પાલન એ બધા ગુણો કરતાં વધારે છે. * જ્યાં પક્ષપાત હોય, ત્યાં સત્ય ઘવાય છે. * કાર્ય-

સિદ્ધિને માટે તપ એ પહેલું મંગલ છે. * સાતેય વ્યસનોનો ત્યાગ કરજો, પણ દાન દેવાના વ્યસનને કદી છોડશો નહિ. * ભૂલ થવી એ સ્વાભાવિક છે, પણ થયેલી ભૂલનું પ્રાયશ્ચિત્ત ન લેવું એ અસ્વાભાવિક છે. * સ્વેચ્છાએ સ્વીકારેલ નિયમ એ બંધન નથી પણ સંયમ છે. * વિકારોને જીતવા એ જ સાચો વિજય છે. * પારકા માટે પગથિયું ન બની શકો તો કાંઈ નહિ, પણ ખાડો તો ન જ બનો. * અલંકારો કરતાં સદ્‌ગુણોથી મનુષ્ય વધારે શોભે છે. * પોતાના અનુભવથી જે પ્રેરણા મળે છે, એ કહેવાથી કે સાંભળવાથી નથી મળતી. * હંમેશાં સત્ય બોલો અને તે જ સુખ તથા ખુશીનો મૂળ મંત્ર છે. * આત્માને ઓળખવો એ જ સાચી વિદ્યા છે અને તેને બાધ કરનારી બીજી બધી અવિદ્યા છે. * હંમેશાં શું થશે? તેનો વિચાર ન કરો, પણ શું કરવું છે? તેનો વિચાર કરો. * ચિત્તની શુદ્ધિ ભોજનની શુદ્ધિ ઉપર નિર્ભર છે. * જીવનને વર્ષોથી નાહ, પણ સારા કામોથી માપો. * વૈદ્યનું કામ વિધિ બતાવવાનું છે, જ્યારે દવાનું સેવન તો રોગીએ પોતે જ કરવાનું છે. * યોગ્ય કારીગરના હાથમાં આવેલો અણઘડ પાષાણ પૂજ્યતાને પ્રાપ્ત કરે છે. * ક્ષમા આપવી અને માગવી એ વીરત્વનું લક્ષણ છે. * ગંભીરતા માનવીનો સર્વતોમુખી ગુણ છે. * સૌના મિત્ર થવા માટે સૌથી મિત્રતા રાખવી એ અમોઘ છે. * ભૂખ્યાનો ભોજન આપો, દુઃખીને દિલાસો આપો અને હારેલાને હિંમત આપો. * મોટાઈનું માપ ગુણોથી મપાય છે, પણ વૈભવ કે વયથી

નહિ. * આળશ એ જીવતા મનુષ્યની કબર છે. * ટૂંકી દૃષ્ટિવાળામાં ઈર્ષા પ્રવેશ કરે છે. * સારા ગ્રંથો સારા મિત્રોની ગરજ સારે છે. * દુઃખ એ આપણી થયેલી ભૂલોની શિક્ષા છે. * અનીતિનો આરંભ એ વિપત્તિનું આમંત્રણ છે. * જો ખરી શાન્તિ ચાહતા હો, તો ખામોશ રાખો. * પ્રભુની સાચી ભક્તિ તેઓની આજ્ઞાપાલનમાં રહેલી છે. * સત્યને સાક્ષી કે સોગન કશાની જરૂર નથી. * ખરાબ વિચાર કરવા તે ઝેર પીવા સમાન છે. * સદાચારી જીવન એ જ સારા થવાનો ઉપાય છે. * જ્ઞાની પુરૂષોએ ચીંધેલ માર્ગે શ્રદ્ધા રાખીને ચાલો. * બે કાન છે, માટે બંને બાજુનું સાંભળીને નિર્ણય કરો. * શીલભ્રષ્ટ મનુષ્યનું જીવન એ પ્રાણ વિનાના કલેવર જેવું છે. * ખાંડીભાર શબ્દો કરતાં શેરભાર વર્તનનાં મૂલ્ય ઝાઝાં છે. * મહાન પુરૂષો જે રસ્તે ગયા તે રાજમાર્ગ છે. * ખાવામાં અને બોલવામાં જીભ ઉપર કાબૂ રાખો. * ખરો શિષ્ય જ સાચો ગુરૂ બની શકે છે. * સદ્‌ગ્રંથોનું વાંચન કલ્યાણ મિત્રની ગરજ સારે છે. * ક્રોધના આવેશમાં વિચારશક્તિ હણાઈ જાય છે. * સંયોગને અંતે વિયોગ હોય છે. * સારૂં કામ કાલને બદલે આજે જ કરો. * દિલસોજીવાળું વચન અમૃતની ગરજ સારે છે. * દૃઢ સંકલ્પ વિના મહાન કાર્યો થઈ શકતાં નથી. * બુદ્ધિ પ્રાપ્ત થયાનું ફળ તત્ત્વની વિચારણા છે. * જેના હૃદયમાં ધર્મ વસે છે, તેને દેવો પણ નમસ્કાર કરે છે. * દેશકાલને ઉચિત ક્રિયા કરનારો સીદાતો નથી. * ઉપદેશકના અભાવે મનુષ્ય પણ પશુ જેવું આચરણ કરે

છે. * યશની ઈચ્છાવાળાએ લોકની વિરૂદ્ધ આચરવું નહિ. * ઘરના આંગણે આવેલો મનુષ્ય આદરમાનને પાત્ર છે. * ધર્માચરણ એ જ આત્મોન્નતિનું સાધન છે. * બુદ્ધિ બે ધારી તલવાર છે અને તેનો પરમાર્થના કાર્યમાં ઉપયોગ કરો. * નીતિ, ન્યાય, પ્રમાણિકતા અને સદાચારને દૃઢતાથી સાચવો. * જ્યારે હિંસા વધે છે, ત્યારે દુઃખ વધે છે એ કુદરતી નિયમ છે. * આત્મગુણોનો વિકાસ એ જ સાચું જ્ઞાન છે. * માતા, પિતા, પાલક, વિદ્યાગુરૂ અને ધર્મ-ગુરૂઓના ઉપકારને કદી ન ભૂલો. * જીવનની ક્ષણે ક્ષણ અતિ કિંમતી છે, માટે એને એળે ન ગુમાવો. * પ્રભુભક્તિ જીવનને ધન્ય બનાવે છે. * કેળવાયેલી માતા સો શિક્ષકની ગરજ સારે છે. * ધર્મથી આ લોક અને પરલોકના સુખ મળે છે. * પ્રાણી માત્રના કલ્યાણની કામનાવાળા ઋષિ-મુનિઓના વચનોનો આદર કરો. * સારા પુસ્તકોનું વાંચન અને મનન સારા વિચારોનું ઉત્પાદક છે. * શુભ કાર્યના આરંભે મંગલ કરવું જોઈએ, જેથી વિઘ્નો દૂર થાય. * અનુકંપા પણ ધર્મપ્રભાવનાનું મોટું સાધન છે. * દુનિયા કેવી છે? તે જોવા કરતાં હું કેવો છું? તે તપાસો. * જરૂર કરતાં વધારે બોલીને શક્તિનો દુર્વ્યય ન કરો. * દયાળુ માણસ જ જગતના જીવોનું આશ્રયસ્થાન બને છે. * સાચો ગરીબ તે છે, કે જેને વારસામાં સુસંસ્કાર–ધન મળ્યું નથી. * અનિયમિતતા મનુષ્યને આગળ વધવા દેતી નથી. * આર્ય દેશની પ્રધાનતા અધ્યાત્મને આભારી છે. * ઉન્નતિનો માર્ગ સુખ અને સગવડો વચ્ચે થઈને પસાર

થતો નથી. * ક્રોધના આવેશમાં કોઈ પણ કાર્ય કરવું, તે તોફાની દરિયામાં નાવ ચલાવવા જેવું છે. * મનગમતું સૌ માણે, પણ અણગમતું નિભાવવું તેમાં જ ખરી મોટાઈ છે. * ચારિત્રની શુદ્ધિ વિના જીવનની ઉન્નતિની આશા વ્યર્થ છે. * સંતાનોને જેવા બનાવવા ચાહો, તેવા પહેલાં જાતે બનો. * જેટલી બાહ્ય વસ્તુની જરૂરીયાત ઓછી, તેટલું સુખ વધારે. * સહન કરી જાણે તેના જેવો બીજો કોઈ સુખી નથી. * નિંદા કરતાં પણ પ્રશંસાને સહન કરવી કઠણ છે. * વાણી એ વિલાસ માટે નથી પણ વિકાસ માટે છે. * પાત્રતા વિના પારસમણિ પણ અનર્થ કરનાર બને છે. * હારની કબર પણ જીતની ઈમારત રચનાર સિદ્ધિઓ મેળવે છે. * જેટલું દિલ ચોક્ખું, તેટલાં દોષો ખુંચે: જેમ આંખમાં કણું. * કેવળ દેહના ડાકડમાળમાં દટાઈ રહેવું એ અનાર્ય સંસ્કૃતિ છે. * સવારે ઉઠતાં જ વિચારો કે-મારે શું સત્કાર્ય કરવાનું છે ? * રાત્રે સૂતી વખતે વિચારો કે-મેં આજે શું સત્કાર્ય કર્યું ? * દિલ સાફ રાખો : સ્વચ્છ હૃદયમાં જ પ્રભુને પધરાવી શકાય છે. નિઃસ્વાર્થ ભક્તિ સર્વ ઈષ્ટ કાર્યોને સિદ્ધ કરે છે. * ઉપયોગ-પૂર્વકનું મૌન વાણી કરતાં પણ વધુ કાર્યકર બને છે. * તમારી વાણી એ તમારા વિચારોનો ધ્વનિ છે. * જો સારૂં પણ વચન મીઠાશથી કહેવાય, તો તેને સામો હર્ષથી ઝીલે. * સોનાની પણ લગડી જો હાથમાં ધગધગતી આપે, તો હાથમાં કોણ લે ? * જીવનપંથ ફૂલોથી નહિ પણ કંટકોથી છવાયેલો છે. * અગ્નિમાં તપ્યા પછી જ સુવર્ણમાં તેજ

આવે છે. * માણસ વિચારશીલ બને છે, એટલે વાતોડિયો મટી જાય છે. * જો અહંનો અભાવ હોય, તો જ જીવનનો પ્રભાવ પડે. * ભૂલથી પાપમાં પડે તે માનવ, પાપનો પસ્તાવો કરે તે દેવ અને પાપનો આનંદ માને તે દાનવ. * દાતાર, ભિક્ષુકોને પોતાના પુણ્યના દરવાજા માને. * સુંદર દેખાવું તેના કરતાં સુંદર બનવું એ વધુ શ્રેષ્ઠ છે. * સંતોષનું સુખ સર્વ પ્રકારની સમૃદ્ધિથી ઊંચું છે. * સારૂં લાગે તે સંગ્રહીને જીવનવિકાસના પંથે ધપતા જા. * સંગીતમય પ્રભુભક્તિ અનંત ફળ આપે છે. * કૃપણ ધનિક ભવિષ્યનો ભિખારી છે. * અભ્યાસ કે અનુભવ વિના અભિપ્રાય ન આપો. * કુસંપ એ સમાજશરીરને ફોલી ખાનાર કીડો છે. * અતિ ઉગ્ર પુણ્ય અને પાપ તરત જ ફળે છે. * દુઃખને હિંમત રાખીને સહન કરતાં શીખો. * પ્રભુભક્તિ એ આત્મગુણ-પુષ્ટિનું રસાયણ છે. * સાચું સુખ ભોગમાં નહિ પણ ત્યાગમાં છે. * ઈચ્છા એ માનસિક ક્ષુધા છે. * વિશ્વને ધારણ કરનાર તત્ત્વ સત્પુરૂષોમાં રહેલું ઔચિત્ય છે. * નમ્રતા એ દિવાલ છે અને તે અભિમાનને રોકે છે. * ઠંડા પાણીથી આગની જેમ નમ્ર અવાજથી ક્રોધ ઠંડો પડે છે. * ધર્મ વિનાનું જીવન પશુ સમાન છે. * સુખી અવસ્થામાં ગર્વ ન કરો. * પ્રાચીન શ્રેષ્ઠ મર્યાદાઓને દૃઢતાથી પાળો. * ઉદ્ભટ વેશ પહેરો નહિ. * ભક્ત-કાવ્યોને મધુર કંઠે મનનપૂર્વક બોલો. * કોઈને ખોટા આળ અને ગાળ ન આપો. * ખાર અને અદેખાઈ પોતાનેજ દુઃખી કરે છે. * શુભ કાર્ય કરવામાં વિલંબ કે

વાયદા ન કરો. * થયેલી ભૂલનો સરલ સ્વભાવે સ્વીકાર કરો. * સદાચાર એ સદ્‌ગતિની સુંદર સડક છે. * દુરાચાર એ દુર્ગતિનો ઉંડો ખાડો છે. * શરીર અને આત્માની ભિન્નતાનું ભાન કરાવે તે જ જ્ઞાન. * ધર્મ એટલે જ્ઞાન, દર્શન, સમતા, સમભાવ અને શાન્તિ. * અધર્મ એટલે રાગ, દ્વેષ, ક્રોધ, લોભ, મોહ, મમતા અને અહંભાવ. * સત્કાર્યો જ મનુષ્યને મહાન બનાવે છે. * જ્યારે આત્મા અહંભાવથી વિરક્ત બનશે, ત્યારે તે મુક્તિવધૂને વરશે. * આત્મા અનંત શક્તિનો ખજાનો છે, અનંત તેજનો અંબાર છે અને અનંત સુખનું ધામ છે. * જિંદગીમાં આરોગ્ય એ જ સાચું ધન છે. * કરેલું પાપ કે ભૂલ ડંખ્યા વગર રહેતું નથી. * જગત ભોગીનું ક્રિડાસ્થાન છે, જ્યારે યોગીનું સાધન મંદિર છે. * કેળવણી તે છે, કે જેથી ઉત્તરોત્તર લઘુતાગુણ વૃદ્ધિ પામે. * પાપ એ માનસિક દુઃખ છે અને ધર્મ એ માનસિક સામર્થ્ય છે. * સત્પુરૂષોનો સમાગમ એ જ સ્વર્ગ છે. * ચારિત્ર આગળ સૌ બળ કોડીના છે. * જીવનના બાગમાં વિદ્યાર્થી વય એ વસંત સમી છે. * જેમ વાણીમાં ચાંદીની કિંમત છે, તેમ મૌનમાં સોનાની કિંમત છે. * ગમ ખાવામાં જે પુરૂષાર્થ છે, તે તલવાર ચલાવવામાં નથી. * વાણીની કરકસર કરનાર મહાત્મા છે. * સંતોષ એ મહાન સમૃદ્ધિ છે. * જો સિદ્ધિનું સંગીત સાંભળવું હોય, તો સાધનાના સાજને ઘડો. * સિદ્ધિનો સુધારસ પીવા માટે તો સાધનાનું સુવર્ણપાત્ર જોઈએ. * મોહનો મિનારો નહિ, પણ ત્યાગની નૌકા પ્રેમસાગરનો કિનારો દેખાડી શકે છે. * વિરક્તિ મુક્તિની

જન્મદાત્રી છે. * પાપ અને પુણ્યના કણો જ્યાં જ્યાં વેરાય, ત્યાં ત્યાં તે ઉગે. * ધર્મકરણીમાં ચિત્તવિશુદ્ધિનું ધ્યેય એ સૌથી શ્રેષ્ઠ ધ્યેય છે. * ચારિત્ર એ જ સર્વોત્તમ શક્તિ-છે. * માણસનું ચારિત્ર એ જ એની આંટ છે. * આત્મ-સુખ સૌથી મોટો આનંદ છે. * ઈર્ષ્યા એ કાતિલ ઝેર છે અને તેનાથી જે અળગો છે, તે સંસારનો તપસ્વી છે. * સેવાધર્મ પરમ ગહન છે: વીરલાઓ જ તેનું ઓજસ પાથરી જાય છે. * સુખ એ આપણા ઉત્તમ પ્રયત્નની બક્ષીસ છે. * માપ બહાર જવું તેનું નામ પાપ. * વાસના સંતોષાય ભોગથી અને ભાવના સંતોષાય ત્યાગથી. * જેનું જીવન સદ્ગુણોથી મઢેલું હોય, તે જ સાચો ધર્માત્મા. * ત્યાગ અને સંયમ વિના સેવાની ભાવના સચવાશે નહિ. * જેના વિચાર, ઉચ્ચાર અને આચાર સુંદર હોય, તે જ સાચો જ્ઞાની. * અંતઃકરણની શુદ્ધિ એ જ જીવનની શુદ્ધિ. * વાણીનો વિચારપૂર્વકનો ઉચ્ચાર એટલે વિનય. * જેટલી ઈચ્છાઓ ઓછી તેટલી દિવ્યતા વધુ. * મહાન બનવું છે? તો સૌથી પ્રથમ નાના બનતાં શીખો. * દૂધ, ફૂલ, પાણી, વિદ્યા અને ધન—એ આપવાથી વધે છે. * મૌનપાલનથી સત્ય-પાલન સહેલું બને છે. * વિનયી, વિવેકી, નમ્ર, દયાળુ અને સરલ બનો. * સર્વ પ્રાણીઓ સાથે મૈત્રીભાવ ધારણ કરો. * જે બધાનું સહન કરે છે, તે સત્સંગી છે. * સંધ્યા સમયે ભોજન અને ભોજન સમયે ભાષણ (બોલવું), એ બંને વર્જ્ય છે. * બીજાનાં અવગુણ જોવા તે અવ-નતિનું કારણ છે, જ્યારે બીજાનાં ગુણો જોવા તે ઉન્નતિનું

કારણ છે. * મનની શાન્તિ એ આરોગ્યની નિશાની છે. * ભજન, ભોજન અને નિદ્રા નિયત સમયે થવાં જોઇએ. * સ્વપ્રતિષ્ઠાને વિષ્ટા સમાન વર્જ્ય ગણો. * ત્યાગ સત્કર્મનો નહિ, પણ કર્મફલની વાસનાનો કરવો એ યોગ્ય છે. * સત્કર્મ અને સચ્ચિંતનથી ઉભયને લાભ છે. * પરસ્ત્રી, પરધન અને નાસ્તિકનો સંગ નહિ કરવો. * ઈશ્વરપ્રેમ એ વિધિ છે અને જગતપ્રેમ એ નિષેધ છે. * જ્યાં નિયમ છે, ત્યાં પ્રેમ છે. * મન વશ કરવાનો ઉપાય નિયમનું પાલન છે. * જેઓ અત્યંત સહનશીલ છે, તેઓ જ અત્યંત જ્ઞાની છે. * સંસાર અનિત્ય છે અને ધર્મ નિત્ય છે. * ઋણ અને અગ્નિ વધવા દેવા ન જોઇએ. * સુખ સત્ત્વગુણમાં છે, પણ રજોગુણ કે તમોગુણમાં નથી. * અર્થાર્થી અને ઇન્દ્રિયરામી પુરૂષોનો સંગ ત્યાજ્ય છે. * પ્રેમ પરમાર્થ છે. જ્યારે કામ સ્વાર્થ છે. * અભિમાન એ પડતીનો પિતા છે. * ઉપકારનો બદલો ભૂલી જનાર પશુ છે. * ગરીબોનાં બેલી શ્રીમંતો નહિ પણ સંતો છે. * ચિન્મયની ઉપાસના ચિન્મય બનીને જ કરી શકાય છે. * પ્રેમ વિનાનો ત્યાગ અને ત્યાગ વિનાનો પ્રેમ એ બન્ને ધોખા રૂપ છે. * ઘોર તપશ્ચર્યા કરો, પણ અભિમાન કરો નહિ. * જુવાનીમાં મોજશોખ એ જમનું તેડું છે. * ભક્તિ સુલભ છે, કેમ કે–તેમાં કરૂણાસાગરનો આશ્રય છે. * કટાઈ જવા કરતાં ઘસાઈ જવું સારૂં છે. * માન મેળવવાનો નહિ, પણ માન આપવાનો શોખ રાખો. * જ્ઞાન કરતાં ધ્યાન ચઢીયાતું છે. * જેનું મન બગડેલું છે, તેને બધું બગડેલું દેખાય

છે. * ભગવાનની આજ્ઞાપાલનમાં જ સાચો વિજય (વિનય) છે. * તરંગ દૃષ્ટિ એ ભેદ દૃષ્ટિ છે, જ્યારે સમુદ્ર દૃષ્ટિ એ અભેદ દૃષ્ટિ છે. * ભક્તિનું ફળ મૃત્યુના ભયનો અને કર્મફળનાં પ્રલોભનનો ત્યાગ છે. * પ્રેમ માંગતો નથી પણ આપે છે. * નિંદા કરવા કરતાં નિદ્રા લેવી સારી છે. * પરમાર્થી તે છે, કે જેને ભગવાન મુખ્ય અને સંસાર ગૌણ છે. * પ્રભુનું એક નામ (યથેપ્સિત દાતાર) ભક્તવાંચ્છાકલ્પતરૂ છે. * સજ્જનો અને સંતોનાં આધારે જ આ ધરતી ટકી છે. * સાચો સંત પોતાના ગુણોને ગુપ્ત રાખે છે અને પોતાના અવગુણોને પ્રગટ કરે છે. * ઉદ્યમી દુઃખ પામતો નથી અને આળસુ સુખ પામતો નથી. * સમતામાં સુખનો સાગર છે અને મમતામાં દુઃખનો મેરૂ છે. * નિઃસ્વાર્થ સેવા એ ઉત્તમ સેવા છે. * અઢી અક્ષરનો (શબ્દ) 'પ્રેમ'–એ પ્રભુની પ્રીતનો માર્ગ દેખાડે છે. * જ્યારે ક્રોધ આવે, ત્યારે તમારૂં મુખ આરિસામાં જોવાથી ક્રોધ શમી જશે. * જેઓ આશાના દાસ છે, તેઓ જગતના દાસ છે. * અજ્ઞાનીનું લક્ષણ અભિમાનીપણું છે અને જ્ઞાનીનું લક્ષણ નિરભિમાનીપણું છે. * જે સંપત્તિ ઈશ્વરને ભૂલાવે, તેના કરતાં જે ક્ષણે ક્ષણે પ્રભુને યાદ કરાવે તે વિપત્તિ ઘણી સારી છે. * કોમળ દેખાય તે 'કોમળ' નહિ, પણ કોઈનાં દિલની કોમળતાનું રક્ષણ કરે તેનું નામ જ કોમળ. * બાહ્ય સુંદરતા નહિ, પણ માનવીનું હૃદયસૌન્દર્ય જ માનવીને આદરપાત્ર બનાવી શકે છે. * આચાર વિનાના વિચાર ખોટા મોતી જેવા છે. * ઉદાર આપીને શ્રીમંત

આ બધાં ઈશ્વરીય અંશ છે. * વિપત્તિનું કારણ સંપત્તિનો અભાવ નથી, પણ સન્મતિનો અભાવ છે. * ખાનદાની અન્તરમાં નહિ પણ વારસામાં મળે છે. * કડવા લાગતાં હિતવચનો સાંભળવાની બીનતૈયારી તો મોટી બીમારી છે અને તેથી હિતેચ્છુ સંકોચ પામે છે. * સવારમાં જે મોડો ઉઠે, તે પોતાના જીવનમાં પણ મોડો જ પડે છે. * સત્તા અને પૈસા પાછળ પાગલ બનનારો માનવ આખરે ખત્તા જ ખાય છે અને અંતે ખાતર ભેગો થાય છે. * અપૂર્ણતાની યાદી પૂર્ણતા પામવાની ચાવી છે. * ધ્યેયપ્રાપ્તિ મુશ્કેલ નથી, પણ જો ધ્યેયને મેળવવાની તન્મયતા સદા જળવાઈ રહે તો. * સત્તા, યૌવન, વ્યસન અને અવિવેકનાં મિશ્રણ-માંથી જ વિનાશનું રસાયણ બને છે. * માન માંગીને નહિ પણ તે આપીને જ મેળવી શકાશે. * સમર્પણનો સાચો આનંદ કૃતાર્થતાની નમ્ર ભાવનામાં છે. * ધર્મલાભ માટે લોભને હઠાવવો જોઈએ અને કષ્ટનાશ માટે કષાયનો નાશ કરવો જોઈએ. * અગ્નિથી સુવર્ણની, સુવર્ણથી સ્ત્રીની અને સ્ત્રીથી પુરૂષની કસોટી થાય છે. * આપણે જેવા છીએ, તે આપણા ભૂતકાલીન વિચા-રોનું પરિણામ છે. * સંસારનું સુખ એ ખરેખર સુખ નથી, પણ દુઃખનું જ એક બીજું નામ છે. * મનુષ્ય અજ્ઞાનથી સાચી વસ્તુ ખોટી જગ્યાએ શોધે છે. * વિષયમાં વિતૃષ્ણા તે વૈરાગ્ય છે અને આત્મસ્થિતિમાં યત્ન તે અભ્યાસ છે. * જપ શુદ્ધ ભાવપૂર્વક અને સ્થિર ચિત્તપૂર્વક થવો જોઈએ. * જો મનમાં બીજી વસ્તુ પેસશે, તો મન-

મોહન ત્યાંથી નાશી જશે. * જે અમર છે અને સદાય તમારી સાથે છે, તે તો તમારી અંદર જ છે. * પ્રયાસમાં નિષ્ફળતા એ હાર નથી, પરંતુ પ્રયાસ છોડી દેવો એનું નામ જ હાર છે. * સજ્જન શું ખાય ? ખામોશ * શત્રુ કોણ ? ક્રોધ. * કાઢવો કોને ? દુર્ગુણને. * નિંદા કોની કરવી ? પોતાના પાપોની. * વિદ્યા કોણ સાધી શકે ? જેનામાં વિનય હોય તે. * દાન કોણ કરી શકે ? જેને લક્ષ્મી પ્રત્યે મોહ ન હોય તે. * સંગત કોની કરવી ? સજ્જનની. * બુદ્ધિમાન કોણ ? જે વિષય--કષાય પ્રત્યે પ્રેમ ન કરે તે. * ધનવાન કોણ ? ભાગ્ય જે કાંઈ આપે તેમાં સંતોષ રાખે તે. * ચતુર કોણ ? વિષય અને કષાય રૂપ સંસાર જેને ન ફસાવી શકે તે. * ત્યાગી કોણ ? જેના અંતરમાં સાંસારિક કામનાઓ નથી તે. * કૃપણ કોણ ? ભાગ્યે આપેલા ધનનું દાન કરવામાં સંકોચ રાખે તે. * સર્વથી ઉત્તમ સાધન કોણ ? પળે પળે પ્રભુનું જ સ્મરણ–ચિંતન કરવું તે. * વૈરાગ્ય રેચક છે, જ્ઞાન પાચક છે અને ભક્તિ લંઘન છે : એ ત્રણેય કર્મ રૂપી અજીર્ણનાં ઔષધ છે. * જ્યારે પોતાની ભૂલ દેખવામાં આવે, ત્યારે સમજવું કે–હવે ભગવાનનો અનુગ્રહ શરૂ થયો. * જો મન શાન્ત હોય, તો આત્મા પોતાના સ્વરૂપને ઓળખી લે છે. * જે વાંચનથી ચિત્તનાં સંકલ્પ ઓછા થાય, તે વાંચન હિતકારક છે. * ઈચ્છા એ માનસિક ક્ષુધા છે. * જ્યારે મન શાન્ત થાય છે, ત્યારે જેવા ભગવાન હતા તેવો જીવ થાય છે. * કીર્તિ ભોગથી નહિ પણ ત્યાગથી મળે છે. * નમ્રતા વિના પરમાત્મપદને પામી શકાતું નથી.

卐

# અંગ્રેજી સુવાક્યો સંબંધી બે બોલ

મનુષ્ય-સ્વભાવ અનુકરણશીલ છે. તે જેના સંસર્ગમાં આવે છે, તેના ગુણ-દોષની અસરથી સર્વથા મુક્ત રહી શકતો નથી. તેમાં નબળી વસ્તુનું અનુકરણ સરળતાથી થઈ જાય છે, કારણ કે-તે પતનનો માર્ગ છે. પર્વત ઉપરથી પત્થરની મોટી શિલાને ક્ષણ વારમાં નીચે પટકી શકાય છે, જ્યારે તેને ઉપર ચઢાવવામાં અનેકની સહાય અને અથાગ પ્રયત્નની અપેક્ષા રહે છે.

ભારતની સંસ્કૃતિના પાયામાં અધ્યાત્મવાદ છે; અને એ અધ્યાત્મવાદને કેન્દ્રમાં રાખીને, તેને આ દુર્લભ માનવ-જીવનમાં વણી લેવા માટે બધા બાહ્ય આચાર-વિચારની રચના ભારતના ઋષિમુનિઓએ કરી છે. તેમાં તે મહા-પુરૂષોની નિઃસ્વાર્થ કરૂણા એ જ મુખ્ય કારણ છે. આપણી અલ્પ બુદ્ધિથી પૂર્વ-ઋષિમુનિઓની અપાર અને અગમ્ય કરૂણા આજે આપણે સર્વથા સમજી ન શકીએ, પરંતુ તેઓની એ કરૂણાથી જ આજે ભારતવર્ષ અધ્યાત્મવાદમાં સૌથી મોખરે રહી શક્યું છે.

ભારતની સંસ્કૃતિમાં શું ઝવેરાત ભર્યું છે, તે સંસ્કૃતિમાં કેટલી સહનશીલતા, સાદાઈ, પરમાત્મનિષ્ઠા, નિઃસ્વાર્થ પ્રેમ, સંતોષ વૃત્તિ અને જીવ માત્રનું ભલું કરવાની શુભ ભાવના ભરી છે, તેની ખરે અવસરે ખબર પડ્યા વિના રહેતી નથી.

જ્યારે કપાસનો ગંજ અને ચાંદીનો પર્વત પવન વિનાના નિરૂપદ્રવ સ્થાનમાં હોય છે, ત્યારે તેની સ્થિરતામાં કોઈ ખાસ વિશેષતા દેખાતી નથી. દૂરથી જોનારને બન્ને ગંજ સમાન સ્થિર દેખાય છે, પરંતુ જ્યારે પવનનો સખત ઝપાટો આવે છે, ત્યારે કપાસનો ઢગલો વેરવિખેર થઈ આકાશમાં ચારેય બાજુ ઊડી જાય છે, પોતાના સ્થાનથી તે ભ્રષ્ટ બની જાય છે અને તે ફરીથી પોતાની મૂળ સ્થિતિ પ્રાપ્ત કરી શકતો નથી: જ્યારે ચાંદીનો પર્વત ગમે તેવા પવનના ઝપાટાની વચ્ચે પણ એમ ને એમ અડગપણે સ્થિર ઊભો રહે છે. તેના એક અંશમાં પણ કંપ થતો નથી.

તે રીતે સુખ અને શાન્તિના કાળમાં તમામ મનુષ્યો બહારથી શાન્ત અને ડાહ્યા દેખાય છે, પરંતુ જ્યારે માનવજાત ઉપર કુદરતી સંકટ ઉતરી પડે છે, તેને મુશ્કેલીના દિવસો આવે છે અને જે વખતે મનુષ્યના તમામ પ્રયત્નો નિષ્ફળ બને છે, તે વખતે જેણે આર્યસંસ્કૃતિ પચાવી નથી, તે મુશ્કેલીમાં પોતાનું સમતોલપણું જાળવવા સમર્થ થઈ શકતો નથી અને અનેક પ્રકારે ઉલટે માર્ગે જઈ તે પોતાનો વિનાશ સર્જે છે. જ્યારે આર્યસંસ્કૃતિને જેણે પચાવી છે, તે ગમે તેવા સંકટના સમયમાં પણ અસત્ય વિકલ્પોની જાળમાં ગુંચવાતો નથી. પોતે દુઃખી થાય છે, તેમાં બીજા કોઈ ઉપર તે મિથ્યા આરોપ મૂકતો નથી. અનેક આપત્તિના વાદળાંઓની વચ્ચે પણ પોતે જો સાવ અભણ, નિર્ધન અને અસહાય હોય, તો પણ તે પોતાના સત્ત્વબળથી મેરૂની જેમ નિષ્પ્રકંપ

રહી શકે છે અને તમામ આપત્તિઓને ઉલ્લંઘી જવા સમર્થ બને છે. આ છે આર્યસંસ્કૃતિનું ઝવેરાત !

ભૌતિક દૃષ્ટિએ ભારત બીજા દેશોની અપેક્ષાએ નિર્ધન, કંગાલ, દુઃખી અને સુખ–સગવડ વિનાનો દેશ ભલે ગણાય અને બીજા દેશો તેની અપેક્ષાએ વધારે સુખી છે–એવો ગર્વ પણ ભલે લે, પરંતુ નાની નાની મુશ્કેલીઓ આવી પડતાં વાત વાતમાં આપઘાત અને મોટા ગુન્હાઓની સરખામણી જો કરવામાં આવે, તો સ્પષ્ટ જણાઈ આવે કે–ભારતનું જીવન ઉજ્જવળ છે–સત્ત્વયુક્ત છે. તેનું કારણ એ છે કે–ભારતની સંસ્કૃતિમાં સહનશક્તિ, પ્રેમ, મૈત્રી, પરોપકાર, પરમાત્મતત્ત્વની નિષ્ઠા અને ભક્તિ આદિ ઉચ્ચ તત્ત્વો સાહજિક રીતે ગુંથાયેલાં છે અને એ તત્ત્વો જ ભારતનું સાચું નૂર છે. આ નૂરની કિંમત દુનિયાના તમામ વૈભવોથી પણ અધિક છે. સત્ય, શિયળ, સ્વમાન અને વચનની ખાતર ભારતની પ્રજાએ મોટા મોટા સામ્રાજ્યોનો પણ ત્યાગ કરવામાં લેશ પણ આંચકો અનુભવ્યો નથી, પણ તે માટે મોટું ગૌરવ લીધું છે. આવી આવી હકીકતોથી ભારતનો ઇતિહાસ ઘણો જ ગૌરવવંતો છે. એમાં કોઈ પણ તટસ્થ વિચારકથી ના પાડી શકાય તેમ નથી.

અંગ્રેજોનાં સહવાસમાં આવીને, કાળદોષથી ભારતની પ્રજાએ ઘણી બાબતોમાં તેઓનું નિરર્થક અનુકરણ કર્યું છે. ભારતવર્ષને માટે જે આચાર–વિચાર કોઈ રીતે યોગ્ય નથી, તેવા આચાર–વિચારનું આંધળું અનુકરણ કર્યું છે,

તે એક હકીકત છે અને તેનાં માઠાં પરિણામો ભારતની સંસ્કારનિષ્ઠ પ્રજા આજે ભોગવી પણ રહી છે. પશ્ચિમની પ્રજાનાં ખાનપાન, રહેણીકરણી અને પહેરવેશ ભારત કરતાં જુદા જ પ્રકારનાં છે, કારણ કે–તેનો ઉછેર જુદા વાતાવરણમાં થયો છે. ભારતીય પ્રજા માટે તે અનુકરણ કરવા લાયક નથી. અંગ્રેજ પ્રજાએ ભારતની પ્રજાનું નિરર્થક અનુકરણ કર્યું નથી અને જો તેણે કોઈ અનુકરણ કર્યું છે તો તે ઘણું અલ્પ કર્યું છે તથા તે પણ સારી વસ્તુનું કર્યું છે.

જો આપણે પણ અનુકરણ કરવું જ હોય, તો તેમની સારી વસ્તુનું અવશ્ય અનુકરણ કરવું જોઈએ. 'बालादपि हितं ग्राह्यः' બાળક પાસેથી પણ જો હિતકારક વચન હોય, તો તે ગ્રહણ કરવું જોઈએ–એવી ડાહ્યા માણસોની નીતિ છે. અંગ્રેજોમાં પણ જો કર્ત્તવ્યનિષ્ઠા, શિસ્તબદ્ધતા, વ્યવસ્થિતતા, નિયમિતતા, વફાદારી, મિતભાષણ આદિ ગુણો હોય, તો તેની આપણે અવશ્ય કદર કરવી જોઈએ. જેનામાં જે સદ્‌ગુણ પ્રગટપણે દેખાતો હોય, તેની કદર કરવાથી તે સદ્‌ગુણ આપણામાં પણ પ્રગટે છે. સદ્‌ગુણપ્રાપ્તિનો એ ધોરી માર્ગ છે. એ દૃષ્ટિએ આ સંગ્રહમાં સદ્‌ગુણપોષક અંગ્રેજી સુવાક્યો રજુ કરવામાં આવ્યા છે.

ભારતીય સાહિત્યમાં આ બધું ઠેર ઠેર ગ્રંથોમાં ઠાંસી ઠાંસીને પુષ્કળ ભરેલું છે, છતાં સ્વાભાવિક રીતે જ વિશ્વમાં ભિન્ન ભિન્ન રૂચિવાળા જીવો હોવાથી, તેમાંના કેટલાક જીવોને આવું વાંચન પણ લાભકારક થવા સંભવ છે.

જો માર્ગાનુસારિતાને પોષનારી સત્ય વાત ગમે ત્યાંની હોય, તો પણ ગુણજ્ઞ અને સરળ આત્માઓ તેમાંથી પ્રેરણા મેળવી શકે છે. જગતમાં જે સનાતન સત્ય છે, તે ગમે તે ભાષામાં રજુ થાય તેથી તેની કિંમત ઘટી જતી નથી. શુદ્ધ સોનાનો ઘાટ ગમે તે હોય, પણ તેથી તેની સુવર્ણતામાં હરકત આવતી નથી. એ વાતને ખ્યાલમાં રાખીને અંગ્રેજી ભાષામાં આત્માને ઉન્નત કરનારા દયા, દાન, પરોપકાર, જ્ઞાન, વૈરાગ્ય, કૃતજ્ઞતા, ન્યાય, નીતિ, સદાચારપોષક અને સર્વ-સાધારણ સદ્‌ગુણદર્શક સુવાક્યો, અંગ્રેજોના તથા બીજાઓના પણ અંગ્રેજી ભાષામાં રજુ થયેલાં જ્યાં જ્યાંથી મળ્યાં, ત્યાં ત્યાંથી સંગ્રહ કરીને, અહીં તેને ગુજરાતી ભાવાર્થ સહિત રજુ કરવામાં આવ્યા છે.

અંગ્રેજી વાક્યોનો ભાવાર્થ લખવામાં જો ક્યાંય ઊણપ રહી ગઈ હોય, તો તેના જાણકાર મહાનુભાવો તેને સુધારીને વાંચે અને તે તરફ અમારૂં ધ્યાન દોરે, એવી અમારી ખાસ ભલામણ છે.

—મુનિ કુંદકુંદવિજય

# સદ્‌ગુણપોષક અંગ્રેજી સુવાક્યો

1. Learn from the past, plan for the future, but live the present.

ભૂતકાળમાંથી બોધપાઠ લો, ભવિષ્યકાળ માટે યોજના કરો, પરંતુ જીવો તો વર્તમાન ક્ષણમાં જ અર્થાત્ વર્તમાનમાં જે કાંઈ કરો તે એકાગ્રતાપૂર્વક કરો. તેમાં જ સમગ્ર સફળતા છૂપાયેલી છે.

2. If you want to have peace with God you must have peace with man, with every man, God does not dwell in a heart full of hatred.

જો તમો પરમાત્મા સાથે શાન્તિ–સમતા ઇચ્છતા હો, તો તમારે સહવર્તી સાથે–દરેક માનવ–પ્રાણી સાથે શાન્તિ રાખવી જોઈએ, કારણ કે–જેનું હૃદય તિરસ્કારથી ભરેલું છે, તે હૃદયમાં પરમાત્મા રહેતા નથી.

3. Clean your heart with forgiveness and adorn your soul with love.

ક્ષમાપનાથી તમારૂં હૃદય સ્વચ્છ કરો અને તમારા આત્માને પ્રેમથી વિભૂષિત કરો.

4. Don't say, 'That is my temper, I am made that way, I can't help it.' Stand up and fight, and your temper will be conquered.

આવું કદી ન બોલો કે–'મારો સ્વભાવ આવો છે, હું આવી રીતે ઉછર્યો છું, હું કંઈ ફેરફાર કરી શકું તેમ નથી.' ખડા થાઓ,

જાગૃત થાઓ અને કમર કસો, એટલે તમારો સ્વભાવ જીતાશે અર્થાત્ કાબુમાં આવશે.

5. Be hard with yourself and soft with others. Forgive all, but don't forgive yourself.

તમારી જાત સાથે કડક બનો અને બીજા સાથે કોમળ—નમ્ર બનો. બધાને ક્ષમા આપો પણ તમારી જાતને ક્ષમા ન આપો. અર્થાત્ તમારી ભૂલનો બચાવ ન શોધો પણ તેનો એકરાર કરતાં શીખો.

6. Obstacles? Welcome! It is by overcoming them that we shall climb higher and nearer to God.

અરે વિઘ્નો! તમે ભલે આવો. વિઘ્નોને પાર કરવાથી જ આપણે વધુ ઉચ્ચ ભૂમિકા ઉપર અને પરમાત્માની વધુ નજીક ચઢીશું—પહોંચીશું.

7. If the river flows low, it attracts to itself the waters of many tributaries. If a man is humble it attracts to himself the hearts of many men.

જો નદી નીચાણમાં વહે છે, તો તે રસ્તામાં ઘણાં ઝરણાઓના પાણીને પોતા તરફ આકર્ષે છે. તેમ જો મનુષ્ય નમ્ર હોય છે, તો તે ઘણા મનુષ્યોના હૃદયોને પોતા તરફ આકર્ષે છે.

8. Silence is the companion of great men.

શાન્તિ એ મહાપુરૂષોનો સાથી છે.

9. There is an art of remembering things and there is an art of forgetting them also. Remember the good you have seen in others and

the good they have done to you. Forget the evil you have seen in others and the evil they have done to you. That will be a blessed memory.

વસ્તુને યાદ રાખવાની એક કળા છે અને તેને ભૂલવાની પણ એક કળા છે. બીજામાં જે સારૂં જોયું હોય તે તથા તેમણે જે તમારૂં ભલું કર્યું હોય તે યાદ રાખો. બીજાઓમાં જે બુરૂં જોયું હોય તે તથા તેમણે તમારૂં બગાડ્યું હોય તે ભૂલી જાઓ. આવી યાદગીરી રાખવાની કળા એ આશીર્વાદ રૂપ છે.

10. Don't be a miser. Let your heart and your hand be open.

કદી કૃપણ ન બનો. તમારૂં હૃદય અને તમારા હાથ મોકળા (ઉદાર) રાખો.

11. When the waters of the lake are troubled they cannot reflect the image of your face. When your heart is not at peace you cannot see yourself as you are.

જ્યારે સરોવરનું પાણી ડહોળાયેલું હોય છે, ત્યારે તમારા મુખનું પ્રતિબિંબ તેમાં પડતું દેખાતું નથી. તેમ તમારૂં હૃદય જ્યારે શાન્ત-સ્વસ્થ હોતું નથી, ત્યારે તમે જેવા છો તેવા તમને જોઈ શકતા નથી.

12. Do not be afraid of suffering. Suffering tempers the soul, detaches from earthly things and brings us closer to God.

દુઃખથી ડરો નહિ, કેમ કે–દુઃખ તો આત્માને ઘડે છે, સંસારી

વસ્તુ પ્રત્યે અનાસક્ત બનાવે છે અને આપણને પરમાત્માની વધુ નજીક લાવે છે.

13. Sacrifice is the road to success.

બીજા માટે ભોગ આપવો અર્થાત્ બીજાને માટે આપણે ઘસાઈ છૂટવું, એ વિજય પામવાનો માર્ગ છે.

14. Old people live in their past. Young people live in the future. How few are the true men who live the present fully?

વૃદ્ધ પુરુષો પોતાના ભૂતકાળમાં જીવે છે અર્થાત્ ભૂતકાળને યાદ કર્યા કરે છે. યુવાન પુરુષો પોતાના ભવિષ્યકાળમાં જીવે છે અર્થાત્ ભવિષ્યના સ્વપ્ના સેવ્યા કરે છે. વર્તમાનકાળમાં જ જે પૂર્ણપણે જીવે છે, તેવા સત્પુરુષો કેટલા ઓછા હોય છે? અર્થાત્ ખરેખર તેવા આત્માઓ વિરલ જ હોય છે.

15. Cast a glance about you. Look at the people you know, relatives, friends, neighbours, teachers. See the most lovable trait you find in each one of them and then try to imitate it in your way.

તમારી ચારેય બાજુ દૃષ્ટિ ફેંકો. તમે જે લોકોને, સગાવહાલાને, મિત્રોને, પાડોશીઓને અને શિક્ષકોને જાણતાં હો, તેઓ પ્રત્યે નજર કરો. તે દરેકમાં રહેલ જે કાંઈ ગુણ તમને ઘણો જ ગમતો હોય તે જુઓ અને પછી તમારી રીતે તે ગુણનું અનુકરણ કરવા પ્રયત્ન કરો. (આથી ગુણ સહેલાઈથી પ્રાપ્ત થાય, એટલું જ નહિ પણ દરેકની સાથે ગાઢ મૈત્રી–પ્રેમભાવ ટકી રહેશે.)

16. There is no labour where one loves, or if there is, the labour itself is loved.

જ્યાં જે ચાહે છે ત્યાં (ગમે તેટલું કરે તો પણ) તેને શ્રમ લાગતો નથી, અથવા તો ત્યાં શ્રમ હોય તો તે શ્રમ પણ પ્રિય લાગે છે.

17. Humility is like a balance. The more a men lowers himself on the one side, the higher he raises on the other.

નમ્રતા–નમ્ર ભાવ એ ત્રાજવા સમાન છે. ત્રાજવાની જેમ મનુષ્ય પોતાને એક બાજુ વધુ ને વધુ નમાવે છે, તેમ બીજી બાજુ તે વધુ ને વધુ ઉચ્ચ–મહાન બને છે.

18. Peace of heart is the greatest victory a man can achieve.

મનુષ્ય જો મોટામાં મોટી સિદ્ધિ મેળવી શકતો હોય, તો તે પોતાના અંતઃકરણની શાન્તિ છે.

19. Listen before you speek. Understand the question before you try to answer.

તમે બોલો તે પહેલાં સાંભળો અને તમે જવાબ આપો તે પહેલાં તે પ્રશ્ન સમજો અર્થાત્ વિચારી જુઓ.

20. Never take an important decision without putting the matter before God in prayer.

પરમાત્માની આગળ પ્રાર્થનામાં તે વસ્તુ મૂક્યા વિના અર્થાત્ ઇષ્ટનું સ્મરણ કર્યા વિના કદાપિ અગત્યનો નિર્ણય ન કરો. (ઇષ્ટના સ્મરણથી બુદ્ધિ નિર્મળ થાય છે અને તેથી જે વખતે જેવો નિર્ણય જરૂરી હોય છે, તેવો જ નિર્ણય તે કરી શકે છે.)

21. A beautiful prayer: O Lord, make me good and make everybody else better than me.

સુંદર પ્રાર્થના એ છે કે-હે પરમાત્મન્! તમે મને સારો કરો અને બીજા દરેકને મારા કરતાં પણ ચઢીયાતા કરો.

22. Are you so busy that you cannot find ten minutes daily to be alone with you, with your thoughts, with your soul, with your God and pray? Ten minutes spent faithfully in prayer every day would make a difference to your life.

શું તમે એટલા બધા વ્યગ્ર છો કે તમે રોજ તમારી સાથે, તમારા વિચારો સાથે, તમારા આત્મા સાથે અને તમારા પરમાત્મા સાથે દશ મિનિટનો સમય કાઢીને એકાન્તમાં બેસીને પ્રાર્થના ન કરી શકો? રોજ પ્રાર્થનામાં શ્રદ્ધાપૂર્વક કાઢેલી દશ મિનિટ પણ તમારા જીવનમાં મોટું રૂપાન્તર કરશે.

23. Learn how to keep secrets when you must. Do not scatter to the four winds everything you hear. Do not broadcast everything you know. Let people realise that you know more than what you say.

જ્યારે તમોને કોઈ પણ રહસ્યભૂત વાતો ગુપ્ત રાખવી જોઈએ એવું લાગે, ત્યારે તે કેમ ગુપ્ત રાખવી તે ધ્યાન રાખો. તમે જે કાંઈ સાંભળો, તે વસ્તુનો ચારેય બાજુ પ્રચાર ન કરો. તમે જે કાંઈ જાણો, તેનો ફેલાવો ન કરો. લોકને ખાત્રી થવા દો કે-તમે જે કાંઈ કહો છો તેના કરતાં વધુ જાણો છો.

24. You cannot please everybody, but please God first and you will please the rest of men.

તમે દરેક વ્યક્તિને ખુશ નહિ કરી શકો (કારણ કે-જીવોની રૂચિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. એક વાત એકને ગમે છે, તે જ

વાત બીજાને અપ્રિય લાગે છે. ), માટે પ્રથમ પરમાત્માને ખુશ કરો અને પછી બીજા મનુષ્યોને ખુશ કરી શકશો.

25. Don't speak ill of others, but don't worry if people speak ill of you, forgive and forget. A life still more honest than before, will be the best answer to such crities.

તમે બીજાનું બુરૂં ન બોલો. જો લોક તમારૂં ખરાબ બોલે, તો તેની પણ ચિંતા ન કરો. બીજાને ક્ષમા આપો અને તે ભૂલી જાઓ. તમારે પ્રથમ કરતાં હજુ વધારે પ્રામાણિક જીવન જીવવું એ જ આવા ટીકાખોરોને ખરો જવાબ છે.

26, Failure is the school of success.

પરાજય એ વિજયની વિદ્યાશાળા છે.

27. Wholel ife is a journey. Don't fall in love with each station or with landscape, or with the train itself. We are all tourists in this earth, still on the way to our true 'home.'

આપણું આખું જીવન મુસાફરી છે. માર્ગમાં આવતાં દરેક સ્ટેશનના કે સુંદર દેખાવના કે તે વાહન માત્રના રાગમાં ફસાશો નહિ. આ પૃથ્વીમાં આપણે બધા મુસાફર છીએ. હજી તો આપણે આપણા વાસ્તવિક ઘરના માર્ગમાં છીએ, પણ ઇષ્ટ સ્થાને પહોંચ્યા નથી. ઇષ્ટ સ્થાન તો હજી હવે પ્રાપ્ત થવાનું છે, માટે વચ્ચે ક્યાંય અટકી ન જાઓ.

28. You praise God, you obey him, you pray to him, but do you love him ? A father wants obedience and respect from his son, but more than that he wants love.

તમે પરમાત્માની પ્રશંસા કરો છો, આજ્ઞા માનો છો અને પ્રાર્થના કરો છો, પરંતુ તમે તેને ખરા દિલથી ચાહો છો? પિતા પુત્ર પાસેથી આજ્ઞાંકિતપણું અને બહુમાન ઇચ્છે છે, પરંતુ તેનાથી વધુ તો તે પોતા ઉપરનો પ્રેમ ઇચ્છે છે.

29. If you close your eyes and throw a stone in a crowded street you can do much harm. And if you blindly throw, unkind remarks, unfair criticisms among others, you are sure to do such harm also.

તમે જો આંખો મીંચીને લોકની ઘણી ગીરદીવાળી શેરીમાં પત્થર ફેંકો, તો તમે ઘણું નુકશાન કરશો. એ રીતે જો તમે બીજાઓ પ્રત્યે અંધપણે-વગર વિચાર્યે કઠોર સૂચન કે ખોટી ટીકા કરશો, તો તમે પણ આવું મોટું નુકશાન કરશો.

30. Mahatmas meditate and contemplate for the well being of the universe, and send out vibrations of good wishes all over the world.

મહાપુરૂષો આખા વિશ્વના ભલા માટે ધ્યાન અને ચિંતન કરે છે અને આખા વિશ્વમાં કલ્યાણમય ભાવનાઓના કંપનો-મોજાંઓને ફેલાવે છે.

31. The goal of life is light within. Light alone can save the man from the knocks of the world.

અંતરંગ પ્રકાશ મેળવવો, એ માનવજીવનનું ધ્યેય છે. માત્ર અંતરંગ પ્રકાશ જ મનુષ્યને સંસારની અથડામણોમાંથી બચાવી શકે છે.

32. The goal of all the sacred books is to

discriminate betwen the inert and the life and to discover the SELF as BRAHMAN.

જડ-ચેતનનો વિવેક કરવો અને પોતાના આત્માને બ્રહ્મસ્વરૂપ જોવો, એ જ બધાં પવિત્ર શાસ્ત્રોનું ધ્યેય છે.

33. Guru is a master-mind mechanic. He puts the parts of the disciple's scattered mind in working order and initiates it to function as SELF ABSOLUTE.

ગુરૂ એ મહાબુદ્ધિશાળી શિલ્પી છે. તે શિષ્યના એરવિખેર થઈ ગયેલ મનના વિભાગોને વ્યવસ્થિતપણે કાર્ય કરી શકે તેવી સ્થિતિમાં મૂકે છે અને તે શિષ્ય પોતાની જાતે જ સ્વતંત્રપણે એક સ્વાધીન વ્યક્તિ તરીકે કાર્ય કરી શકે તે માટે પ્રેરણા આપે છે.

34. Water in ocean, lake, tank or a pit is water. ATMAN is the same in all forms.

પાણી જેમ સમુદ્ર, સરોવર, તળાવ કે ખાડામાં જ્યાં હોય પણ તે પાણી જ છે, તેમ બધા શરીરોના આકાર જુદા જુદા લાગે પણ આત્મતત્ત્વ તો પાણીની જેમ સમાન છે.

35. Stone when carved by the sculptor becomes an image. Similarly Guru makes his disciple a moving image of Brahman.

જેવી રીતે પત્થર પણ શિલ્પીથી ઘડાય તો તે પરમાત્માની પ્રતિમા રૂપ બને છે, તેવી રીતે ગુરૂ પણ પોતાના પાષાણતુલ્ય શિષ્યને બ્રહ્મ-પરમાત્માની હાલતી-ચાલતી પ્રતિમા જેવો બનાવે છે.

36. The milk in the breast of the mother is meant for the child. The enternal knowledge

with the Mahatmas is meant for the good of the seekers.

જેમ માતાના શરીરમાં રહેલ દૂધ પોતાના બાળક માટે હોય છે, તેમ મહાત્માઓના હૃદયમાં રહેલ શાશ્વતું જ્ઞાન પણ સાચા સાધકોના કલ્યાણ માટે જ હોય છે.

37. With the objective high and the vigilant eyes on the path, one can realise his goal without delay.

ઉચ્ચ આદર્શ અને જાગૃત ચક્ષુથી યુક્ત વ્યક્તિ વિલંબ વિના પોતાના ધ્યેયને સિદ્ધ કરી શકે છે.

38. The doctor operates the patient with knife for his own good. Similarly, the Guru operates upon and tunes the mind of disciple and saves him from death and re-births.

જેમ ડૉક્ટર દર્દીના ભલા માટે જ તેના ઉપર શસ્ત્રક્રિયા કરે છે, તેમ ગુરૂ શિષ્યના હિત માટે જ તેના દોષ દૂર કરવાપૂર્વક તેને જ્ઞાનાદિ આપીને જન્મ અને મરણના ફેરામાંથી બચાવે છે.

39. Man's heart is the temple of God from where the mind, intellect and senses are being inspired.

મનુષ્યનું હૃદય એ પરમાત્માનું મંદિર છે, કે જ્યાંથી તેનું મન, બુદ્ધિ અને ઈન્દ્રિયો ઉચ્ચ પ્રકારની પ્રેરણા પ્રાપ્ત કરે છે.

40. Bliss is our own reality, we can experience when we like.

આનંદ એ આપણું પોતાનું જ તત્ત્વ છે, તેથી આપણે જ્યારે ઈચ્છીએ ત્યારે તેનો અનુભવ કરી શકીએ.

41. Every day is a new light for a wise man.

પ્રત્યેક દિવસ એ ડાહ્યા માણસ માટે નવા પ્રકાશ રૂપ છે.

42. Every soul is potentially divine. The veil lies in the ignorance of self. Self is all knowledge, all existence and all bliss. It is a matter of identifying it and becoming one with it.

પ્રત્યેક આત્મા સત્તાથી એટલે કે પોતાના મૂળ સ્વરૂપમાં દિવ્ય છે. માત્ર પોતાનું અજ્ઞાન એ જ વચ્ચે પડદો છે. (એ પડદાની પાછળ) પોતે તે સંપૂર્ણ સત્, ચિત્ અને આનંદસ્વરૂપ છે. આવા સ્વરૂપ સાથે એકતા કરવી અને એક થવું એ જ મહત્ત્વનું છે.

43. If the man acquires all the knowledge of the world, but if he has not know himself, he is still an ignorant man.

મનુષ્ય આ સંસારનું બધું જ્ઞાન મેળવે, પણ જો તે પોતાની જાતને જ—પોતાના આત્માને જ ન જાણે, તો તે હજુ અજ્ઞાની જ છે.

44. More the desires, belittled is the man, lesser the desires, elevated is the man.

જેમ ઇચ્છાઓ વધે છે, તેમ મનુષ્ય વધારે કંગાળ બનતો જાય છે અને જેમ ઇચ્છાઓ ઘટે છે, તેમ મનુષ્ય વધુ મહાન બને છે.

45. Only the great shall own a mistakes only a few shall learn from a mistake. Those who know the art of owning a mistake, are the most benefited from the mistake.

ફક્ત મહાપુરૂષો જ પોતાની ભૂલનો સ્વીકાર કરે છે. ફક્ત થોડા

મનુષ્યો જ ભૂલમાંથી બોધ લે છે. જે મનુષ્યો ભૂલને સ્વીકારવાની કળા જાણે છે, તેઓ ભૂલમાંથી ઘણો લાભ મેળવે છે.

46. Perception leads to observation, Observ-tion leads to investigation, Investigation leads o contemplation, Contemplation leads to neditation.

સામાન્ય જ્ઞાન એ નિરીક્ષણ તરફ દોરે છે, નિરીક્ષણ એ શોધ તરફ દોરે છે, શોધ એ એકાગ્ર ચિંતન તરફ દોરે છે અને એકાગ્ર ચિંતન એ ધ્યાન તરફ દોરે છે.

47. Purity of heart is a pre-requisite to self realisation, Purity of mind is a pre-requisite to control of senses, Purity of body is a pre-requisite to a healthy mind, Purity of actions is a pre-requisite to spiritual progress.

આત્મસાક્ષાત્કાર માટે હૃદયની શુદ્ધિ આવશ્યક છે, ઇન્દ્રિયોના સંયમ માટે મનની શુદ્ધિ આવશ્યક છે, સ્વસ્થ ચિત્ત માટે શરીરની શુદ્ધિ આવશ્યક છે અને આધ્યાત્મિક વિકાસ માટે કાર્યોની શુદ્ધિ આવશ્યક છે.

48. Constant practice makes us efficent, Constant meditation keeps us wakeful, Constant contemplation gives us insight, Constant repetition makes us spontaneous.

હંમેશનો અભ્યાસ આપણને સશક્ત બનાવે છે, હંમેશનું ધ્યાન આપણને જાગૃત બનાવે છે, હંમેશનું એકાગ્ર ચિંતન આપણને અંતર્દૃષ્ટિ આપે છે અને હંમેશનું પુનરાવર્તન ( પુનઃ પુનઃ રટણ ) આપણને સાહજિક કરે છે અર્થાત્ આપણી સાધનાને સાહજિક બનાવે છે.

49. Those who know the least are the most proud, Those who know the most are the least proud. Proudness is a sign of human shallowness, Proudness is the result of human hollowness.

જેઓ અત્યંત અલ્પ જાણે છે તેઓ જ સૌથી વધુ ગર્વિષ્ઠ હોય છે, પરંતુ જેઓ સૌથી વધુ જાણે છે તેઓ તો સહેજ પણ અભિમાની હોતા નથી. અભિમાન એ માનવીય છીછરાપણાનું ચિહ્ન છે અને તે મનુષ્યની પોકળતાનું પરિણામ છે.

50. Mother is the foundation of our existence. Guru is the source of our knowledge. God is the source of the bliss. OUR SELF is existence, knowledge and bliss.

આપણા શરીરની હૈયાતિનું મૂળ કારણ માતા છે. આપણા જ્ઞાનનું મૂળ ગુરુ છે. આપણા આનંદનું મૂળ પરમાત્મા છે. આપણો આત્મા સત્‌, ચિત્‌ અને આનંદસ્વરૂપ છે.

51. Mother, Father and Guru are living Gods on earth.

માતા, પિતા અને ગુરુ–એ ત્રણેય પૃથ્વી ઉપરના જીવંત દેવતા છે.

52. Mother is giving silent massagc through her unattached service and selfless love.

માતા પોતાની નિષ્કામ સેવા અને નિઃસ્વાર્થ સ્નેહ–વાત્સલ્યભાવ દ્વારા મૂક ઉપદેશ આપે છે.

53. The human life is the boat to get across the worldly ocean.

માનવજન્મ એ સંસારસમુદ્રને પાર પામવા માટે એક નાવા છે.

54. The SEEKER through renunciation and constant practice takes his life-boat across.

વૈરાગ્ય અને સતત અભ્યાસ દ્વારા જિજ્ઞાસુ પોતાની જીવન-નૌકાને પાર ઉતારે છે.

55. To maintain equilibrium of the mind under all circumstances is the greatest WISDOM.

બધા બનાવોમાં માનસિક સમતા સાચવી રાખવી, એ જ સર્વોત્કૃષ્ટ ડહાપણ છે.

56. Just as the sky gets cleared after the clouds have showered, Similarly, tears of love for the Lord purify even impure hearts.

જેમ વાદળાં વરસ્યા પછી આકાશ નિર્મળ થાય છે, તેમ પરમાત્માની ભક્તિ નિમિત્તે આંખમાંથી નીકળેલા આંસુ મલિન અંતઃકરણને પણ પવિત્ર કરે છે.

57. Desires lead to disappointment, Faith brings light to life.

ઇચ્છાઓ અર્થાત્ કામનાઓ મનુષ્યને નિરાશા તરફ લઈ જાય છે અને શ્રદ્ધા જીવનમાં આશાનો પ્રકાશ લાવે છે.

58. By living in solitude away from multitude, One gets enlightened attitude.

લોકસંપર્કથી દૂર એકાન્ત-પવિત્ર સ્થાનમાં રહેવાથી મનુષ્ય ઉચ્ચ વલણ પ્રાપ્ત કરે છે.

59. Water does not stay in a reversed

broken pot, Similarly, knowledge does not stay in a perverted shattered mind.

જેમ ભાંગેલા ઉંધા વાળેલા ઘડામાં પાણી ટકતું નથી, તેમ વ્યુદ્ગ્રાહિત–હતાશ થઈ ગયેલા મગજમાં સાચું જ્ઞાન ટકતું નથી.

60. The mind under the influence of senses is a passionate mind, and the mind guided by DIVINE WISDOM leads to UNITY–YOGA.

ઇન્દ્રિયોને આધીન થયેલું મન વિકારી થાય છે, પણ દિવ્ય પ્રજ્ઞાવાળું મન એકત્વ યોગ ( સમતા યોગ ) તરફ લઈ જાય છે.

61. The seed grows in the fertile land, knowledge downs on a man with a pure mind.

જેમ બીજ રસાળ ભૂમિમાં ઉગે છે, તેમ જ્ઞાન પવિત્ર મનમાં પ્રકાશિત થાય છે.

62. A dam across the water enables us to cross it. Self–restraint and order assist us to cross the worldly ocean.

પાણીનો બંધ જેમ આપણને પાણીને ઉલ્લંઘી જવામાં સહાય કરે છે, તેમ યમ–નિયમ આપણને સંસારસમુદ્રથી પાર પામવા માટે સહાય કરે છે.

63. Human body is composed of five elements and to identify it with ' I ' is the greatest folly.

માનવદેહ પાંચ ભૌતિક તત્ત્વોથી બનેલ છે, છતાં તેમાં ' હું '-પણું ધારણ કરવું એ જ સૌથી મોટી મૂર્ખતા છે.

64. Anger deprives the man of his angle of WISDOM.

ક્રોધ એ ડહાપણની દૃષ્ટિમાંથી મનુષ્યને ભ્રષ્ટ કરે છે.

65. SAVIOR is greater than the killer.

મારનાર કરતાં બચાવનાર વધારે મોટો છે. ( પાપ કરતાં પુણ્ય વધુ શક્તિશાળી છે. )

66. Cheerfulness is the essence of man's life, Otherwise it is a strife.

( આત્મિક ) આનંદ એ જ માનવજીવનનો સાર છે, નહિ તો મનુષ્યજીવન કલહ રૂપ છે.

67. To be virtuous is the only way to perfect happiness and spiritual elevation.

આત્મિક ગુણોની ખીલવણી એ જ આત્મિક ઉન્નતિ અને સંપૂર્ણ સુખનો માર્ગ છે.

68. Chastity is life, Sensuality is death.

સદાચાર એ જીવન છે અને દુરાચાર એ મરણ છે.

69. To know is good, to live is better and to be is perfect.

જાણવું એ સારું છે, જીવનમાં જીવી જવું એ વધુ સારું છે તથા તદ્‌રૂપ બની જવું એમાં પૂર્ણતા છે.

70. The path of virtues is peaceful.

સદ્‌ગુણનો માર્ગ શાન્તિથી ભરપૂર છે.

71. Virtue alone is happiness below.

સદ્ગુણ એ જ પૃથ્વી ઉપરનું સુખ છે.

72. Virtuous men are worshipped everywhere.

સદ્ગુણી માણસો દરેક ઠેકાણે પૂજાય છે અર્થાત્ સત્કાર પામે છે.

73. Care more for virtues than for money.

પૈસા કરતાં સદ્ગુણ પ્રાપ્ત કરવા માટે વધુ કાળજી રાખો.

74. Doing right is at first hard, then delightful; such is the history of every virtue. At first it may mean self-denial of effort, but the reward comes, when at length, the effort grows into a pleasure.

સદ્ગુણનું આચરણ એ પહેલાં મુશ્કેલ છે, પરંતુ તે આચરણ પછી બહુ આનંદદાયક છે. દરેક સદ્ગુણ માટે આ એક સનાતન નિયમ છે કે–તેને માટે પ્રથમ જાતને મારવી પડે છે અને પ્રયાસ કરવો પડે છે, પરંતુ આખરે જ્યારે પ્રયત્ન આનંદમાં પરિણમે છે, ત્યારે તેનો બદલો મળે છે.

75. Humility is mother, nurse, root and foundation for a man to be great.

નમ્રતા એ માતા છે, પોષક છે, મૂળ છે અને મનુષ્ય માટે મહાન થવાનો પાયો છે.

76. Purity of mind is the most essential thing for a man to be great.

માનસિક પવિત્રતા એ મોટા માણસ થવા માટે સૌથી વધારે આવશ્યક વસ્તુ છે.

77. Keep your heart as glossy and white as diamond.

તમારા હૃદયને હીરા જેવું ચળકતું અને ઉજ્જવળ રાખો.

78. Remember that your life's mission is something higher and nobler.

યાદ રાખજો કે-તમારા જીવનનું ધ્યેય (તમે ધારો છો તેના કરતાં) કાંઈક વધારે ઉચ્ચ અને વધારે ઉમદા છે.

79. Real Religion is not a luxury of respectable folk, but it is the prime necessity of all.

ખરો ધર્મ તે કાંઈ માનવંતા માણસોની મોજશોખની વસ્તુ નથી, પરંતુ તે તો દરેકની (આવશ્યક) ખાસ જરૂરિયાતની વસ્તુ છે.

80. Do unto others, as you would have others do unto you.

જેવો વર્તાવ તમે બીજા પાસે કરાવવા માગતા હો, તેવું વર્તન તમે બીજા પ્રત્યે કરો.

81. Our learning is best when it teaches humility, but to be proud of learning is the greatest ignorance in the world.

જે જ્ઞાન આપણને નમ્ર બનાવે છે, તે જ્ઞાન ઉત્તમ છે, પણ પોતાના જ્ઞાન વિષે અભિમાન કરવું, એ દુનિયામાં મોટામાં મોટું અજ્ઞાન છે.

82. Be kind, humble and honest.

માયાળુ, નમ્ર અને પ્રમાણિક બનો.

83. Sense shines with double lustre when it is set in humility.

બુદ્ધિ જ્યારે નમ્રતા સાથે જોડવામાં આવે છે, ત્યારે તે એવા પ્રકાશથી ઝળકી ઊઠે છે.

84. Let us have faith that right makes might.

આપણે એવી શ્રદ્ધા રાખવી કે–સત્ય જ બળ પેદા કરે છે.

85. Confidence makes a man strong, therefore have confidence in to your self and your work.

શ્રદ્ધા માણસને મજબૂત બનાવે છે, માટે તમારી જાતમાં અને તમારા કાર્યમાં શ્રદ્ધા રાખો.

89. Remember that self–control, self–sacrifice, self–confidence and self–reliance are the chief qualities for a man to be great.

યાદ રાખો કે–આત્મસંયમ, આત્મભોગ, આત્મશ્રદ્ધા અને આત્મવિશ્વાસ–એ મનુષ્યને મહાન થવા માટે મુખ્ય ગુણો છે.

87. Patience and perseverance scatter the clouds of difficulties.

ધૈર્ય અને ખંતીલાપણું એ મુસીબતોના વાદળોને વિખેરી નાખે છે.

88. Zeal and effort are the instruments to succeed in every work.

ઉત્સાહ અને પ્રયત્ન એ દરેક કાર્યમાં સફળતા પ્રાપ્ત કરવા માટેનાં સાધનો છે.

89. To return evil for good is devilish, to return good for good is human, but to return good for evil is divine.

ભલાઈનો બદલો બુરાઈથી આપવો એ રાક્ષસીપણું છે, ભલાઈનો બદલો ભલાઈથી આપવો તેમાં માનવતા રહેલી છે, પરંતુ બુરાઈનો બદલો ભલાઈથી આપવો એ દિવ્યતા છે.

90. Pure charity is the desire to be useful to others without thought of recompense.

બદલો મેળવવાની ઈચ્છા વિના બીજાને ઉપયોગી થવાની અભિલાષા, એ જ શુદ્ધ દાન કહેવાય છે.

91. Good company brings every thing good.

સજ્જન પુરૂષોની સોબત તમામ સારી વસ્તુ મેળવી આપે છે.

92. Riches of a good-hearted man are for the benefit of others.

સહૃદય (સજ્જન) પુરૂષની સંપત્તિ બીજાના કલ્યાણ માટે હોય છે.

93. A noble mind is humble in prosperity and proud in adversity.

ઉમદા મન સંપત્તિ વખતે નમ્ર હોય છે અને વિપત્તિ વખતે ગૌરવવંતુ હોય છે.

94. Character is property. A man is known by what he loves:—friends, places, books, thoughts, good or bad, from these his character is told.

સદાચાર એ મિલ્કત છે. મનુષ્ય કેવા મિત્રોને ચાહે છે, કેવા સ્થળોએ જાય છે, કેવા પુસ્તકો વાંચે છે અને કેવા સારા-માઠા વિચારો ધરાવે છે, તે તે વસ્તુઓ ઉપરથી તેનું ચારિત્ર કહી શકાય.

95. A man is known by the company he keeps.

માણસ કેવી સોબત રાખે છે, તેના ઉપરથી તે ઓળખાય છે.

96. A great man shows his greatness by the way he treats little man.

એક સામાન્ય માણસ પ્રત્યેના આચરણથી મોટા માણસની મોટાઈ માલુમ પડી આવે છે.

97. Selfishness is the survival of the animal in us. Humanity only begins for man with doing things to others.

સ્વાર્થવૃત્તિ એ તો આપણામાં રહેલી શેષ પશુતા છે. પરોપકાર કરવાથી મનુષ્યમાં રહેલી માનવતા પ્રગટ થાય છે.

98. Care more for others than for yourself.

તમારી જાત કરતાં બીજાઓ માટે વધારે કાળજી રાખો.

99. He, that does good to another, does good also to himself.

બીજાનું ભલું કરવામાં પોતાનું પણ ભલું સમાયેલું છે.

100. The luxury of doing surpasses every other personal enjoyment.

બીજાઓનું ભલું કરવામાં માણસને જે આનંદલહરી ઉપજે છે, તે તમામ પ્રકારના બીજા પોતાના અંગત મોજશોખના આનંદો કરતાં ચડી જાય છે.

101. He, that does good to another man, especially, when the other has done some wrong, does also good to himself; not in the consequence, but in the very act of doing it; for, the consciousness of well doing is ample reward.

જે માણસ બીજાનું ભલું કરે છે અને ખાસ કરીને અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરે છે, તે પોતાનું પણ કલ્યાણ કરે છે. તેનું ભવિષ્યમાં શુભ પરિણામ આવશે, એટલું જ નહિ પણ તેવું કામ કરતી વખતે 'પોતે સારૂં કામ કરે છે.'—એવું ભાન જ મનુષ્યના પોતાના શુભ કામનો પુષ્કળ બદલો છે.

102. The best sermon is the example of a good unselfish life.

ઉત્તમ નિઃસ્વાર્થ જીવન જીવી ગયાનું દૃષ્ટાન્ત પૂરૂં પાડવું, એ જ શ્રેષ્ઠ ઉપદેશ છે.

103. If you can't be a highway, be a path. If you can't be the sun, be a star. It is not by the size you win or you fail, be the best of whatever you are.

રાજમાર્ગ ભલે ન બની શકો, કેડી તો બનો! સૂર્ય ભલે ન બની શકો, તારલા તો બનો! તમારો જય અથવા પરાજય કેટલા પ્રમાણમાં થાય છે તે મહત્ત્વનું નથી, તમારામાં જે કાંઈ છે તેમાંનું સર્વોત્તમ દર્શાવો એ મહત્ત્વનું છે.

104. Every word uttered by a speaker costs him some physical loss, and in the strictest sense he burns that others may have light.

110. The whole science of life is to avoid sowing the seeds of regret.

પશ્ચાત્તાપ કરવો પડે એવા પાપ રૂપી બીજને ન વાવવા, એ જ જીવનનું સારભૂત વિજ્ઞાન છે.

111. Let this be your motto that "what is truth is mine."

"સાચું એ જ મારૂં."–એ તમારો મુદ્રાલેખ થાઓ.

112. Mind well, that human life is the most precious of all.

સર્વ વસ્તુઓમાં મનુષ્યજીંદગી સૌથી વધુ કિંમતી છે, એ ખાસ ધ્યાનમાં રાખજો.

113. Every man is mortal.

દરેક માણસ મરણાધીન છે.

114. Men must be taught as if you taught them not, and things unknown proposed as things forgot.

માણસને એવી રીતે કેળવવા જોઈએ કે–આપણે તેમને શીખવાડીએ છીએ એમ નહિ, (પરંતુ) તેઓ જે અજાણી વસ્તુઓને ભૂલી ગયા હતા તેનું માત્ર આપણે ભાન કરાવીએ છીએ.

115. Labour to learn, before you grow old. Because learning is more precious than silver or gold. Silver and gold would vanish away, but acquired knowledge will not decay.

મોટા થાઓ તે પહેલાં જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરો, કારણ

કે–સોના–ચાંદી કરતાં પણ જ્ઞાન વધુ કિંમતી છે. સોનું અને ચાંદી નાશ પામશે પણ પ્રાપ્ત કરેલું જ્ઞાન નાશ પામશે નહિ.

116. X–Ray shows the parts of the body, while Shastra shows the habits of the soul.

'એક્સ–રે' શરીરના અવયવ બતાવે છે, જ્યારે શાસ્ત્ર આત્માની ટેવોને (રીતભાતને) બતાવે છે.

117. Honesty is the best policy for all.

પ્રમાણિકપણું એ સૌ માટે સૌથી શ્રેષ્ઠ નીતિ છે.

118. Sin is the root of all pains.

પાપ, સઘળાં દુઃખોનું મૂળ છે.

119. All other knowledge is harmful to him, who has no science of honesty and good nature.

પ્રમાણિક અને સારા સ્વભાવના વિજ્ઞાનથી જે પરિચિત નથી, તેને બીજું બધું જ્ઞાન હાનિકારક નીવડે છે.

120. How happy is that man whose armour is his honest thought !

જેનું બખ્તર પ્રમાણિક વિચાર છે, તે માણસ કેટલો બધો સુખી છે !

121. Corruption, wins not more than honesty.

લાંચ–રુશ્વત મેળવનાર, એ પ્રમાણિક કરતાં વધુ વિજયી બનતો નથી.

122. Dishonesty is forsaking of permanent happiness for temporary advantages.

અપ્રમાણિકતા દાખવવી, એ ક્ષણિક લાભ ખાતર શાશ્વત સુખને ગુમાવવા જેવું છે.

123. Not education, but character is man's greatest need and man's greatest safe-guard.

શિક્ષણ નહિ પણ ચારિત્ર જ માણસની મોટામાં મોટી જરૂરિયાત અને સૌથી વધુ સંરક્ષક વસ્તુ છે.

124. Men believe more from seeing than hearing. The way is long by precepts, short and effective by examples.

સાંભળવા કરતાં નજરે દીઠામાં માણસોને વધુ શ્રદ્ધા બેસે છે. ઉપદેશનો માર્ગ લાંબો છે. દૃષ્ટાન્તનો (જીવનમાં જીવી બતાવવાનો) માર્ગ ટૂંકો અને અસરકારક છે.

125. Forgive and forbear.

માફી આપો અને સહન કરો.

126. Have equal eyes towards all.

સઘળાંને સમાન દૃષ્ટિથી જુઓ.

127. True courage and courtesy always go hand in hand. The bravest men are the most forgiving and the most anxious to avoid quarrels.

હંમેશાં સાચી હિંમત અને સભ્યતા સાથે જ હોય છે. સાચા વીરો જ ક્ષમાશીલ હોય છે અને તેઓ કલહથી વેગળા રહેવાને ઘણા આતુર હોય છે.

128. He, that has not forgiven an enemy, has not yet tasted one of the sublime enjoyments of life.

જેણે જીંદગીમાં શત્રુને ક્ષમા આપી નથી, તેણે હજુ સુધી જીંદગીના ઉમદા રસનો આસ્વાદ લીધો નથી.

129. Sweet are the uses of adversity.

આપત્તિના ફળ મધુર હોય છે.

130. He who cannot forgive others, breaks the bridge over which he himself has to pass, for every man has need to be forgiven.

જે મનુષ્ય બીજાને ક્ષમા આપી શકતો નથી, તે જે પુલ ઉપરથી પોતાને પસાર થવાનું છે, તે જ પુલને ભાંગી નાંખે છે, કારણ કે–દરેક પુરૂષને ક્ષમા મેળવવાની જરૂરિયાત રહે છે.

131. He who is patient and clam in forgiving, under all circumstances, manifests the truth.

જે બધા સંજોગોમાં ધૈર્યવાન અને ક્ષમા આપવામાં શાન્ત છે, તે સત્યને પ્રગટ કરે છે.

132. It is a greater thing to acknowledge a fault, than not to know how to commit one.

કરેલી ભૂલનો સ્વીકાર કરવાનું જ્ઞાન, એ ભૂલ ન કરવાના જ્ઞાન કરતાં પણ વધારે મોટી વસ્તુ છે.

133. No quality will get a man more friends than disposition to admire the qualities of others.

બીજાના ગુણોની પ્રશંસા કરનારો ગુણ (એટલે કે–ગુણાનુરાગ નામનો ગુણ) જેટલા મિત્રોને મેળવી આપે છે, તેટલા બીજો કોઈ પણ ગુણ મેળવી આપતો નથી.

134. The greater the aim, the richer the suffering.

ધ્યેય જેટલું વધારે ઉચ્ચું હોય, તેટલું વધારે સહન કરવાનું હોય.

135. The secret of success is constancy in purpose.

ધ્યેયમાં સતત સ્થિરતા રાખવી, એ સફળતાની ચાવી છે.

136. Lives of great men all remind us,
We can make our lives sublime;
And departing leave behind us,
Footprints on the sands of time.
Footprints that perhaps another,
Sailing over life's solemn aim,
A for-lorn and ship-wrecked brother,
Seeing shall take heart again.

મહાન મનુષ્યોના જીવન આપણને યાદ કરાવે છે કે—આપણે પણ આપણા જીવનને ભવ્ય બનાવી શકીએ છીએ અને મૃત્યુ પામ્યા પછી પણ સમયની રેતી ઉપર આપણે આપણા પોતાના પગલાંના છાપ મૂકતા જઈએ છીએ. જે પગલાં જોઈને જીવનના ગંભીર ધ્યેય માટે મુસાફરી કરતો કોઈ નાસીપાસ થયેલ અને જેના જીવનની નાવ ભાંગી ગઈ છે, એવા એકલા અટુલા બાંધવને હિંમત અને પ્રેરણા મળશે.

137. To err is human, to forgive is divine.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, પરંતુ જે ક્ષમા આપે છે તે દેવ સમાન છે.

138. Men are seldom blessed with good fortune and good sense at the same time.

વિપુલ સમૃદ્ધિ અને નિર્મલ બુદ્ધિ–એ બંને એક સાથે મનુષ્યોમાં ભાગ્યે જ હોય છે.

139. He, that is good will infallibly become better; he that is bad will certainly become worse, for vice, virtue and time never stand still.

સારો માણસ ખરેખર વિશેષ સારો થતો જાય છે અને ખરાબ માણસ વિશેષ ખરાબ થતો જાય છે, કારણ કે–દુર્ગુણ, સદ્‌ગુણ અને સમય–એ ત્રણ કદી સ્થિરપણે રહેતાં નથી. (પરંતુ વધઘટ થયા જ કરે છે.)

140. He is the man, who dies before the death.

જે મનુષ્ય મૃત્યુ પહેલાં સર્વથી અલિપ્ત થઈ જાય છે, એ જ ખરેખર મનુષ્ય છે.

141. There is only one way under high heaven, to get anybody to do anything, that is by making another person want to do it.

જગતમાં બીજા પાસે કાર્ય કરાવવાનો એક જ માર્ગ છે અને તેને તે કાર્ય કરવાની ઇચ્છા પેદા કરાવવાથી થઈ શકે છે.

142. The sacrifice that is regretted is no longer an acceptable sacrifice, and the gift that is grudged loses its moral worth.

જે ત્યાગ કરવા બદલ પશ્ચાત્તાપ થાય એ સ્વીકાર્ય ત્યાગ નથી અને જે ભેટ આપવા બદલ અફસોસ થાય એ ભેટ પોતાનું નૈતિક મૂલ્ય ગુમાવી દે છે.

143. Better mend one fault in yourself than a hundred in your neighbour.

પાડોશીની સો ભૂલ સુધારવા કરતાં પોતાની એક જ ભૂલ સુધારવી વધારે શ્રેષ્ઠ છે.

144. If money is lost nothing is lost, if health is lost something is lost, but if character is lost everything is lost.

તમે જો ધન ગુમાવો તો કાંઈ ગુમાવ્યું નથી, જો શરીરનું સ્વાસ્થ્ય બગડે તો કાંઈક ગુમાવ્યું છે, પણ જો ચારિત્ર ગુમાવો તો બધું ગુમાવી બેઠા છો.

145. A man convinced against his will, is of the same opinion still.

ઇચ્છા વિરૂદ્ધ પરાણે ખાત્રી કરાવવાથી માણસ પોતાના અભિપ્રાયને બદલી શકતો નથી.

146. When we change our action, we will automatically change our feelings, we may not be saintly enough to love our enemies, but for the sake of our own health and happiness let us at least forgive them and forget them.

આપણે કાર્ય બદલીશું તો આપણી વૃત્તિ આપોઆપ બદલાશે. શત્રુને ચાહવા જેટલી સુજનતા ન હોય તો પણ, આપણા જ સ્વાસ્થ્ય અને સુખ ખાતર આપણે શત્રુને ક્ષમા કરીએ અને (શત્રુતા) ભૂલી જઈએ.

147. Practice makes a man perfect.

અભ્યાસ મનુષ્યને સંપૂર્ણ બનાવે છે.

148. Do you wish people to speak well of you? Then do not speak at all of yourself.

લોકો તમારા માટે સારું બોલે એમ તમો ઇચ્છો છો? તો તમારા માટે તમે પોતે પ્રશંસાનો એક શબ્દ પણ ઉચ્ચારશો નહિ.

149. We all, when we are well, give good advice to the sick.

જ્યારે આપણે બધા પણ તંદુરસ્ત હોઈએ છીએ, ત્યારે જ માંદાઓને સારી શીખામણ (ડાહી ડાહી શીખામણ) આપવાનું આપણને સૂઝે છે.

150. When anyone provokes you, be assured that it is your opinion, which provokes you.

જ્યારે કોઈ પણ તમને ઉશ્કેરે છે, ત્યારે ચોક્કસ માનજો કે—તમારા અભિપ્રાયો જ તમને ઉશ્કેરે છે.

151. Adversity is the best school of discipline.

વિપત્તિ એ શિસ્તની કેળવણી આપનાર એક ઉત્તમ શાળા છે.

152. Let us not allow ourselves to be upset by small things. We should ignore and forget. Remember, life is too short to be little.

ક્ષુદ્ર બનાવોથી આપણે મુંઝાઈ જવું નહિ જોઈએ, બલ્કે તેની ઉપેક્ષા કરવી જોઈએ અને તેને ભૂલી જવા જોઈએ. યાદ રાખો, જીવન એટલું બધું ટૂંકું છે કે—આપણને ક્ષુદ્ર ભાવ પરવડે તેમ નથી.

153. When misfortune befalls you, do not find fault with the person, who is apparent

158. Love others and you will be loved.

તમે બીજાને ચાહો, તો બીજા તમને જરૂર ચાહશે.

159. Bless them that curse you.

જેઓ તમારી નિંદા કરે, તેનું પણ તમે સારું ઇચ્છો.

160. Love your enemies.

તમારા શત્રુને પણ ચાહો.

161. Killing the least, living the best.

બીજાને ઓછામાં ઓછી પીડા કરવી, એ પ્રકારનું જીવન સૌથી શ્રેષ્ઠ છે.

162. Seek the good of the other man, but be not in bondage to his face or fancy.

બીજામાં રહેલ ગુણોને શોધો, પરંતુ તેમના ઉપર ઉપરના બાહ્ય દેખાવ અગર ઉડતી કલ્પનાઓમાં દોરવાઈ ન જાઓ.

163. Nothing good ever comes of violence.

હિંસામાંથી કાંઈ પણ સારું પરિણામ કદી નિપજતું નથી.

164. Kindness is the golden chain by which society is bound together.

દયાભાવ એ એવી સોનેરી સાંકળ છે, કે જેનાથી સમાજ સુસંગઠિત રહેલ છે.

165. Paradise is open to all kind hearts.

તમામ દયાળુ હૃદયને માટે સ્વર્ગનાં બારણાં ખુલ્લાં જ હોય છે.

166. Kind hearts are more than coronets.

રાજમુકુટ કરતાં દયાળુ હૃદય વધારે મૂલ્યવાન છે.

167. It does not cost to be kind.

દયાળુ થવામાં કાંઈ કિંમત બેસતી નથી.

168. Man's inhumanity to man makes countless thousands mourn.

માનવની માનવ પ્રત્યેની માનવહીનતા (ક્રૂરતા) અગણિત હજારોને શોક કરાવે છે.

169. Ashes fly back in face of him, who throws them.

જે રાખ ફેંકે છે, તેના મુખ ઉપર રાખ પાછી ઉડે છે. અર્થાત્ ક્રૂરતાનો વ્યવહાર કરનાર પ્રતિ ક્રૂરતા પાછી આવે છે.

170. Contentment is better than wealth.

સંતોષ એ સંપત્તિ કરતાં વધારે સારો છે.

171. Contentment is the root of happiness.

સંતોષ એ સુખનું મૂળ છે.

172. Contentment does not arise from wealth, rank or power, but it arises from the simple mind that is easily pleased with what he gets, and it arises simple tests that are easily qualified together with the heart of considering that whatever is, is best.

ધન, હોદ્દો અગર સત્તાથી કદી સંતોષ ઉત્પન્ન થવાનો નથી, પરંતુ જે વસ્તુ મળી રહે, તેમાંજ સ્વાભાવિક રીતે ખુશ રહેનારા, સાદા મન દ્વારા, તેમજ અલ્પ વૈભવોમાંજ આનંદ માનનારા અને પોતાની પાસે જે કાંઈ છે, તેને સર્વોત્તમ સમજનારા હૃદય દ્વારા સંતોષ પેદા થઈ શકે છે.

173. Contentment is a pearl of great prices, and whoever procures it at the expense of ten thousand desires, makes a wise and happy purchase.

સંતોષ એ મહા મૂલ્યવાન મોતી છે. જે કોઈ દશ હજાર ઈચ્છાઓનું બલિદાન આપીને સંતોષનું મોતી ખરીદ કરે છે, તે ખરીદી ડહાપણભરેલી અને સુખદાયક ગણાય છે.

174. The less I have, the more I am.

મારી પાસે જેટલું ઓછું છે, તેટલો હું વધુ સમૃદ્ધ છું.

175. My crown is in my heart, not on my head, not decked with diamonds and indian stones, not to be seen my crown is called contentment. A crown it is that seldom kings enjoy.

મારો મુગટ મારા મસ્તક ઉપર નહિ પણ મારા હૃદયમાં છે. તે હીરાથી કે પુખરાજથી જડેલો નથી, તે દેખી શકાતો નથી. તે મારા મુગટનું નામ સંતોષ છે. તે મુગટ રાજાઓના ઉપભોગમાં ભાગ્યે જ આવે છે.

176. The Truth, the Good, the Beautiful.

[ सत्यं शिवं सुन्दरम् ]

સત્ય, શિવ અને સુંદર (એ ત્રણેય એક જ છે.)

177. There is nothing so delightful as the hearing or the speaking of the truth.

સત્ય કથન કે સત્ય શ્રવણ જેટલું આનંદદાયક છે, તેટલું બીજું કશું આનંદદાયક નથી.

from sin by belief in Holiness of perfection. They are saved from evil by belief in good, for every belief is manifested in the life.

સત્યની સર્વોપરિતામાં વિશ્વાસ રાખવાથી માણસો ભૂલ કરતાં બચ્યા છે, પૂર્ણતાની પવિત્રતામાં વિશ્વાસ રાખવાથી તેઓ પાપ કરતાં બચ્યા છે અને સારાપણામાં વિશ્વાસ રાખવાથી તેઓ દોષથી બચ્યા છે, કારણ કે-દરેક માન્યતા જીવનમાં કાર્ય રૂપે પ્રગટ થાય છે.

185. Generous man can only make the good use of his welth.

ઉદાર માણસ જ પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરી શકે છે.

186. Money spent on myself may become a mill-stone about my neck, money spent on others, may give me the wings like angels.

પોતાના માટે ખર્ચેલા પૈસા પત્થરની ઘંટીનું પડ બની ગળે વળગે છે, જ્યારે બીજા માટે ખર્ચેલા પૈસા માણસને દેવદૂતો જેવી પાંખો આપે છે.

187. What I gave I have, what I spend, I had, what I spent, I lost.

મેં જે (દાન રૂપે) આપ્યું તે મારૂં છે, જે હું ખરચું છું તે મારી પાસે હતું અને જે મેં ખરચ્યું તે મેં ગુમાવી નાખ્યું.

188. The hand that gives, gathers.

જે હાથ દાન આપે છે, તે મેળવે છે અર્થાત્ કમાણી કરે છે.

189. It is more blessed to give than to receive. Self must be forgotten and that the

needs of others must be put first. When this is understood and practised, the peace of mind which has been promised to men will become a reality.

લેવા કરતાં આપવું એ વધારે ઇષ્ટ વસ્તુ છે. આપણી જાતને ભૂલી જવી જોઈએ. બીજાની જરૂરીઆતને પહેલાં મૂકવી જોઈએ. જ્યારે આ સમજાય છે. અને અમલમાં મૂકાય છે, ત્યારે મનુષ્ય માટે માનસિક શાન્તિનું જે નિર્માણ થયું છે, તે વાસ્તવિક રૂપે પ્રાપ્ત થાય છે.

190. Have sympathy from within towards all, if you have nothing to pay.

જો તમે કાંઈ ન આપી શકતા હો, તો સૌ પ્રત્યે અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ તો જરૂર દર્શાવો.

191. First deserve and then desire.

પહેલાં યોગ્યતા મેળવો અને પછી ઇચ્છા કરો.

192. Biggest room in the world is the room for self improvement.

વિશ્વમાં જો કોઈ મોટામાં મોટું કરવા જેવું કાર્ય હોય, તો તે આત્મસુધારણાનું છે.

193. We never know a greater character of other's, unless there is in ourselves something congenial to it.

જ્યાં સુધી આપણે બીજાઓના ઉત્તમ ચારિત્રને જાણીશું નહિ, ત્યાં સુધી આપણે પારકી સુશીલતાને કદી ઓળખી શકીશું નહિ.

194. Every man is my superior in some way. In that I can learn of him.

કોઈક અપેક્ષાએ દરેક માણસ મારાથી વિશેષ ચઢિયાતો છે અને તેથી હું તેની પાસેથી કાંઈક શીખામણ મેળવી શકીશ.

195. Utter not a word of despair, but work with zeal, and fruit you are sure to attain.

નિરાશાનો એકેય શબ્દ બોલો નહિ, પણ ઉત્સાહથી કામ કરો અને તેનું ફળ તમે જરૂર મેળવવાના છો.

196. Remember that world is full of dangers, difficulties and disappointments, but have courage and you will be safe.

એટલું યાદ રાખજો કે–આ જગત ભય, મુશ્કેલીઓ અને નિરાશાઓથી ભરેલું છે, પરંતુ જો હિંમત રાખશો તો તમે સહી-સલામત રહેશો.

197. Success comes to the man who does not fear failure.

જે પરાજયથી ભય પામતો નથી, તે માણસને વિજય પ્રાપ્ત થાય છે.

198. Nothing is impossible, impossible is an adjective found in the dictonary of cowards.

કોઈ વસ્તુ 'અશક્ય' નથી. 'અશક્ય' એ વિશેષણ કાયર માણસોના શબ્દકોષમાં મળે છે.

199. Obedience alone gives right to command.

આજ્ઞાંકિતપણું એ જ આજ્ઞા કરવાનો હક્ક આપે છે. અર્થાત્ સ્વયં આજ્ઞાધીન રહેનારાઓને જ અન્ય ઉપર આજ્ઞા ચલાવવાનો હક્ક રહે છે.

200. The height by great men reached and kept,
Were not attained by sudden flight;
But they while their companions slept,
Were toiling hard in night.

મોટા માણસોએ જે મોટાઈ પ્રાપ્ત કરી હોય છે અને સાચવી રાખી હોય છે, તે અકસ્માત્ મેળવેલી વસ્તુ નથી હોતી, પણ જ્યારે રાત્રિના વખતે તેમના સોબતીઓ ઊંઘતા હતા, ત્યારે તેઓ સખ્ત પરિશ્રમ કરતા હતા.

201. Begin. To begin is half the work. Let half still remain. Again begin this and thou wilt have finished.

પ્રારંભ કરો. પ્રારંભ કરવો એ અડધી કાર્યસિદ્ધિ છે. બાકીનું અડધું ભલે બાકી રહે. બાકીના આ અડધાનો ફરી પ્રારંભ કરો અને તમે તે પૂરું કર્યું હશે.

202 Silence is the rest of the mind, and silence is to the spirit what sleep is to the body, nourishment and refreshment. It covers folly, keeps secrets, avoids disputes and prevents sins.

મૌન એ મનનો વિશ્રામ છે અને નિદ્રાથી જેમ શરીરને પોષણ અને તાજગી મળે છે, તેમ મૌનથી આત્માને પણ પોષણ અને તાજગી મળે છે. મૌન મૂર્ખતાને ઢાંકે છે, ગુપ્તતાને સાચવે છે, ઝઘડાઓને ટાળે છે અને પાપોને અટકાવે છે.

203. Think before you speak and look before you leap.

બોલતાં પહેલાં વિચાર કરો અને કૂદતાં પહેલાં જુઓ.

204. The tongue is the instrument of the greatest good and the greatest evil, that is done in the world.

જગતમાં જે કાંઈ ઉત્કૃષ્ટ સારૂં અથવા અત્યંત ખુરૂં કાર્ય થાય છે, તે બધાનું કારણ જીભ છે.

205. True eloquence consists in saying all that is necessary and nothing but what is necessary.

જરૂરી એવું બધું કહેવું અને જરૂરી સિવાય બીજું કાંઈ પણ ન કહેવું, એમાં જ ખરી વક્તૃત્વ કળા સમાયેલી છે.

206. Hear much, but speak little.

સાંભળો ઘણું, પણ બોલો થોડું.

207. The tongue is but three inches long, yet it can kill man six feet high.

જીભ માત્ર ત્રણ ઈંચની છે, છતાં તે ૭ ફૂટ ઊંચા માણસને મારી શકે છે.

208. Give your ears to all, tongue to none.

તમારા કાન બધાને આપો, પણ જીભ કોઈને આપો નહિ. અર્થાત્ સાંભળો ખરા, પણ બધાને કહેવાનું ન હોય.

209. An angry man opens his mouth and shuts his eyes.

ક્રોધી માણસ પોતાનું મોઢું ઉઘાડું રાખે છે અને પોતાની આંખો બંધ રાખે છે. અર્થાત્ ક્રોધી માણસ દેખી શકતો નથી.

210. A wound from a tongue is worse than

a wound from a sword, for the latter affects only the body, the former, the spirit.

તલવારના જખમ કરતાં શબ્દનો જખમ વધારે ખરાબ છે, કેમ કે–તલવારનો જખમ શરીરને જ ઈજા કરે છે, જ્યારે શબ્દનો જખમ આત્માને ઈજા કરે છે.

211. By examining the tongue, physicians find out the diseases of the body and philosopers, the diseases of the mind and heart.

જીભની પરીક્ષા કરીને ડૉક્ટરો શરીરના રોગો શોધી કાઢે છે અને તત્ત્વવેત્તાઓ (પણ) માણસની જીભ ઉપરથી મન અને હૃદયના રોગો શોધી કાઢે છે.

212. Great talkers are like leaky vessels, every thing runs out of them.

ઘણું બોલનારા માણસો કાણાવાળા વાસણ જેવા હોય છે. તેમાંથી દરેક વસ્તુઓ બહાર નીકળી જાય છે.

213. A wise man reflects before he speaks, while a fool speaks and then reflects on what he has uttered.

ડાહ્યો માણસ બોલતા પહેલાં વિચારે છે. ( પોતાના શબ્દોની શી અસર થશે તે પ્રથમ વિચારે છે અને પછી બોલે છે. ), જ્યારે મૂર્ખ માણસ બોલી નાખે છે અને પછી પોતે શું બોલ્યો તેના વિષે વિચાર કરે છે.

214. Never hold anyone by button or the hand in order to be heard out, for if people are unwilling to hear you, you better hold your tongue than them.

તમને સાંભળવા માટે બટન પકડીને કે હાથ પકડીને કદી કોઈને પરાણે રોકી રાખશો નહિ, કેમ કે–જો લોકો તમને સાંભળવા ન ઈચ્છતા હોય, તો તેમને પકડી રાખો તેના કરતાં તમે તમારી જીભને પકડી રાખો, એ વધારે સારૂં છે.

215. He that cannot refrain from much speaking, is like a city without walls.

જે માણસ બોલવા ઉપર અંકુશ રાખી શકતો નથી, તે માણસ કિલ્લા વગરના શહેર જેવો છે. મતલબ કે–તે ક્યારેક જોખમમાં મૂકાઈ જાય છે.

216. Tie your tongue; keep it within the banks; a rapidly flowing river soon collect mud.

તમારી જીભ રૂપી નદીને અંકુશમાં રાખો અને ( હોઠ રૂપી ) બંને કાંઠાઓની અંદર જ તેને રહેવા દો. જે નદી પૂરજોશથી વહે છે, તેમાં કાદવ–કીચડ જલ્દી એકઠો થાય છે.

217. Here is a golden, heaven–sent opportunity, never criticise anybody at any time.

આ સ્વર્ગે બક્ષેલી સોનેરી તક છે કે–' કદી કોઈની પણ ટીકા કરો નહિ.'

218. It is very easy to criticise a man, but it is difficult to appreciate him.

માણસની ટીકા કરવી એ બહુ સહેલું છે, પરંતુ તેની કદર કરવી એ ઘણું મુશ્કેલ છે.

219. Nobody likes criticism. Everybody's shilling is worth 18 d. Stinging criticism, even if it is justified, spoils human relations.

223. Don't complain about the snow on your neighbour's root, when your doorstep is unclean.

તમારૂં આંગણું જ્યારે મલિન હોય, ત્યારે તમારા પાડોશીના છાપરે બરફ (કચરો) પડ્યો હોય તેની ફરિયાદ કરશો નહિ.

224. He is the littlest who be littles other.

જે બીજાને હલકા પાડે છે, તે પોતે સૌથી વધુ હલકો બને છે.

225. Men talk only to conceal the mind.

માત્ર પોતાના મનને છૂપાવવા માટે માણસ બોલ બોલ કરે છે.

226. I shall never speak ill of anybody.

હું કદી કોઈનું બૂરૂં બોલીશ નહિ.

227. What is duty? Did you ever think of it?

પોતાની ફરજ શું છે, તેનો તમે કદી વિચાર કર્યો છે?

228. The right performance of this hour's duties will be the best preparation for the hours or ages that follow it.

વર્તમાન ઘડીની ફરજોનું સાચું પાલન ભવિષ્યની ઘડીની ફરજોની ખરી તૈયારી છે. અર્થાત્ આજની ફરજો જો અદા કરશો તો ભવિષ્યની ફરજો બરાબર અદા કરવી સહેલી પડશે.

229. We are not in this world to do what we wish, but to be willing to do that which is our dnty.

આપણે આ દુનિયામાં આપણી ઇચ્છાઓની તૃપ્તિ કરવા માટે અસ્તિત્વમાં આવ્યા નથી, પણ આપણી ફરજોનું પાલન કરવાની ઇચ્છા કરવા માટે આવ્યા છીએ.

230. Get rid of wishing habit and replace it with the habit of decision and action.

કેવળ ઇચ્છા કરવાની ટેવમાંથી મુક્ત થાઓ અને તેને બદલે નિર્ધાર અને પુરૂષાર્થ કરવાની ટેવને અપનાવો.

231. Honour and shame from no condition rise. Act well your part and there all the honour lies.

માન અને શરમ કોઈ પણ પરિસ્થિતિમાંથી ઉત્પન્ન થતાં નથી. તમે તમારો પાઠ સારી રીતે ભજવો તો સમગ્ર સન્માન ત્યાં રહેલું જ છે.

232. I slept and dreamt that life was a beauty, but awoke and found that life was a duty.

હું ઉંઘ્યો અને સ્વપ્નું આવ્યું કે–જીંદગી એક જાતનું સૌંદર્ય છે, પણ હું જાગ્યો અને જોયું કે–જીંદગી એક કર્તવ્ય છે.

233. Jack of all, (but) master of none.

બધા વિષયોમાં માથું મારનારો કોઈ પણ વિષયમાં પૂરો નિષ્ણાત બની શકતો નથી.

234. As you think, so you become.

તમે જેવા વિચાર કરશો તેવા બનશો.

235. Garner up noble thoughts in your mind, for noble thoughts make noble lives.

તમારા દિલમાં ઉંચા વિચારોનો સંગ્રહ કરો, કેમ કે–ઉંચા વિચારો જીવનને ઉન્નત બનાવે છે.

236. Evil is wrought by want of thought, as well as want of heart.

હૃદયની ખામીની જેમ વિચારની ખામીથી (પણ) ખરાબી થાય છે.

237. If a man takes no thought about what is distant, he will find sorrow near at hand.

જે દૂર છે તે વિષે જો માણુસ લાંબો વિચાર ન કરે, તો તેને હાથવેંતમાં જ દુઃખનો ભેટો થશે.

238. Mere study without thought is useless, but thought without study is dangerous.

વિચાર વિનાનો માત્ર અભ્યાસ નિરર્થક છે, પરંતુ અભ્યાસ વિનાનો વિચાર તો ભયંકર છે.

239. Only be clear about what is finally right, whether you can do it or not, and every-day you will be more and more able to do it, if you try.

અંતે સત્ય વસ્તુ શું છે તેનો ચોક્કસ નિર્ણય કરો, ભલે પછી તમે તે કરી શકો અગર તો ન કરી શકો. પરંતુ જો તમે પ્રયત્ન કરશો, તો દિન–પ્રતિદિન તમે તે વસ્તુ કરવા માટે વધુ અને વધુ શક્તિમાન બનશો.

240. The world is a comedy to those who think, a tragedy to those who feel.

બુદ્ધિથી વિચારનારને જગત હાસ્યરસનું નાટક જણાય છે, સંવેદનથી અનુભવનારને તે કરૂણારસનું નાટક ભાસે છે.

241. For every element under the sun, there is a remedy or there is none. If there be one, try to find it. If there be none, never mind it.

જગતમાં પ્રત્યેક રોગનો ઉપાય છે અથવા નથી હોતો. જો ઉપાય હોય તો તેને શોધી કાઢો અને જો ન હોય તો તે વિષે ચિંતા ન કરો.

242. Wisdom is to the mind, what health is to the body.

આરોગ્ય જેમ શરીર માટે છે, તેમ ડહાપણ મન માટે છે.

243. A man's wisdom is his best friend, folly his worst enemy.

માણસનું ડહાપણ એ તેનો શ્રેષ્ઠ મિત્ર છે, જ્યારે મૂર્ખતા એ તેનો ખરાબમાં ખરાબ શત્રુ છે.

244. There are no circumstances however unfortunate, that clever people don't extract some advantage from.

ગમે તેવા વિપરીત હોય તો પણ કોઈ પણ સંજોગો એવા નથી, કે જેમાંથી હોંશિયાર માણસો કાંઈ ફાયદો મેળવી ન શકે, અર્થાત્ ચતુર પુરુષો ગમે તેવા કમનશીબ ગણાતા સંજોગોમાંથી પણ ફાયદો લે છે.

245. Circumstances are the rulers of the weak, but are the instruments of the wise.

સંજોગોનું સામ્રાજ્ય નબળા માણસ પર છે, પણ ડાહ્યા માણસો માટે તો તે સંજોગો સાધન રૂપ બને છે.

246. Prevention is better than cure.

(રોગના) ઉપચાર કરતાં પથ્યપાલન વધુ હિતકર છે. અર્થાત્ પથ્યપાલન દ્વારા પ્રથમથી જ રોગને અટકાવવો તે વધારે સારું છે.

247. When fate hands us a lemon, let us try to make a lemonade.

આપણા નશીબ જ જ્યાં આપણને ખાટું લીંબુ બક્ષે, તો પણ આપણે તો એમાંથી મિષ્ટ લીંબુ રસ જ (સરબત) બનાવવા પ્રયત્ન કરવો જોઈએ.

248. A wise man's day is worth a fool's life.

મૂર્ખ માણસની આખી જીંદગી કરતાં ડાહ્યા પુરૂષનો એક દિવસ વધારે કિંમતી છે.

249. It is the mind and heart that make a man poor or rich, miserable or happy, for these are always stronger than fortune.

મન અને હૃદય માણસને ગરીબ અથવા તવંગર, દુઃખી અથવા સુખી બનાવે છે, કારણ કે–આ બે વસ્તુઓ ભાગ્ય કરતાં હંમેશાં વધારે શક્તિશાળી છે.

250. Stop grieving over being misunderstood and try yourself at understanding other people. It is much saner and happier.

તમારા માટે ગેરસમજ થાય એ માટે દિલગીરી લાવવાનું બંધ કરો અને બીજાઓને સમજવા માટે પ્રયત્ન કરો, એ જ વધારે ડહાપણવાળું અને સુખદાયક છે.

251. Strong characters are produced by strong thinking. Good deeds are the outcome of good thoughts. No man lives a noble life without thinking nobley.

ઉચ્ચ આચરણ ઉચ્ચ વિચારણાઓમાંથી ઉદ્‌ભવે છે. સારાં કૃત્યો એ સારા વિચારોનું પરિણામ છે. ઉત્તમ વિચાર કર્યા વિના કોઈ પણ માણસ ઉત્તમ જીવન જીવી શકતો નથી.

252. An arrow may fly through the air and leave no trace, but an ill thought leaves a trail like a serpant.

તીર હવામાંથી પસાર થાય છે પણ તેનું ચિહ્ન હવામાં રહેતું નથી, જ્યારે ખરાબ વિચારોનું ચિહ્ન સર્પના લીસોટાની જેમ રહી જાય છે.

253. The life given us by nature is short, but the memory of a well spent life is eternal.

પ્રકૃતિએ આપણને બક્ષેલું જીવન ટૂંકું છે, પણ સારી રીતે ગાળેલા જીવનની સ્મૃતિ શાશ્વત છે.

254. The fool doth think he is wise, but the wise man knows himself to be fool.

અજ્ઞાની માણસ પોતાની જાતને જ્ઞાની માને છે, પરંતુ જ્ઞાની માણસ તો પોતાની જાતને અજ્ઞાની માને છે.

255. An empty mind is Devil's workshop.

ખાલી પડેલું મન એ પિશાચનું કારખાનું છે.

256. Union is strength and division i death.

સંપ એ શક્તિ છે અને કુસંપ એ મૃત્યુ છે.

257. United we stand and divided we fall.

સંગઠ્ઠનથી આપણી ઉન્નતિ અને કુસંપથી આપણી અવનતિ થાય છે.

258. So long as you stand side by side, shoulder to shoulder and arm to arm, no one can hurt you, no one can harm. Together you are safe and sound, but once stand apart, you will fall to the ground.

જ્યાં સુધી તમે એકબીજાના ખભેખભા, હાથોહાથ અને પડખે પડખું પકડીને ઉભા રહેશો, ત્યાં સુધી તમને કોઈ પણ ઈજા અગર નુકશાન કરી શકશે નહિ. ભેગા છો ત્યાં સુધી જ તમને શાન્તિ અને સલામતી છે, પણ એક વખત જો જુદા પડયા તો જરૂર તમે જમીનદોસ્ત થઈ જશો.

259. Use three physicians ! doctor Quiet, doctor Merrymind and doctor Diet.

( સ્વાસ્થ્યસંરક્ષણ માટે ) આ ત્રણ ડૉક્ટરોનો ઉપયોગ કરો ! ડૉ. શાન્તિ, ડૉ. ચિત્તની પ્રસન્નતા અને ડૉ. પથ્ય ખોરાક.

260. All the misfortunes of men spring from their not knowing how to live quietly at home.

મનુષ્યોને ઘરમાં શાન્તિથી રહેવાની કળા ન આવડવાના કારણે બધા કલેશો ઉત્પન્ન થાય છે.

261. Peace is such a precious jewel that I would give anything for it but truth.

શાન્તિ એક એવું કિંમતી રત્ન છે કે–તેની પ્રાપ્તિ માટે સત્ય (સદાચાર) સિવાયની કોઈ પણ વસ્તુનો હું ભોગ આપું.

262. Do not postpone till to-morrow what you can do to-day, because delay is dangerous.

જે કાર્ય તમે આજે કરી શકતા હો, તેને કાલ ઉપર છોડશો નહિ, કારણ કે–ઢીલ જોખમકારક છે.

263. Time and tide will wait for no-body.

સમય અને ભરતી કોઈની રાહ જોતાં નથી.

264. Economy is not how little one can spend, but how wisely one can spend it.

થોડું વાપરવું એનું નામ કરકસર નથી, પણ જે વાપરવું તે ડહાપણથી વાપરવું તેનું નામ કરકસર છે.

265. Live not eat, but eat to live.

ખાનપાન માટે જીંદગી નથી, પણ જીંદગીને ટકાવવા માટે ખાનપાન છે.

266. The lamp of genious burns more quickly than the lamp of life.

જીવનદીપ કરતાં બુદ્ધિપ્રતિભાનો દીપક વધુ વેગથી બળે છે.

267. When the heart dares to speak, needs no preparation.

જ્યારે હૃદય બોલવાની હિંમત કરે છે, ત્યારે તેને પૂર્વ તૈયારીની જરૂર પડતી નથી.

268. While shame keeps watch, virtue not wholly extinguished from the heart. Nor

will moderation be entirely expelled from the mind of tyrants.

જ્યાં સુધી લજ્જા હૃદયની ચોકી કરે છે, ત્યાં સુધી સદ્‌ગુણોનો દીવો હૃદયમાંથી તદ્દન ઓલવાઈ જતો નથી. વળી લજ્જા છે ત્યાં સુધી જુલમીઓના મનમાંથી પણ મધ્યસ્થતા સંપૂર્ણ રીતે નાશ નહિ પામે.

269. He enjoys much who is thankful of little. A greatful mind is both a great and happy mind.

જે થોડા ઉપકારને પણ ઘણો માને છે, તે ઘણો આનંદ અનુભવી શકે છે. કૃતજ્ઞ મન એ વિશાળ અને સુખી બન્ને છે.

270. He who has conferred kindness should be silent. He who has received, one should speak of it.

જેણે દયા કરી છે તેણે મૌન રહેવું જોઈએ, પરંતુ જેના ઉપર દયા કરવામાં આવી હોય તેણે પ્રગટપણે તે વિષે બોલવું જોઈએ અર્થાત્ આભાર માનવો જોઈએ. (કૃતજ્ઞ બુદ્ધિનું એ લક્ષણ છે.)

271. Pleasure's coach is virtue's grave.

ભોગવિલાસનો રથ એ સદ્‌ગુણની કબર છે, અર્થાત્ ભોગવિલાસમાં અંતે કલ્યાણ નથી.

272. Control your passions or they will control you.

તમે તમારી વાસનાઓ ઉપર કાબૂ મેળવો, નહિ તો તે તમારા ઉપર કાબૂ મેળવશે.

273. A man of pleasure is a man of pain.

શોખીન અર્થાત્ વાસનાને આધીન માણસ દુઃખી થાય છે.

274. Wordly riches are like nuts. Many clothes are torn in getting them, many a teeth broke in cracking them, but never a belly filled with eating them.

સાંસારિક વૈભવો સોપારી જેવા છે. તેને પ્રાપ્ત કરતાં ઘણાયનાં કપડાં ફાટચાં છે, સોપારી ખાતાં ઘણાંયનાં દાંત તૂટચા છે, તેમ છતાં સોપારી ખાઈને કદિ કોઈનું પેટ ભરાયું નથી.

275. Master your passions and heaven is not far.

ઈંદ્રિયોના વિકારો પર કાબૂ મેળવો, એટલે સ્વર્ગ દૂર નથી.

276. That man is happy whose passions are not his master, but he is the master of his passions.

જેની મનોવૃત્તિઓ પોતાના ઉપર વર્ચસ્વ ધરાવતી નથી પણ પોતે તેના ઉપર વર્ચસ્વ ભોગવે છે, તે માણસ સુખી છે.

277. A life merely of pleasure or chiefly of pleasure is always a poor and worthless life, not worthly the living, always unsatisfactory in its course, always miserable in its end.

ભોગી કે વિલાસી જીવન હંમેશાં કિંમત વિનાનું ક્ષુદ્ર જીવન છે. એવું જીવન જીવવા યોગ્ય નથી. તેના જીવનનો માર્ગ હંમેશાં અસંતોષકારક છે અને હંમેશાં તેનો અંત દુઃખમાં પરિણમે છે.

278. Anger is a bitter enemy of the soul.

ક્રોધ એ આત્માનો કટ્ટર શત્રુ છે.

279. Anger is a momentary madness. Do control your passion or it will control you.

ક્રોધ એ ક્ષણિક ગાંડપણ છે. તેને કાબૂમાં રાખો, નહિતર તે તમારા ઉપર કાબૂ મેળવશે.

280. Anger to take revenge upon ourselves of others' faults.

ક્રોધ કરવો, એ બીજાના ગુન્હાની પોતે સજા ભોગવવા જેવું છે.

281. One inflamed with anger is as responsible as one intoxicated with fiery liquor.

ક્રોધથી પ્રજ્વલિત (ગુસ્સાવાળો) મનુષ્ય ઉગ્ર મદિરાથી મસ્ત થયેલ માણસ જેટલો જ જવાબદાર છે.

282. Bad temper has its curse. Few things are bitter than to feel bitter. Anger is a venom that poisons self more than the venom.

ખરાબ મીજાજ એ પોતે જ દુર્ગુણ છે. ખોટું લગાડવું એના કરતાં ભાગ્યે જ કોઈ ખરાબ વસ્તુ હશે. ગુસ્સો માણસને ઝેર કરતાં પણ વધારે ઝેરવાળો બનાવે છે.

283. One angry moment often does what we repent for years, it works the wrong, we never make right by sorrow or tears.

ક્રોધની એક ક્ષણ ઘણી વખત એવું કરે છે, કે જેને માટે વર્ષો

સુધી પશ્ચાત્તાપ કરવો પડે છે; અને એ (ક્રોધી ક્ષણ) એવું ખોટું કામ કરે છે કે—આપણે દિલગીરી કરવાથી અગર તો આંસુ સારવાથી કદી પણ તેને સુધારી શકતા નથી.

284. Gold is worse poison to men's souls doing more murders in this loathsome world, than mortal drug.

કંચન એ માનવના આત્મા માટે ખરાબમાં ખરાબ વિષ છે. આ કંટાળાજનક સંસારમાં બીજા કોઈ પણ ઝેર કરતાં ધનનું ઝેર કેર વર્તાવે છે.

285. A poor man wants something, covetous man all things.

ગરીબ માણસ તો થોડું જ માગે, પણ લોભીયો માણસ તો બધું જ માગે.

286. Greed is the root of all sins.

લોભ એ સઘળાં પાપનું મૂળ છે.

287. The greatest humbug in the world is the idea that money can make a man happy.

પૈસો માણસને સુખી કરી શકે છે, એ વિચાર દુનિયામાં મોટામાં મોટી ભ્રમણા છે.

288. Selfishness is the basis of all the world trouble; working for one's self means disaster. It encourages others to do likewise and gets no return.

સ્વાર્થવૃત્તિ એ દુનિયાની સઘળી મુસીબતોનું મૂળ છે. પોતાના જ

સ્વાર્થની સાધના એ તો આફતને આમંત્રણ આપવા જેવું છે; અને બીજાઓને તેવી સ્વાર્થવૃત્તિમાં રહેવા માટે તે પ્રેરણા આપે છે તથા તેથી કાંઈ પણ બદલો મળતો નથી.

289. The most distructive of all emotions is fear.

ભય એ બધી લાગણીઓમાં સૌથી વધારે વિનાશક લાગણી છે.

290. Fear makes man powerless.

ભય માણસને શક્તિહીન (સત્વહીન) બનાવી દે છે.

291. A courageous foe is better than a cowardly friend.

બીકણ મિત્ર કરતાં હિંમતવાન–બહાદુર દુશ્મન વધારે સારો છે.

292. Success comes to the man who does not fear foilure.

જે માણસ નિષ્ફળતાથી ડરતો નથી, તેને જ સફળતા મળે છે.

293. Fear is faith in evil. He who fears becomes phychologically coward and the thing he fears will surely oveepower him.

બીરૂતા એ પાપમાં વિશ્વાસ સૂચવે છે. જે બીએ છે તે માનસિક રીતે બાયલો બની જાય છે અને જે વસ્તુથી બીએ છે, તે વસ્તુ તેના ઉપર સ્વાર થઈ જાય છે.

294. He wbo fears to do wrong, has but one great fear, he has a thousand, who had overcome it.

જે પાપકર્મથી ડરે છે, તેને તે એક જ મોટી બીક છે, પણ

જેણે એ બીકને તજી દીધી છે, તેને બીજા હજારો ભયો ઉત્પન્ન થાય છે.

295. Remember that this world is a mirror and your actions good or bad are seen in it.

યાદ રાખો કે–આ જગત એક અરીસો છે, જેમાં તમારા સારા અગર બૂરાં કાર્યો દેખાઈ આવે છે.

296. A man is creature of circumstances, but a religious man is the lord of himself and a master of circumstances.

માણસ એ સંજોગોનો કીડો છે, પરંતુ ધર્મી મનુષ્ય પોતાની જાતનો અને સંજોગોનો માલિક છે.

297. A man is the architect of his own fortune.

માણસ પોતાના નશીબને ઘડનાર છે.

298. If nobody loves you, be sure it is your own fault.

જો તમને કોઈ ચાહતું ન હોય, તો ખાત્રીથી માનજો કે–તેમાં તમારો પોતાનો દોષ છે.

299. Failure leads to success and should not be feard.

નિષ્ફળતા સફળતા તરફ દોરી જાય છે અને તેથી (નિષ્ફળતાથી) ગભરાવું ન જોઈએ.

300. Once failure is half success.

એક વખતની હાર અડધી જીત છે.

301. Fast of the body is the feast of the oul; feast of the body is the fast of the soul.

દેહનો ઉપવાસ એ આત્મા માટે ઉજાણી છે અને દેહની ઉજાણી એ આત્મા માટે ઉપવાસ છે.

302. Strength is life and weakness is death.

શક્તિ એ જીવન છે અને નિર્બળતા એ મૃત્યુ છે.

303. What shall it profit a man, if he shall gain the whole world and lose his own soul.

આત્મબળને ગુમાવીને આખું વિશ્વ મળે, તો પણ તેથી માણસને શું લાભ થશે?

304. He that loses wealth, loses much, he that loses faiends, loses more, but he that loses his spirit, loses all.

જે માણસ સંપત્તિ ગુમાવે છે તે ઘણું ગુમાવે છે, જે મિત્રો ગુમાવે છે તે તેથી પણ વધારે ગુમાવે છે, પણ જે આત્માને ગુમાવે છે તે બધું જ ગુમાવે છે.

305. A beauty of the soul is a joy for ever.

આત્માની સુંદરતા એ શાશ્વત આનંદ છે.

306. We should not be puffed up with pride in prosperity and cowed down in adversity.

આપણે સંપત્તિમાં અભિમાનથી ફૂલાઈ ન જવું જોઈએ અને આપત્તિમાં દીન ન બનવું જોઈએ.

307. The beauty of elements is momentary.

પદાર્થોની સુંદરતા ક્ષણિક છે.

308. Do not look to a few, who are above, but look to millions, who are below you.

(દુન્યવી સુખમાં) જે થોડા તમારી ઉપર છે તે તરફ દૃષ્ટિ ન કરો, પણ જે કરોડો તમારી નીચે છે તેની સામે દૃષ્ટિ કરો. (એટલે તમારૂં દુઃખ હળવું થઈ જશે.)

309. Remember that death forgets none sooner or later.

યાદ રાખો કે–મૃત્યુ મોડું અગર વહેલું કોઈને પણ ભૂલતું નથી.

310. Our birth is nothing but our death begun.

આપણો જન્મ એટલે મૃત્યુના પ્રારંભ સિવાય બીજું કશું નથી.

311. How happy is that man whose soul is still prepared for death.

જેનો આત્મા કોઈ પણ વખતે મૃત્યુ માટે તૈયાર છે, તે માણસ કેટલો બધો સુખી છે!

312. Life! I know not what thou art. But know that thou and I must part.

હે જીવન! તું શું છે તે હું જાણતો નથી, પણ એટલું તો હું જાણું છું કે–તારે અને મારે જુદા પડવાનું છે.

313. Remember that pains, unrest and sorrow are the shadows of life.

યાદ રાખો કે–દુઃખો, બેચેની અને દિલગીરી એ જીવનના પડછાયા છે.

314. Do not be like a dumb-driven cattle, be a hero in the strife with Karma.

કર્મની સાથે યુદ્ધમાં ઉતરેલો તું મુંગા ઢોર જેવો ન બન, શૂરવીર બન.

315. One picture is worth ten thousand words.

એક ચિત્ર દશ હજાર શબ્દોની ગરજ સારે છે.

316. Envy and jealousy are the roots of misery.

અદેખાઈ અને ઈર્ષ્યા એ દુઃખનાં મૂળ છે.

317. Bad thoughts are worse enemies than lions and tigers.

સિંહ અને વાઘ કરતાં અશુભ વિચારો વધારે ખરાબ દુશ્મનો છે.

318. He may be more cruel who breaks a heart than he who breaks a hand.

માણસના હાથને તોડનાર કરતાં હૃદયને તોડનાર વધુ ઘાતકી છે. (અર્થાત્ માણસને મારી નાંખનાર કરતાં માણસની ભાવનાને કચરી નાંખનાર એક અપેક્ષાએ વધુ ક્રૂર છે.)

319. Insult is more than operation.

વાઢકાપ કરતાં પણ અપમાન વિશેષ દુઃખદાયક છે.

320. It is not miserable to be blind. It is only miserable not to be able to endure blindness.

અંધતા કષ્ટકારક નથી. અંધતા સહન ન થાય તે કષ્ટકારક છે.

321. I never wonder to see men wicked, but I often wonder to see them not ashamed.

દુષ્ટ માણસને જોઈને આશ્ચર્ય થતું નથી, પરંતુ તેઓ પોતાની દુષ્ટતા માટે શરમાતા નથી તે જોઇને ઘણી વાર આશ્ચર્ય થાય છે.

322. Penny wise and pound foolish.

આપણે પાઈ પાઈનો હિસાબ રાખીએ છીએ અને સોનામહોરની દરકાર પણ કરતા નથી.

323. Fly the pleasure that bites to-morrow.

જે સુખ પરિણામે દુઃખ આપે તેને છોડી દેવું જોઇએ.

324. He who purposely cheats his friends would cheat his God.

જે માણસ (જાણી જોઈને) મિત્રોને ઠગે છે, તે પરમાત્માને પણ ઠગશે.

325. We cannot do evil to other without doing it to ourselves.

આપણી જાતનું બુરૂં કર્યા વિના આપણે બીજાનું બુરૂં કરી શકતા નથી. અર્થાત્ બીજાનું બગાડવામાં આપણું પણ બગડી જાય છે.

326. As you sow, so shall you reap.

તમે જેવું વાવશો, તેવું લણુશો.

327. Never smile on other people's faults. your own faults may be huge joke to others.

બીજા લોકોની ભૂલ, તરફ કદી હસો નહિ, કારણ કે–તમારી પોતાની ભૂલો બીજા માટે વધુ હાસ્યપાત્ર હોવા સંભવ છે.

328. Nothing is good or bad but thinking makes it so.

કોઈ પણ વસ્તુ સારી અગર ખરાબ નથી, પણ વિચારો વસ્તુને તેવી (સારી અગર ખરાબ) બનાવે છે.

329. Remember that authority is not to crush others.

યાદ રાખો કે–સત્તા કોઈને છુંદી નાખવા માટે હોતી નથી.

330. Try to mitigate the distress of the poor and the miserable.

દીન અને દુઃખીઓના દુઃખને ઓછા કરવા માટે પ્રયત્ન કરો.

331. Do not be afraid of the enemies who attack you. Be afraid of the friends who flatter you.

તમારા પર હુમલો કરનાર દુશ્મનોથી ડરો નહિ, પણ ખુશામત કરનાર મિત્રોથી ડરતા રહો.

332. If you want to gather honey don't kick over the bee-hive.

જો તમારે મધ એકઠું કરવું હોય, તો મધપૂડા ઉપર લાત મારો નહિ. તાત્પર્ય એ છે કે–જેનાથી તમને ફળની પ્રાપ્તિ થતી હોય, તેનો નાશ કરો નહિ.

333. Quiet atmosphere is good for meditation.

શાન્ત વાતાવરણ ધ્યાન માટે સારૂં છે.

334. You are safe and sound if you will never forget God.

જો તમે પરમાત્માને કદી ભૂલશો નહિ, તો તમો શાન્ત અને સહિસલામત છો.

335. Trust in God and do the right.

પરમાત્મા ઉપર વિશ્વાસ રાખો અને સત્ય આચરો.

336. Turn towards the Divine and all your difficulties will be solved.

પરમાત્મા સન્મુખ બનો એટલે તમારી બધી મુશ્કેલીઓ દૂર થઈ જશે.

337. The will of God is victory.

ભગવદ્‌–ઈચ્છા વિજયવંત છે.

338. God has two dwellings. One is heaven and the other in a meek and thankful heart.

પરમાત્માનો વાસ દિવ્યતામાં, તેમજ નમ્ર અને કૃતજ્ઞ હૃદયમાં–એમ બે જગ્યાએ હોય છે.

339. Fear of God is beginning of wisdom.

પ્રભુથી ડરવું એ જ ડહાપણની શરૂઆત છે.

340, Prayer should be the key of the day and the lock of the night.

પ્રાર્થના દિવસની ચાવી છે અને રાત્રિનું તાળું છે. પ્રત્યેક દિવસના પ્રભાતનું પ્રાર્થના રૂપી ચાવીથી ઉદ્‌ઘાટન કરો તથા તેનું પ્રાર્થના રૂપી તાળાથી રાત્રિ પહેલાં સમાપન કરો. અર્થાત્‌ સવારમાં ઉઠીને સૌથી પ્રથમ પરમાત્માનું સ્મરણ કરો અને સૂતી વખતે પણ પરમાત્માનું સ્મરણ કરો.

341. Necessity is the mother of invention.

જરૂરિયાત એ શોધખોળની જનેતા છે.

342. Materially you are nothing, spiritually you are everything.

ભૌતિક દૃષ્ટિએ તમે કાંઈ નથી, આધ્યાત્મિક દૃષ્ટિએ તમે સર્વસ્વ છો.

343. To know how to wait is to put time on your side.

રાહ જોવાની કળા કેળવવી, એ સમયને આપણા પક્ષમાં લેવા તુલ્ય છે.

344. To be concerned for one's own happiness, is the surest way of becoming unhappy.

સ્વાર્થીય સુખ માટે ચિંતા કરવી, તે તો દુ:ખી થવાનો નિશ્ચિત માર્ગ છે.

345. It is often the last key that opens the door.

ઘણી વાર અંતિમ ચાવી જ (છેલ્લો પ્રયત્ન) દ્વારને ઉઘાડે છે.

346. Life is not to be alive, but to be well.

જીવતા રહેવું તેનું નામ જીવન નહિ, પણ સ્વસ્થ રહેવું તે જીવન છે.

347. Time wasted is existence, used is life.

વ્યર્થ ગાળેલો સમય માત્ર અસ્તિત્વ છે, સદ્‌વ્યય કરેલો સમય જીવન છે.

348. What is best for all, turns out best for him too.

જે બધાં માટે ઉત્તમ છે, તે તેને પોતાના માટે પણ ઉત્તમ નીવડે છે.

349. Soul is wonderful and what is wonderful is soul.

આત્મા એ અદ્ભૂત છે અને જે અદ્ભૂત છે તેનું નામ આત્મા છે.

350. Mercy seasons justice.

દયા ન્યાયને શોભાવે છે.

351. As a man eats so he becomes.

માણસ જેવો ખારાક ખાય છે તેવો તે બને છે. અર્થાત્ જેવું અન્ન તેવું મન.

352. Goodness and godliness go hand in hand; goodness without godliness is fiction and godliness without goodness is sheer fraud.

ભલાઈ અને ધર્મપરાયણતા એકી સાથે રહે છે. ધર્મપરાણતા-વિહોણી ભલાઈ તો કાલ્પનિક કથા છે અને ભલાઈ વગરની ધર્મ-પરાયણતા એ કેવળ દંભ છે.

353. Blessed are the poor in spirit, for theirs is the kingdom of God.

જેઓનો આત્મા નમ્ર છે તેઓને ધન્ય છે, કારણ કે–ઈશ્વરનું સામ્રાજ્ય તેઓનું છે.

354. Blessed are the merciful, for they shall obtain mercy.

દયાળુ લોકોને ધન્ય છે, કારણ કે–તેઓને (દૈવી) દયા મળશે જ.

355. Blessed are the pure in heart, for they shall see God.

શુદ્ધ હૃદયવાળાને ધન્ય છે, કારણ કે–તેઓને ઈશ્વરનું દર્શન મળશે જ.

410. He who masters the small becomes rightful possessor of the great.

જે નાની વસ્તુ ઉપર પ્રભુત્વ મેળવે છે, તે જ મહાન વસ્તુનો સાચો સ્વામી બને છે.

411. A man must know himself, if he is know truth.

મનુષ્યે જો સત્ય સમજવું હોય, તો તેણે પ્રથમ પોતાની જાતને જાણવી જોઈએ.

412. Seek diligently the path of holiness.

પવિત્રતાનો પંથ ખંતથી શોધો.

413. The renunciation of self is the way of truth.

સ્વાર્થનો ત્યાગ એ જ સત્યનો માર્ગ છે.

414. Only that work endures that is built upon an indestructible principle.

જે કાર્ય અવિનાશી સિદ્ધાન્ત ઉપર રચાયેલું છે, તે જ હંમેશાં ટકે છે.

415. Inward harmony is spiritual power.

આન્તરિક સુસંગતિ (અવિસંવાદિતા) જ આધ્યાત્મિક બળ છે.

416. Divine love knows neither sorrow nor change.

દિવ્ય પ્રેમમાં શોક કે પરિવર્તન હોઈ શકતાં નથી.

417. There is no nobler work or higher science than that of self-perfection.

આત્માની પૂર્ણતા કરતાં વધારે ઉમદા કોઈ કાર્ય નથી અથવા વધારે ઉચ્ચ કોઈ વિજ્ઞાન નથી.

418. There are two channels through which good comes to us and they are forgiveness and gratitude.

કૃતજ્ઞતા અને ક્ષમા—એ બે દ્વારો વડે આપણું હિત થાય છે.

419. Self control strengthens the mind and life-force bring happiness and peace of mind.

આત્મસંયમ મનને અને જીવનશક્તિને સશક્ત કરે છે તથા આનંદ અને માનસિક શાન્તિ આપે છે.

420. The two physicial eyes reveal matter. The third eye reveals God or spirit.

બે ચર્મચક્ષુ વસ્તુ ( ભૌતિક ) દેખાડે છે. તૃતીય જ્ઞાન (શાસ્ત્ર) ચક્ષુ આત્મા કે પરમાત્મા બતાવે છે.

421. Anticipation is sweeter than realisation.

વસ્તુની પ્રાપ્તિ કરતાં તેની આશા—અભીપ્સા—અભિલાષા વધુ આનંદપ્રદ—મધુર હોય છે.

422. Our devotion and his power work magic in the life of true sadhak.

આપણી ભક્તિ અને ભગવાનની અચિંત્ય શક્તિ—એ બન્ને સાચા સાધકના જીવનમાં ચમત્કાર (જાદુ) કરે છે.

423. In the process of self-discipline there are three stages; control, purification and relinquishment.

મનને સ્વ-નિયંત્રણમાં રાખવાની પ્રક્રિયામાં સંયમ હૃદયશુદ્ધિ અને ત્યાગ-એ ત્રણ પગથીયાં છે.

424. There is in the heart of every man and woman a selfless centre.

દરેક સ્ત્રી-પુરૂષનાં હૃદયમાં એક નિઃસ્વાર્થી-અદૃશ્ય સૂક્ષ્મબિન્દુ છે, કે જ્યાં હુંપણું નથી-અહંભાવ નથી.

425. The truly contented man works energetically and faithfully, and accepts all results with an untroubled spirit.

ખરો સંતોષી મનુષ્ય ઉત્સાહપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક કામ કરે છે: અને બધા (સારા અથવા ખરાબ) પરિણામોને સમભાવપૂર્વક સ્વીકારે છે.

426. Stillness is the altar of spirit. Where motion ceases, spirit bigins to manifest.

શાન્તિ એ આત્માની વેદિકા છે. (એ શાન્ત અવસ્થામાં) જ્યાં ગતિ રોકાય છે, ત્યાં આત્મજ્યોતિ દેખાવા માંડે છે.

427. Dislike, resentment and condemnation are all forms of hatred, and evil cannot cease until these are taken out of the heart.

અપ્રીતિ, રોષ અને નિન્દા-એ બધાં તિરસ્કારનાં જુદા જુદા રૂપો છે. જ્યાં સુધી એ બધા હૃદયમાંથી કાઢી નાંખવામાં ન આવે, ત્યાં સુધી દોષો અટકતાં નથી એટલે અહિત રોકાતું નથી.

428. A changed attitude of mind changes the character, the habits and the life.

મનનું વલણ જો બદલાય, તો ચારિત્ર્ય, આદત અને જીવનમાં પણ ફેરફાર થાય છે.

429. Where pride, self-love, hatred and condemnation are, there can be no brotherhood.

જ્યાં ગર્વ, મમત્વ, તિરસ્કાર અને નિંદા હોય છે, ત્યાં ભ્રાતૃભાવ હોઈ શકતો નથી.

430. A pure heart is the end of religion and the biginning of divinity.

વિશુદ્ધ અંતઃકરણ એ સમગ્ર ધર્મનું ધ્યેય છે અને દિવ્યતાનો પ્રારંભ છે.

431. A pure heart and a righteous life are the great and all important things.

નિર્મળ હૃદય અને ગુણીયલ સદાચારી પવિત્ર જીવન–એ બે મહાન અને સૌથી અગત્યની વસ્તુ છે.

432. No great man ever complains of want of opportunity.

કોઈ પણ મહાપુરૂષ તકના અભાવ માટે કદાપિ ફરીયાદ કરતા નથી. અર્થાત્ 'અમને તક મળતી નથી'–એમ કદી પણ કહેતા નથી, પરંતુ દરેક પ્રસંગને તેઓ 'તક' બનાવી લે છે.

433. Ignorance is disease, knowledge is health. Guru is the divine doctor, who cures us by giving knowledge of self.

અજ્ઞાન એ રોગ છે; જ્ઞાન એ સ્વાસ્થ્ય છે. ગુરૂ એ (આધ્યાત્મિક–દૈવી ચિકિત્સક) દિવ્ય વૈદ્ય છે, કે જે આપણને આત્મજ્ઞાન આપીને નિરોગી બનાવે છે.

434. No one can steal our peace by his insulting words or deeds and that no one can inflame our ego by his praise.

અપમાનકારી શબ્દો કે કૃત્યો દ્વારા કોઈ પણ આપણી શાન્તિ ચોરી કે છીનવી શકતું નથી અને પ્રશંસા દ્વારા આપણા અહંભાવને વધારી શકતું નથી. અર્થાત્ આપણે પોતે જ આપણી શાન્તિ કે અશાન્તિ માટે જવાબદાર છીએ.

435. With the practice of self–discipline a man begins to live.

પોતાનાં ઉપર કાબુ રાખવા માંડે ત્યારથી મનુષ્ય ઉચ્ચ જીવન ગાળવું શરૂ કરે છે.

436. True resolution is the crisis of long thought.

લાંબો વિચાર કર્યા પછી જ પાકા નિર્ણય ઉપર અવાય છે.

437. It is in the purification of his lower nature that a man becomes strong and Godlike.

અધમ–તામસી પ્રકૃતિને સાત્વિક કરવામાં જ મનુષ્ય નિર્ભય અને દૈવી બને છે.

438. One who knows not that he knows not, is a fool. One who knows that he knows not, is a wise man.

જે માણસ 'પોતે જાણતો નથી'–એમ નથી જાણતો, તે મૂર્ખ છે અને જે માણસ 'પોતે જાણતો નથી'–એમ જાણે છે, તે વિદ્વાન છે.

439. A thought constantly repeated at last becomes a fixed habit.

જે વિચારનો વારંવાર અભ્યાસ થાય છે, તે છેવટે દૃઢ ટેવ બની જાય છે.

440. Every sin may be overcome.

દરેક પાપનું નિવારણ થઈ શકે છે.

441. Without the right performance of duty, the higher virtues cannot be known.

ફરજના સાચા આચરણ વિના ઉચ્ચ સદ્દગુણો પિછાની શકાતા નથી.

442. Man is the doer of his own deeds, as such he is the maker of his own character.

મનુષ્ય પોતાનાં કાર્યોનો કર્તા છે અને તેથી તે પોતાના ચારિત્ર્યનો ઘડનાર છે.

443. Character is destiny.

ચારિત્ર્ય એ ભાગ્ય ( નસીબ ) છે.

444. Every form of unhappiness springs from a wrong condition of mind.

દરેક પ્રકારનું દુઃખ મનની મલિન દશામાંથી ઉત્પન્ન થાય છે.

445. The wise man meets passion with peace, hatred with love and returns good for evil.

સમજુ માણસ વાસનાને શાન્તિ વડે વશ કરે છે, દ્વેષ કે તિરસ્કારને પ્રેમથી જીતે છે અને અપકારના બદલામાં ઉપકાર કરે છે.

446. Life is a great school for the development of character.

જીંદગી એ ચારિત્ર્યના વિકાસ માટે એક મોટી શાળા છે.

447. He who will control himself will put an end to all his sufferings.

જે પોતાની જાતનું દમન કરશે, તે પોતાનાં બધાં દુઃખોનો અંત લાવશે.

448. He who will purify himself will destroy all his ignorance.

જે પોતાના આત્માને પવિત્ર બનાવશે, તે પોતાના તમામ અજ્ઞાનનો અંત લાવશે.

449. Whilst a man loves his lusts he cannot love wisdom.

જ્યાં સુધી મનુષ્ય વાસનાઓને ચાહે છે, ત્યાં સુધી તે જ્ઞાન ઉપર પ્રીતિ રાખી શકતો નથી.

450. In the knowledge of truth there is freedom.

સ્વાતંત્ર્ય સત્યના જ્ઞાનમાં છે.

451. Joy is to the sinless.

નિષ્પાપીને આનંદ વરેલો છે.

452. Peace is to the pure.

શાન્તિ પવિત્ર આત્માને વરેલી છે.

453. You can only help others in so far as you have uplifted and purified yourself.

તમે તમારા આત્માને જેટલો ઉચ્ચ અને પવિત્ર બનાવ્યો હશે, તેટલા પ્રમાણમાં જ તમે બીજાઓને સહાય કરી શકશો.

454. The righteous man is invincible. No enemy can possibly overcome him.

ન્યાયી મનુષ્ય અજેય હોય છે. કોઈ પણ શત્રુ તેનો પરાભવ કરી શકતો નથી.

455. It is better to love than to accsue and denounce.

બીજાને નિંદવા કે બદનામ કરવા કરતાં ચાહવા તે વધારે સારૂં છે. ( તેથી ઉભયને લાભ થાય છે. )

456. We know nothing higher than goodness.

ભલાઈ કરતાં કોઈ વધારે ઉચ્ચ સદ્‌ગુણ હોઈ શકે—એવું અમે જાણતાં નથી.

457. Every pain we suffer brings us nearer to the knowledge of the divine wisdom.

જે કોઈ દુઃખ આપણે સહીએ છીએ, તે દરેક દુઃખ આપણને દિવ્ય સમજણના જ્ઞાનની વધારે સમીપ લઈ જાય છે.

458. When perfect good is realised and known then calm vision is acquired.

જ્યારે પૂર્ણ શ્રેય અનુભવાય છે અને સમજાય છે, ત્યારે શાન્ત દૃષ્ટિ પ્રાપ્ત થાય છે.

459. He is brave who conqures another, but he who conquers himself is supremely noble.

જે બીજાઓને જીતે છે તે શૂરવીર છે, પણ જે પોતાની જાતને જીતે છે તે ઘણો ઉમદા ( પ્રશંસનીય ) છે.

460. He who purifies his own heart is the world's greatest benefactor.

જે પોતાના હૃદયને શુદ્ધ અર્થાત્ પવિત્ર બનાવે છે, તે જગતનો સૌથી મોટો ઉપકારક છે.

461. Only the pure in heart see God.

પવિત્ર હૃદયવાળા જ પરમાત્માનાં દર્શન કરે છે–કરી શકે છે.

462. Truth is the light of the universe and the day of the mind.

સત્ય એ જ વિશ્વનો પ્રકાશ છે અને મનનો દિવસ (ઉદય) છે.

463. Open thine eyes to eternal light.

શાશ્વત પ્રકાશ પ્રતિ તારાં ચક્ષુ ખોલ.

464. They are the doers of the father's will who shape their conduct according to the divine precepts.

જે પોતાનું ચારિત્ર્ય દિવ્ય સિદ્ધાન્તો મુજબ ઘડે છે, તે જ પરમાત્માની ઇચ્છા મુજબ વર્તન કરનારા છે.

. In the principal of love, all knowledge intelligence and wisdom are contained.

પ્રેમ ( વિશ્વમૈત્રી ) ના સિદ્ધાન્તમાં સંપૂર્ણ જ્ઞાન, બુદ્ધિ અને વિવેકનો સમાવેશ થઈ જાય છે.

466. Love is not complete until it is lived by man.

મનુષ્ય જ્યાં સુધી જીવનમાં પ્રેમને અપનાવે નહિ, ત્યાં સુધી એ પ્રેમ પૂર્ણ થતો નથી.

467. As self is the root cause of all strife and suffering, so love is the root cause of all peace and bliss.

જેમ બધા કલહો અને દુઃખોનું મૂળ સ્વાર્થાંધતા છે, તેમ સંપૂર્ણ શાન્તિ અને સુખનું મૂળ પ્રેમ (મૈત્રીભાવ) છે.

468. All so-called evil is seen to be rooted in ignorance.

બધા કહેવાતા અનિષ્ટોનું મૂળ અજ્ઞાન છે.

469. Do not dispute about truth, but live it.

સત્યની માત્ર ચર્ચા ન કરો, પરંતુ તેને જીવનમાં ઉતારો.

470. The pure-minded cannot think, "I have been injured by another." They know no enemy but self.

બીજાએ મને નુકશાન પહોંચાડ્યું–તેવો વિચાર પવિત્ર મનવાળા કરી શકતા જ નથી. તેઓ પોતાની જાત સિવાય બીજાને દુશ્મન તરીકે જાણતાં જ નથી.

471. Goodness is the aim of religions.

ભલાઈ એ ધર્મોનું ધ્યેય છે.

472. The perishable in the universe can never become permanent, the permanent can never pass away.

નાશવંત વસ્તુ વિશ્વમાં કદી શાશ્વત બની ન શકે અને શાશ્વત વસ્તુ કદી નાશ ન પામે.

473. Man cannot immortalise the flesh.

મનુષ્ય ( પોતાના ) શરીરને અમર બનાવી શકે નહિ.

474. Spiritual principle can only be acquired after long discipline in the pursuit and practice of virtue.

સદ્‌ગુણ–સાધનાના માર્ગમાં લાંબા સમય સુધી શિસ્ત પાળ્યા પછી આધ્યાત્મિક સિદ્ધાન્ત પ્રાપ્ત કરી શકાય છે.

475. A listless mind could not achieve any kind of success.

ચંચળ ચિત્ત કોઈ પણ પ્રકારનો વિજય પ્રાપ્ત કરી શકતું નથી.

476. Money wasted can be restored, health wasted can be restored, but time wasted can never be restored.

ગુમાવેલ ધન પાછું મેળવી શકાય છે, ગુમાવેલ આરોગ્ય ફરી મેળવી શકાય છે, પણ ગુમાવેલો સમય કદાપિ પાછો મેળવી શકાતો નથી.

477. Lack of sympthy arises in egoism, sympathy arises in love.

અહંકારને લીધે સહાનુભૂતિ ઘટે છે અને પ્રેમભાવથી સહાનુભૂતિ વધે છે.

478. Gentleness is the hall–mark of spiritual tculure.

નમ્રતા એ આધ્યાત્મિક સંસ્કૃતિનો મુદ્રાલેખ છે.

479. Gentleness is akin to divinity.

નમ્રતા એ દિવ્યત્વની ઘણી જ નજીક છે.

480. To wish to bring down the perfect to the imperfect is the crown of folly, but to strive to bring the imperfect up to the perfect is the height of wisdom.

અપૂર્ણની પાસે પૂર્ણને ઉતારી લાવવાની ઇચ્છા કરવી તે તો મૂર્ખતાની ટોચ છે, પરંતુ અપૂર્ણને પૂર્ણતાની ઉચ્ચતાએ લઈ જવા માટે કોશિષ કરવી તે જ શ્રેષ્ઠ વિવેકદૃષ્ટિ છે.

481. Meekness is a divine quality and as such is all-powerful.

નમ્રતા ( નરમાશ ) એ દૈવી સદ્દગુણ છે અને તેથી તે સર્વ-શક્તિમાન છે.

482. He that hath not unbroken gentleness hath not truth.

જેનામાં અખંડ નમ્રતા નથી, તેનામાં સત્ય નથી.

483. The root of success is in character.

વિજયનું મૂળ ચારિત્ર્યમાં છે.

484. Love of money is the root of evil.

પૈસાનો પ્રેમ એ અનિષ્ટનું મૂળ છે.

485. The child holding the finger of his father thinks that he is holding the father.

Similarly, the seeker with the aid of the in of God, realises God.

જેમ પોતાના પિતાની આંગળી પકડીને ચાલનાર બાળક છે કે–"હું વાસ્તવિક રીતે પિતાને પકડીને ચાલુ છું," તેમ વાનની મૂર્તિની સહાયથી સાધના કરનાર સાધક વાસ્તવિક ભગવાનને જ મેળવે છે.

486. The horse properly bridled is al to reach its destination. The mind when gui ed by discriminating intelligence is able reach its goal of SELF-REALISATION.

સારી રીતે લગામમાં રાખેલો ઘોડો જેમ પોતાના ઈષ્ટ સ્થા પહોંચે છે, તેમ સારી વિવેકબુદ્ધિવાળું મન આત્મસાક્ષાત્કારન આદર્શને પામવા માટે શક્તિમાન થાય છે.

487. For a perfect sharp photograph, the camera should be steadily focussed. For the realisation of the SELF, the mind need be focussed.

જેમ યથાર્થ ફોટો લેવા માટે કેમેરા સ્થિર ગોઠવવો જોઈએ, તેમ આત્માનો અનુભવ કરવા માટે મનને અવશ્ય એકાગ્ર કરવું જોઈએ.

488. The light-house warns in time and saves the ship from sinking, Guru saves his disciple from drowing in the viciousness of the world.

જેમ દીવાદાંડી યથાયોગ્ય સમયે ચેનવે છે અને સમુદ્રમાં ડૂબી જતા વહાણને બચાવે છે, તેમ ગુરૂ પણ સંસારના વિષયવિકારોમાં ડૂબતા શિષ્યને બચાવે છે.

489. The first ray of the dawn removes the darkness. On the discovery of the SELF ignorance does not stay.

જેમ પ્રાતઃકાલનું પ્રથમ કિરણ રાત્રિના અંધકારને દૂર કરે છે, તેમ આત્માનું દર્શન થતાંની સાથે અજ્ઞાન રહેતું નથી.

490. The top revolving at high speed appears as stationary. The transitory life, whirling towards death, appears as stationary.

જેમ ઘણા વેગથી ભમતો ભમરડો સ્થિર જેવો દેખાય છે, તેમ મૃત્યુ તરફ વેગપૂર્વક ભમતું ક્ષણિક જીવન પણ સ્થિર જેવું દેખાય છે.

491. Just as the eyes see through the spectacles, the SELF, the SEER within sees through the eyes.

જેમ ચક્ષુઓ ચશ્મા દ્વારા જુએ છે, તેમ અંદર રહેલો દ્રષ્ટા રૂપી આત્મા ચક્ષુ દ્વારા જુએ છે.

492. Like lotus closing at sunset. The man gets caught in the darkness of his own ignorance. With the down of knowledge the realised experiences bliss within.

સૂર્યના અસ્ત સમયે જેમ કમળ બીડાઈ જાય છે, તેમ મનુષ્ય પણ પોતાના અજ્ઞાનના અંધારામાં (આત્મજ્ઞાન રૂપ સૂર્યનો અસ્ત થતાં) પકડાઈ જાય છે–ડૂબી જાય છે. જ્ઞાનનો ઉદય થતાં આત્મજ્ઞાની પોતામાં જ રહેલ આનંદને અનુભવે છે.

493. Mist vanishes away in the sun. De-

lusion, anger, lust and unhappiness vanish away on realising the SELF.

સૂર્યના પ્રકાશમાં જેમ ઝાકળ અદૃશ્ય થઈ જાય છે, તેમ આત્માનું દર્શન થતાંની સાથે ભ્રાંતિ, ક્રોધ, કામ અને દુઃખ દૂર થઈ જાય છે.

494. Snake-hole reminds us of the snake, the temple reminds us of GOD.

જેમ સાપનું દર સાપનું સ્મરણ કરાવે છે, તેમ પરમાત્માનું મંદિર આપણને પરમાત્માનું સ્મરણ કરાવે છે.

495. Lighter is the load,
better for the traveller,
Less is the attachment,
better for the seeker.

મુસાફરીમાં જેમ વજનવાળી વસ્તુ એટલે કે–સરસામાન જેટલો ઓછો તેટલું મુસાફરને માટે વધારે સારૂં છે, તેમ સાધના માર્ગમાં જેટલી બાહ્ય પદાર્થોની આસક્તિ ઓછી તેટલું સાધકને માટે વધારે સારૂં છે; અર્થાત્ સાધના સરલ બને છે.

496. The paint does not last on a rusty sheet. Satsang is not effective to a man with a perverted mind.

મલિન પતરા ઉપર કરેલ રંગ જેમ ટકતો નથી, તેમ મલિન મનવાળા મનુષ્યને થયેલ સત્સંગ પણ સફળ થતો નથી.

497. The bird flies on two wings; viveka and Vairagya are the two wings of SELF-REALISATION.

જેમ પક્ષી બે પાંખો વડે ઉડે છે, તેમ વિવેક અને વૈરાગ્ય આત્મસાક્ષાત્કાર માટેની બે પાંખો છે.

498. River is running towards its source-the sea; Jeeva unveils the ignorance and attains SELF KNOWLEDGE.

જેમ નદી પોતાના મૂળ સમુદ્ર તરફ દોડે છે, તેમ જીવ પણ અવિદ્યાને દૂર કરે છે અને પોતાનું આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે.

499. One eye of the hunter is closed while aiming at the prey. The inner eye of the man closes, the moment he wishes ill of others.

શિકારી જ્યારે પોતાના શિકાર તરફ તાકીને જુએ છે, ત્યારે તેની એક આંખ બંધ હોય છે; તેવી જ રીતે જે પળે કોઈ પણ વ્યક્તિ બીજાનું ખરાબ ચિંતવે છે, તે જ સમયે તેની અંતઃચક્ષુ બંધ થઈ જાય છે.

500. The football is knoeked about because of the air in it. The man is knocked about because of the EGO in him.

ફુટબોલ જેમ હવાને કારણે આમ–તેમ અથડાય છે, તેમ મનુષ્ય પણ પોતામાં રહેલ અહંભાવના કારણે આમ–તેમ અથડાય છે.

॥ शिवमस्तु सर्वजगतः ॥

# નમસ્કાર ભાવ

'નમો' ભાવ અર્થાત્ નમસ્કાર ભાવ, એ તમામ સદ્‌ગુણોમાં મુખ્ય સદ્‌ગુણ છે. ઉપરાન્ત તે તમામ સદ્‌ગુણોનું મૂલ પણ છે, તેથી 'નમો' પદ સંબંધી વિચારણા આગમ, યુક્તિ આદિ વિવિધ દૃષ્ટિબિન્દુઓથી અહીં રજુ કરવામાં આવે છે.

'નમો' એ નૈપાતિક પદ છે. તે એક પ્રકારનું અવ્યય છે. તે દ્રવ્ય અને ભાવ—એમ બન્ને પ્રકારના નમસ્કારનું સૂચન કરે છે. દ્રવ્ય-નમસ્કાર એટલે હાથ જોડવા, મસ્તક નમાવવું, ઘૂંટણે પડવું વગેરે; અને ભાવ-નમસ્કાર એટલે જેમને નમસ્કાર કરતા હોઈએ તેમના પ્રત્યે વિનય રાખવો, ભક્તિ રાખવી અને ઉત્કટ આદર રાખવો. 'જેને હું નમસ્કાર કરું છું એ મોટા અને હું નાનો.'—એવી ભાવના પ્રગટ કરવી, કારણ કે—એવી ભાવના પ્રગટ્યા સિવાય ભાવનમસ્કાર થાય નહિ. નમોભાવ, નમસ્કારભાવ, નમ્રભાવ, નમ્રતા, વંદના —આ બધા એકાર્થ—એક જ અર્થને બતાવનારા શબ્દો છે.

'નમો' પદમાં નમસ્કારની ભાવના છે અને તે ધર્મનું બીજ છે. એટલે નમસ્કારથી આપણા અંતઃકરણમાં ધર્મના બીજનું વાવેતર થાય છે. પરમપૂજ્ય આચાર્યભગવન્ત શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે શ્રી લલિતવિસ્તરા નામની ચૈત્ય-

વન્દન સૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે-'धर्मं प्रति मूलभूता वन्दना' અર્થાત્-ધર્મ પ્રત્યે લઈ જનારી મૂલભૂત વસ્તુ વંદના છે- નમસ્કાર છે, કારણ કે-તેના વડે ઉત્પન્ન થતો ભાવોલ્લાસ આત્મક્ષેત્રમાં ધર્મપ્રશંસા-ધર્મના બહુમાન રૂપી બીજને વાવે છે, ધર્મચિન્તાદિ રૂપ અંકુરાઓ પ્રગટાવે છે, ધર્મશ્રવણ અને ધર્મ આચાર રૂપ શાખા-પ્રશાખાઓનો વિસ્તાર કરે છે તથા સ્વર્ગ અને મોક્ષના સુખોની પ્રાપ્તિ રૂપ ફૂલ અને ફળને આપે છે.

શ્રી નમસ્કાર મહામંત્રની શરૂઆત 'नमो' પદથી થાય છે, એ જ એની એક મહાન વિશેષતા છે. આ 'नमो' પદ ધર્મશાસ્ત્ર, મંત્રશાસ્ત્ર અને તંત્રશાસ્ત્ર-એ ત્રણેયની દૃષ્ટિએ રહસ્યમય છે.

ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ તે વિનયનું બીજ છે, કે જેનું પરંપર ફળ મોક્ષ છે. વાચકશેખર પૂ. શ્રી ઉમાસ્વાતિ મહારાજે પ્રશમરતિ પ્રકરણમાં ફરમાવ્યું છે કે-"વિનયનું ફળ ગુરુની સેવા છે, ગુરુસેવાનું ફળ શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ છે, શ્રુતજ્ઞાનની પ્રાપ્તિનું ફળ આશ્રવનો નિરોધ છે, આશ્રવ-નિરોધનું ફળ સંવરની પ્રાપ્તિ છે, સંવરની પ્રાપ્તિનું ફળ તપ છે, તપનું ફળ કર્મનિર્જરા છે, કર્મનિર્જરાનું ફળ ક્રિયાનિવૃત્તિ છે, ક્રિયાનિવૃત્તિનું ફળ યોગનો નિરોધ છે, યોગનિરોધનું ફળ ભવપરંપરાનો ક્ષય છે અને ભવપરંપરાના ક્ષયનું ફળ મોક્ષ છે. આ રીતે વિનય એ સર્વ કલ્યાણનું મૂળ કારણ છે."

મંત્રશાસ્ત્રની દૃષ્ટિએ 'નમો' એ શોધનબીજ છે, એટલે શરીર, મન અને આત્માની શુદ્ધિ કરવામાં તે અતિ ઉપયોગી છે.

તંત્રશાસ્ત્રની દૃષ્ટિએ 'નમો' એ શાન્તિક અને પૌષ્ટિક કર્મને સિદ્ધ કરનારું પદ છે, તેથી 'નમો' પદથી પ્રયોજાયેલું સૂત્ર શાન્તિ અને પુષ્ટિને લાવનારું છે.

વળી નવકારની આદિમાં રહેલ આ 'નમો' પદમાં ओम् પણ છૂપાયેલો છે. તે આ પ્રમાણે. 'નમો' પદમાં न्+अ+म्+ओ–એ ચાર વર્ણો છે. હવે તે વર્ણોને જો ઉલટાવવામાં આવે, તો ओ+म्+अ+न् એવો ક્રમ થશે. તેમાંના પ્રથમ બે વર્ણોના સંયોજનથી ओम्‌ની નિષ્પત્તિ થાય છે.

સંસ્કૃત मनः પદના 'म' અને 'न' અક્ષરોનો જો વિપર્યય કરવામાં આવે, તો नमः પદ થઈ જાય છે. એનો અર્થ એ છે કે–જ્યારે આપણું બહિર્મુખ મન અંતર્મુખ બનશે, એટલે કે–બાહ્ય સંસાર તરફ દોડતું મન આંતર સન્મુખ થશે, ત્યારે આ નમો પદ પ્રગટશે.

શ્રી નમસ્કાર મહામંત્રમાં આ નમો પદનું છ વખત સ્મરણ કરાયું છે. આ નમો પદમાં ઘણા ગંભીર ભાવો છૂપાયેલા છે. જેમ કે–'નમો' એટલે વિશુદ્ધ મનનો નિયોગ, મનનું શુદ્ધ પ્રણિધાન, વિષય–કષાયથી વિરમવું અને સાંસારિક ભાવોમાં દોડતા મનને રોકવું.

વળી આ નમો પદ સન્માન, શ્રદ્ધા, ભક્તિ અને આંતરિક બહુમાનસૂચક પણ છે. વિશેષ પરિચયમાં નમો એ

સમર્પણ-ભાવસૂચક છે અને એથી પણ વિશેષ પરિચયમાં નમો સર્વ સમર્પણ-ભાવસૂચક છે, તેથી પણ જો આગળ વધીને કહીએ, તો નમો બીનશરતી સર્વ સમર્પણભાવનું સૂચક છે.

નમો પદમાં શ્રી પંચપરમેષ્ઠિઓ પ્રત્યેનો પ્રમોદભાવ રહેલો છે. જ્યાં પ્રમોદભાવ છે, ત્યાં અનુમોદનાના બીજ-માંથી સર્વ સમર્પણ-ભાવનું વૃક્ષ ઉગે છે. જેમ પ્રમોદ-ભાવ નમસ્કારનો પર્યાય છે, તેમ સમર્પણ-ભાવ પણ નમસ્કારનો પર્યાય છે.

જ્યારે શ્રી પંચપરમેષ્ઠિ પ્રત્યે બીનશરતી સર્વ સમર્પણ-ભાવ પ્રગટે છે, ત્યારે આપણામાં રહેલ પશુત્વ રૂપ દુર્ભાવો તરફનું અધોમુખી ચૈતન્ય સિદ્ધત્વ તરફ-ઉર્ધ્વમુખ સદ્‌-ભાવો પ્રત્યે વહે છે. આપણા નીચે જતા ભાવપ્રવાહને ઉંચે આકર્ષવાનું જબ્બર બળ શ્રી પંચપરમેષ્ઠિઓમાં છે, પરંતુ આ બળમાં કાર્યકારી ' નમો ' પદની આકર્ષણ શક્તિ મુખ્ય કારણ છે.

શ્રી નમસ્કાર મહામંત્રમાં અનુમોદના શ્રી પંચમેષ્ઠિ-ઓની છે. આ અનુમોદનાનું મહત્ત્વ ઘણું છે. ત્રણેય કાળની સર્વશ્રેષ્ઠ મહાવિભૂતિઓ પ્રત્યે અનુમોદના પ્રગટાવવાની ચાવી ' નમો ' પદમાં છે. ' નમો ' પદથી આપણું શ્રી પંચપરમેષ્ઠિઓ સાથે જોડાણ થાય છે. અનુમોદનાનો સંબંધ બાહ્ય કરતાં આંતર્ મન સાથે વિશેષ છે, જેથી અનુમોદનાનું બળ ઘણું છે.

અનુમોદના નમસ્કારની પ્રાથમિક ભૂમિકા છે, જ્યારે

'**નમો**' એટલે ચૈતન્યને નમવું અને પુદ્ગલને ન નમવું, પુદ્ગલથી પાછા ફરવું અને આત્મા તરફ જવું, બહિર્મુખ વૃત્તિને છોડવી અને અંતર્મુખ વૃત્તિને ધારણ કરવી, બાહ્ય તરફ વલણ ઉદાસીન રાખવું અને આંતર તરફ વલણ અનુમોદનાનું રાખવું, બાહ્ય જગતને અશરણ ભૂત માનવું અને આંતર જગતને શરણભૂત માનવું. '**નમો**' એટલે 'ન મમ'–સંયોગસંબંધથી મળેલ વસ્તુ મારી નથી –એમ માનવું અને અસંયોગી આત્મા તથા તેના ગુણોમાં 'अहं'–'मम' બુદ્ધિ ધારણ કરવી, '**નમો**' એટલે બહિર્મુખ પ્રાણનો નિરોધ અને અંતર્મુખ પ્રાણનું ધારણ અથવા બાહ્ય ભાવનો રેચક, આંતર ભાવનો પૂરક અને આત્મભાવનું સ્થિરીકરણ. '**નમો**' એટલે પર–રૂપથી નાસ્તિત્વ અને સ્વ–રૂપથી અસ્તિત્વ–એ ભાવની આરાધના અથવા બાહ્યથી શૂન્ય થવું અને આંતરથી પૂર્ણ થવું. '**નમો**' પદનો સતત અભ્યાસ નિર્વિકલ્પ સમાધિને અપાવે છે.

ભવથી ભય પામેલાને '**નમો**' એ પરમ શરણ છે. મોહવિષથી ડસાયેલાને '**નમો**' એ પરમ મંત્ર છે. કર્મ-રોગથી બંધાયેલાને '**નમો**' એ પરમ ચિકિત્સા રૂપ છે. '**નમો**' એ મંત્ર છે, સંજીવની છે અને દુર્ગ પણ છે.

શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ-એ પાંચેયને નમસ્કાર '**નમો**' પદમાં આવી જાય છે. પાંચે-યેમાં રહેલો અને પાંચેયને કરેલો નમસ્કાર એ ત્રાણ છે, શરણ છે અને આધાર છે.

'**નમો**' ભાવનો વિકાસ એટલે સહજ મલનો હ્રાસ, તથાભવ્યત્વનો વિકાસ, વિષયરસથી વિમુખતા. પરમાત્મતત્ત્વની સન્મુખતા, અનુકૂલતાનો સંકલ્પ, પ્રતિકૂલતાનું વિસર્જન, અસહાયતાનું પ્રગટન, સંરક્ષણનો વિશ્વાસ, સર્વસ્વનું દાન, અંતરાત્માનું સમર્પણ, નમ્રતાનો ઝરો, વિવેકનો દીપક, શિવનગરીનો રાજમાર્ગ, કર્મતાળાની ચાવી અને માનસિક શાન્તિનો અગ્રદૂત.

'नमो अरिहंताणं'—એ પદથી પ્રભુના ચારેય અતિશયોની સ્તુતિ થાય છે. ક્રોધાદિ ભાવશત્રુઓનો પ્રભુ નાશ કરનારા હોવાથી અપાયાપગમાતિશય. પ્રભુ 'અર્હત્' ત્રિભુવનપૂજ્ય હોવાથી પૂજાતિશય અને પૂજાતિશયમાં હેતુ, જ્ઞાન અને વચન હોવાથી પ્રભુનાં જ્ઞાનાતિશય અને વચનાતિશય પણ ગ્રહણ થઈ જાય છે. આથી શ્રી અરિહંતના નમસ્કારમાં ચારેય અતિશયોની સ્તુતિ પણ આવી જાય છે. 'નમો' એ અણ્વાત્મક અર્થાત્ અત્યંત લઘુતાસ્વરૂપ ભાવ છે, તેથી તેમાં ધર્મસત્તાને સંપૂર્ણ સમર્પણ આવી જાય છે.

નવકારને ગણનારો દીન ન હોય. પ્રભુની ઓળખાણ થતાંની સાથે જ બધી દીનતા ચાલી જાય છે. પ્રભુ એટલે અનંત સામર્થ્યવાન અને અનંત વીર્યવાન. આત્મા અનંત સામર્થ્યનો ભંડાર છે—એવી સમજણ નવકારથી પ્રાપ્ત થાય છે. નમસ્કાર જેને કરવામાં આવે છે, તે પરમેષ્ઠિઓ પણ નમસ્કાર વડે જ પરમ પદે પહોંચેલા છે. તેથી નવકારમાં પરમ સામર્થ્યવાન આત્મા અને સામર્થ્યને પ્રગટાવવાનું

સાધન–એ બન્ને વસ્તુઓ રહેલી છે. સાધ્ય પરમાત્મા છે અને સાધન નમસ્કાર છે. નવકાર વડે ધર્મવૃક્ષનું મૂલ સીંચાય છે, ધર્મનગરનાં દ્વાર ખુલે છે અને ધર્મપ્રાસાદનો પાયો નંખાય છે. ધર્મ જગતનો આધાર, ગુણરત્નોનું નિધાન અને ધર્મ રૂપી અમૃતરસનું મૂલ શ્રી નવકાર છે. શ્રી નવકારને ધારણ કરનારો ઉપશમરસને પામે છે, સંવેગરસને મેળવે છે, નિર્વેદભાવને પામે છે તથા અનુકંપા અને આસ્તિક્ય ગુણનો સ્વામી બને છે.

નમસ્કારભાવ એ મંગલ છે, જ્યારે અહંકારભાવ એ અમંગલ છે. નમસ્કારભાવ એ અહંકારભાવનો પ્રતિપક્ષી છે. અંધકારનો નાશ પ્રકાશ વડે થાય છે. નમસ્કારભાવ રૂપી પ્રકાશ અહંકારભાવ રૂપી અંધકારનો નાશ કરે છે. નમસ્કાર-ભાવ એ અહંકારભાવ રૂપી પાપનું પ્રાયશ્ચિત્ત પણ છે. ધર્મનું મૂળ દયા છે અને પાપનું મૂલ અભિમાન છે. નમસ્કારભાવ વડે હિંસાદિ અને ક્રોધાદિ તથા રાગાદિ અને નિંદાદિ સર્વ પાપોનું પ્રાયશ્ચિત્ત થાય છે. એ રીતે નમસ્કાર વિનય રૂપ પણ છે, સ્વાધ્યાય રૂપ પણ છે, ધ્યાન રૂપ પણ છે અને કાયોત્સર્ગાદિ રૂપ પણ છે.

નમસ્કાર એ સર્વ પાપોનો નાશક છે, કેમ કે–તે દ્રવ્ય–ભાવ સંકોચ રૂપ છે. સઘળાં પાપોનું મૂળ દ્રવ્ય–ભાવ અસંકોચ છે. દ્રવ્ય–અસંકોચ વચન અને કાયાનો અસંયમ છે. ભાવ–અસંકોચ મન અને બુદ્ધિનો સ્વચ્છંદ છે. વચન અને કાયાના વ્યાપારોને વિષે મમત્વ અને અહંત્વ, તેમજ

મન તથા બુદ્ધિના વ્યાપારોને વિષે અસદ્ અભિનિવેશ, એ કર્મબંધના મુખ્ય હેતુઓ છે. નમસ્કાર એ દ્રવ્ય-ભાવ ઉભયના સંકોચ રૂપ હોવાથી પાપનાશક છે તથા ધર્મપ્રશંસા, ધર્મબહુમાન અને ધર્મના આદર રૂપ હોવાથી સૌ મંગલોમાં ઉત્કૃષ્ટ મંગલ છે.

'**નમો**' વડે અશુભ આશ્રવનો નિરોધ થાય છે એટલે તે અંશમાં સંવર થાય છે તથા તેના વડે શુભાશ્રવનું સેવન થતું હોવાથી શુભાનુબંધી પુણ્યનું ઉપાર્જન પણ થાય છે. વળી '**નમો**' વડે ધર્મનો વિનય તથા ધર્મીનું બહુમાન થતું હોવાથી કર્મની નિર્જરા પણ થાય છે. વિનય અને બહુમાન એ અભ્યંતર તપના જ પ્રકારો છે. આ રીતે '**નમો**'થી શુભાશ્રવ, સંવર અને નિર્જરાના-એ ત્રણેય સધાય છે, તેથી શાસ્ત્રોમાં '**નમો**'ને સર્વ ધર્મશાસ્ત્રોના નીચોડ રૂપ કહેલ છે. ધર્મશાસ્ત્ર કર્મનું બળ જબરજસ્ત વર્ણવે છે. તે કર્મનું બળ પણ '**નમો**' પાસે અપંગ બની જાય છે, કેમ કે-તેમાં કર્મક્ષયનું પ્રબળ કારણ શુદ્ધ ધર્મનું સ્વરૂપ ગુપ્તપણે રહેલું છે.

મનની બહિર્મુખ વૃત્તિઓને અંતર્મુખ બનાવવાનું અને એ વૃત્તિઓને બુદ્ધિમાં લય કરવાનું પરમ સાધન '**નમો**' પદ છે. '**નમો**' પદ જેને પરિણામ પામે, તેને બધી વિદ્યાઓ, બધી લક્ષ્મીઓ અને બધા સદ્ગુણો શોધતા આવે. જીવન જીવવાની કળા 'નમો' પદના આરાધનથી સાંપડે છે. સત્પુરૂષોની કૃપા પ્રાપ્ત કરવાનું અને સદ્ વસ્તુઓને

નીકટ લાવવાનું પરમ સાધન પણ 'નમો' પદની આરાધનામાં રહેલું છે. '**નમો**' પદથી તત્ત્વાર્થદર્શન અને તત્ત્વાર્થસંબોધ પ્રાપ્ત થવા સાથે તત્ત્વાર્થરમણતા પણ સિદ્ધ થાય છે. 'નમો' પદની આરાધના વડે અપૂર્વ સહનશીલતા, વિશુદ્ધ સંયમ અને બાહ્ય–અંતર્ ઈચ્છાનિરોધ રૂપ પરમ તપની પ્રાપ્તિ પણ સુલભ બને છે અને એ બધાં ઉત્કૃષ્ટ મંગલ રૂપ છે.

'નમો' એટલે દ્રવ્ય–ભાવ સંકોચ. વ્યવહારમાં તેને 'કરજોડ'–'માનમોડ' શબ્દોથી પણ કહેવામાં આવે છે. 'કરજોડ' એ દ્રવ્યસંકોચ રૂપ છે અને 'માનમોડ' એ ભાવસંકોચ રૂપ છે. દ્રવ્યથી કાયાને અને વચનને સંકોચવા, નમ્ર બનાવવા અને વિનયને પ્રગટ કરે તેવી રીતે પ્રવર્તાવવા. ભાવથી મનને નમાવવું, સંકોચવું અને પરમાત્મભાવમાં વિલીન કરવું.

મનરહિત થવાની ક્રિયા નમન છે. (ન + મન = નમન) મન છે ત્યાં સુધી મોહ છે. મોહરહિત થવું એટલે સંયોગસંબંધથી મળેલા પદાર્થોમાં 'अहं' અને 'मम' બુદ્ધિનો પરિત્યાગ કરવો. નમનક્રિયાથી તે સધાય છે, કેમ કે–તેમાં આત્માથી ભિન્ન વસ્તુ તરફ ત્યાગભાવ કેળવી આત્મવસ્તુ તરફ ઢળવાનું છે. આત્મવસ્તુ તરફ સંપૂર્ણપણે અને કાયમ માટે ઢળેલા સિદ્ધ ભગવંતો છે. તેઓને નમસ્કાર કરવો, એ જ સર્વ સાધકોનું પરમ ધ્યેય છે, તેથી નમસ્કાર પદનો અર્થ મનરહિત બનવાની સરળ ચાવી રૂપ બની જાય છે.

'**નમો**' પદનું સ્મરણ મરણને જીતનારૂં છે, પરંતુ એ 'નમો' પદ કોને ? પાંચ પરમેષ્ઠિઓને. પરમેષ્ઠિઓ પરમ પદે બીરાજમાન છે. 'નમો' પદના સ્મરણથી પરમેષ્ઠિ-પદને તેઓ પામ્યા છે, તે '**નમો**' પદનું સ્મરણ મરણને જીતનારૂં છે. જે નમસ્કારભાવની આરાધનાથી સાધુઓ સાધુ બને છે, ઉપાધ્યાયો ઉપાધ્યાય બને છે, આચાર્યો આચાર્ય બને છે, અરિહંતો અરિહંત બને છે અને સિદ્ધો સિદ્ધ બને છે, તે નમસ્કારભાવ કેવો હશે ?–એનો વિચાર કરતાં કરતાં જ મિથ્યાત્વની, રાગ–દ્વેષની, ક્રોધ, માન, માયા અને લોભની, તેમજ નવ નોકષાયની ગ્રન્થીઓ છેદાઈ–ભેદાઈ જાય છે અને આત્મા શુદ્ધ નિર્મલ સ્વરૂપવાળો બની જાય છે.

નમો–ખમો–દમો–શમો–ગમો–રમો, એ છએ શબ્દો પરસ્પર સંબંધવાળા છે. જેમ કે–નમ્યો તે જ કહેવાય, કે જે દમ્યો હોય. ખમ્યો હોય, એટલે બીજાના અપરાધોને સહન કરતાં અને પોતાના અપરાધોની માફી માંગતાં શીખ્યો હોય. ખમ્યો તે કહેવાય, કે જે પોતાના મન અને ઇન્દ્રિ-યોને ખમતો હોય. દમવું એટલે એવી રીતે જીવવું કે છકાય જીવમાંથી કોઈને પણ ફરીથી પીડાકારક ન થવાય. શમ્યો તે કહેવાય, કે જે ઈન્દ્રિયો અને મનને અસંયમ તરફ પ્રેરનાર ઇચ્છાઓથી રહિત થયો હોય. શમ્યો હોય એટલે શાન્ત થયો હોય અને ઇચ્છારહિત બન્યો હોય. ઇચ્છારહિત બન્યો તે કહેવાય, કે જેને આત્મા ગમ્યો હોય, એક આત્મતત્ત્વ પ્રત્યે જ રૂચિવાળો બન્યો હોય અને સુખનો પુંજ એક આત્મા જ છે–એવા તત્ત્વનિર્ણય ઉપર આવ્યો હોય.

નમો પદાર્થનું છેલ્લું રૂપ આત્મરમણતા છે. આત્મરમણતા આત્મતત્ત્વની તીવ્ર રૂચિ માગે છે. જ્યાં સુધી આત્મતત્ત્વની તીવ્ર રૂચિ ન જાગે ત્યાં સુધી અનાત્મ–જડ પદાર્થોની ઈચ્છા ટળતી નથી, જ્યાં સુધી એ ઈચ્છા ન ટળે ત્યાં સુધી મન તથા ઈન્દ્રિયોનું દમન થતું નથી અને જ્યાં સુધી એ ન થાય ત્યાં સુધી અપરાધ કર્યા સિવાય રહેવાતું નથી તથા જે અપરાધ કરે છે તેની પાસે '**નમો**' પદાર્થ સંપૂર્ણપણે આવ્યો નથી.

નમ્ર વૃત્તિ એટલે પીગળેલી વૃત્તિ અથવા કુણી બનેલી વૃત્તિ. પીગળેલા સોનાનો ઘાટ ઘડી શકાય છે. કુણી અને ચીકણી બનેલી માટીના વાસણ ઘડી શકાય છે. નમ્રતામાં કુણાશ છે, આર્દ્રતા છે અને દ્રવીભૂતતા છે. કુણાશ અને દ્રવીભૂતતા એ નમ્ર પરિણામ છે. અગ્નિના તાપથી સોનું પીગળે છે. પગની લાતો સહન કરવાથી જેમ માટી કુણી બને છે, તેમ પ્રાયશ્ચિત્ત રૂપી આગ્નનો તાપ સુવર્ણ સમાન આત્મદ્રવ્યને પીગળાવે છે. આથી વિનય પહેલાં પ્રાયશ્ચિત્ત કહ્યું છે અને પશ્ચાત્તાપ કહ્યો છે. પશ્ચાત્તાપ કુણાશને લાવે છે, જ્યારે પ્રાયશ્ચિત્ત આત્મદ્રવ્ય શુદ્ધ કરે છે.

નમ્ર આત્મા સહિષ્ણુ બની શકે છે. સહિષ્ણુતા માટે નમ્રતાની જરૂર છે અને નમ્રતા માટે પાપના પ્રાયશ્ચિત્ત–પશ્ચાત્તાપની જરૂર છે. પશ્ચાત્તાપ માટે જ્ઞાનની જરૂર છે. જ્ઞાનનો વિષય જ્યારે સર્વ જીવોમાં રહેલું સમત્વ બને, ત્યારે ભૂલોનો પશ્ચાત્તાપ જાગે છે. પશ્ચાત્તાપની સાથે જ

વિનય-ગુણ અને સહિષ્ણુતા-ગુણ તથા સંયમ-ગુણ અને ઇચ્છાનિરોધ-ગુણ પ્રગટ થાય છે. આથી સર્વ આત્મા મારા આત્માની સમાન છે, એ જ્ઞાન ધર્મ માત્રનું મૂળ છે. એના પાયા ઉપર મારો આત્મા પરમાત્મા સમાન છે, એ જ્ઞાન-લાભ કરનારૂં થાય છે.

'**નમો**'ની આરાધના વિના મોક્ષપદની પ્રાપ્તિ અશક્ય છે. '**નમો**'માં પ્રથમ અજ્ઞાન અને મિથ્યાત્વથી મોક્ષ છે, પછી અવિરતિ અને પ્રમાદથી મોક્ષ છે અને છેવટે કષાય અને યોગથી મોક્ષ થાય છે. '**નમો**' આવતાંની સાથે જ માન અને ક્રોધ જવા લાગે છે. '**નમો**' એ દુર્ગુણો-નો પ્રતિપક્ષી છે અને સદ્ગુણોને ખેંચી લાવનારો છે. પોતે અપરાધી છે, એવા પોતાના અપરાધીપણાના ખ્યાલથી નમ્ર વૃત્તિ ઉત્પન્ન થાય છે. '**નમો**'માં એક બાજુ પાપકર્મનો ભય અને બીજી બાજુ ધર્મતત્ત્વનો પ્રેમ પ્રગટ થાય છે.

નવકાર એ ચૌદ પૂર્વનો સાર છે અને સમભાવ એ નવકારનું મૂલ છે. સમસ્ત દ્વાદશાંગી અને તેના સાર રૂપ નવકાર એ સમભાવ રૂપી સામાયિકને વર્ણવવા માટે છે. સમભાવ એ બીજ છે તેને પ્રકાશવા માટે અને તેનું શબ્દો દ્વારા નિરૂપણ કરવા માટે દ્વાદશાંગી અથવા તેના સાર રૂપ નવકાર છે. બીજા શબ્દોમાં ચૌદ પૂર્વનો સાર નવકાર છે અને નવકારનો સાર સમભાવ છે. જેણે સમભાવને પ્રાપ્ત કર્યો, તેણે સમસ્ત દ્વાદશાંગીના સારને પ્રાપ્ત કર્યો છે. સમ-ભાવ એ શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય

રૂપ છે અથવા મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય સ્વરૂપ પણ છે.

નમસ્કારનો ભાવ એ જીવંત મુક્તિ છે. નમ્રતાની સિદ્ધિ એ જ આપણા માટે વર્તમાન સિદ્ધિ છે. સર્વ તીર્થંકર ભગવંતો અને ગણધર ભગવંતો એ જ ભાવની આરાધના કરીને સિદ્ધિ અને મુક્તિ પામ્યા છે. નમસ્કારભાવની આરાધના એ પરમ મંગલ છે, લોકમાં તે સર્વથી ઉત્તમ છે અને સર્વને તે પરમ શરણભૂત છે. 'નમો અરિહંતાણં' એ પ્રથમ પદમાં દુષ્કૃત ગર્હા, સુકૃતાનુમોદના અને ચતુઃશરણગમન રહેલાં છે. દુષ્કૃત ગર્હા એ પરમ મંગલ છે, સુકૃતાનુમોદના એ પરમ લોકોત્તમ છે અને ચતુઃશરણગમન એ સર્વ ભયનિવારક છે. અથવા '**નમો**' પદ મંગલ વાચક છે, 'અરિહંત' પદ લોકોત્તમ વાચક છે અને 'તાણં' પદ શરણગમન વાચક છે. ચાર વસ્તુ મંગલ છે, લોકમાં તે ઉત્તમ છે અને એકાન્ત તે શરણ્ય છે. એ ચારથી અવશ્ય શરણ મળે છે અને એને છોડીને બીજી કોઈ વસ્તુ શરણભૂત બની શકતી નથી. એ રીતે મુક્તિમાર્ગની આરાધનાનો સાર '**નમો**' પદમાં રહેલો છે.

નમ્ર વૃત્તિ વિના ઉચ્ચ ગોત્રનો બંધ કહ્યો નથી. તીર્થંકરગોત્ર સર્વથી ઉચ્ચ છે. તેનું ઉપાર્જન ઉત્કટ નમસ્કારભાવને માંગે છે. ત્રિભુવન–હિતચિંતાનો ભાવ ત્રિભુવનપૂજ્ય બનાવે છે. જ્યાં સુધી ત્રણ ભુવનમાં એક પણ જીવ પ્રત્યે મૈત્રી, પ્રમોદ કે કરૂણાભાવ ઉપજવો બાકી રહે, ત્યાં સુધી

ત્રિભુવનપૂજ્યત્વ પ્રગટતું નથી. જીવત્વ સામાન્યને ઉદ્દેશીને મૈત્રી છે, નિશ્ચયથી સિદ્ધત્વ અને સ્વરૂપથી શુદ્ધત્વને ઉદ્દેશીને પ્રમોદભાવ છે તથા કર્મબદ્ધત્વ અને દુઃખાનુભૂતિત્વને ઉદ્દેશીને કરૂણાભાવ છે. તે ભાવો સર્વજીવવિષયક છે, માટે જ પરમ મંગલ, પરમ લોકોત્તમ અને પરમ શરણ્ય છે.

પોતાના નાના દોષોને મોટા અને બીજાના નાના ગુણોને મોટા તરીકે જોવા અને એથી વિરૂદ્ધ પોતાના મોટા ગુણોને નાના અને બીજાના મોટા દોષોને નાના જોવા, એ સાચો નમસ્કારભાવ છે. આવો નમસ્કારભાવ એ નિકટભવી જીવની નિશાની છે. બીજાના ગુણ અધિક અને મોટા દેખાય તે નમસ્કારભાવનો વિસ્તાર છે અને પોતાના દોષ અધિક અને મોટા દેખાય તે નમસ્કારભાવનું ઉંડાણ છે. એથી નમસ્કારભાવ વડે જીવાદિ તત્ત્વોના જ્ઞાનની સૂક્ષ્મ પ્રતીતિ અને અનુભૂતિ વધતી જાય છે.

સઘળી આરાધનાનું મૂળ નમ્ર વૃત્તિ છે. પ્રભુએ સપ્રતિક્રમણ ધર્મ કહ્યો છે, તેની પાછળ પણ એ જ રહસ્ય છે. જીવો પ્રત્યે આક્રમણ તે અધર્મ છે. આક્રમણ જો અનુ-યોગે પણ થયું હોય તો તેનાથી પાછા ફરવું અર્થાત્ પ્રતિક્રમણ કરવું તે ધર્મ છે. ધર્મના સાધકે આક્રમક નહિ પણ પ્રતિક્રમક બનવાનું છે. સ્વ એટલે આત્મા, તેનું સંરક્ષણ તો જ થાય કે-સદા નમ્ર વૃત્તિ ટકી રહે. જો ધર્મનો વિશદ મહિમા જેઓના ખ્યાલમાં સહજ પણ આવે, તો તેઓ

નમ્ર બન્યા વિના રહી શકે જ નહિ. ધર્મનો પ્રતિપક્ષ અધર્મ છે. અધર્મના માર્ગે ચાલવામાં રહેલી આપત્તિ અને ધર્મ-માર્ગે ચાલવામાં રહેલી સંપત્તિ, તેનું જ્ઞાન અને સંવેદન જેઓને થાય છે, તેઓ હંમેશાં નમ્ર રહે છે. મણકામાં રહેલા દોરાની જેમ ધર્મના પ્રત્યેક અનુષ્ઠાનો, જેવાં કે-અહિંસા, સંયમ, તપ વગેરેમાં જો નમ્રતા રૂપી દોરો પરોવાયેલો રહે, તો જ તે માલાસ્વરૂપ બની શકે અને કંઠ ઉપર ધારણ કરવાને લાયક થાય. જો નમ્રતા રૂપી દોરો ખસી ગયો કે તૂટી ગયો તો છૂટા પડેલા બધા મણકા પહેરવા માટે અયોગ્ય બને. નમ્રતામાં ક્ષમા છે, ઔદાર્ય છે, દાક્ષિણ્ય છે અને સૌજન્ય છે. વળી તેમાં શમ, દમ, તિતિક્ષા અને સંતોષ પણ છે. ગુણ માત્રની જનની નમ્ર વૃત્તિ છે. એ નમ્ર વૃત્તિ વડે જ ગણધર ભગવંતો ગણધર બને છે અને ત્રિભુવનપતિ શ્રી જિનેશ્વર ભગવંતો જિનેશ્વર બને છે. સર્વ પ્રકારની શુભ પ્રકૃતિઓનો એકી સાથે સંગમ કરાવનાર વૃત્તિનું નામ નમ્ર વૃત્તિ છે. જેમ નીચે રહેલાને ઉંચે જવા માટે નમવું પડે છે, તેમ આધ્યાત્મિક સાધનામાં પણ ઘણી નીચી સપાટીએ રહેલા જીવોને ઉંચે ચઢવા માટે નમ્ર વૃત્તિ જ સહાયક છે. નમવું એટલે માન છોડીને બીજાને માન આપવું. નમવું એટલે કર્મબદ્ધ પોતાની જાતને તૃણ તુલ્ય ગણવી અને સર્વ પ્રકારના પરીષહ-ઉપસર્ગને યોગ્ય માનવી. નમવું એટલે સકલ વિશ્વના જીવોમાં પ્રચ્છન્નપણે રહેલ પ્રભુત્વ જોવું અને પોતામાં પ્રગટપણે રહેલું ક્ષુદ્રત્વ નિહાળવું. આનું નામ તાત્ત્વિક નમ્ર વૃત્તિ છે.

શ્રી નમસ્કાર મહામંત્રના પ્રથમ પાંચ પદ ચતુઃશરણ-ગમન અર્થમાં, ચૂલિકાના પહેલાં બે પદ દુષ્કૃત ગર્હા અર્થમં અને છેલ્લાં બે પદ સુકૃતાનુમોદના અર્થમાં પણ લઈ શકાય છે. એ રીતે અર્થની ભાવનાપૂર્વક જો નમસ્કારનું સ્મરણ તથા રટણ સતત થતું રહે, તો જીવને ભાવધર્મની સિદ્ધિ થાય છે અને ભાવધર્મની સિદ્ધિના ચારેય અંગોનો નમસ્કારથી વિકાસ થાય છે. તે અંગોનાં નામો નીચે પ્રમાણે છે.

(૧) રત્નત્રયધરને વિષે અદ્વિતીય ભક્તિ, (૨) તેઓની સેવા, (૩) સર્વને માટે એક શુભની જ ચિન્તવના, તથા (૪) ચાર ગતિ રૂપ અથવા ચાર કષાય રૂપ સંસારની સદા જુગુપ્સા. ભાવધર્મના આ ચાર અંગો શ્રી નમસ્કાર મહામંત્ર વડે વિકસે છે, જેથી ધર્મના અર્થી જીવ માત્ર માટે તેનું આલંબન અનિવાર્ય છે.

જીવ માત્ર પ્રત્યે નમ્ર બનવા માટે ખામણા છે. એ નમ્રતામાં પ્રભુતા છૂપાયેલી છે. પ્રભુ પ્રભુ થાય છે, તે આ નમ્રતાના પ્રતાપે થાય છે. તેથી પ્રભુના ભક્તે પણ સર્વ જીવો પ્રત્યે નમ્ર બનવું જોઈએ, પોતાના અપરાધની ક્ષમા માંગવી જોઈએ અને સર્વ જીવો પ્રત્યે મૈત્રીની ભાવના રાખવી જોઈએ. સર્વને રત્નત્રયી રૂપ મોક્ષમાર્ગની પ્રાપ્તિ થાઓ અને સર્વ જીવ પોતાનું આત્મહિત સાધો, એ જાતિની મૈત્રીભાવના સહિત અપરાધને ખમાવવાની ક્રિયા એ પૂર્ણ બનવાનો રાજમાર્ગ છે.

નમસ્કારની ક્રિયા એ જ કૃતકૃત્યતા અપાવે છે. કર્તા

તથા–“ अहं प्रभो ! निर्गुण चक्रवर्ती, क्रूरो दुरात्मा हतकः सपापमा । ” અને પતિતથી પણ પતિત, અધમ, પરનિન્દક, પાપી, નિમકહરામી, વિષયી, ઉદરંભરી અને લંપટ તથા–

હું અવગુણનો ઓરડોજી, ગુણ તો નહિ લવલેશ,
કાજળથી પણ શામળાજી, મારા મનના પરિણામ;
તું તો કરુણારસ ભર્યોજી, તું સહુનો હિતકાર રે.
જિનજી, મુજ પાપીને તાર.

–એવી રીતે પોતાની જાતને અતિ અધમ અને શ્રી અરિહંતને અતિ ઉત્તમ સમજવી અતિ આવશ્યક છે. પોતાની અધમતા અને શ્રી અરિહંતની ઉત્તમતા, એ બંનેની સાચી સમજણના બળે શ્રી નમસ્કાર મહામંત્ર શીઘ્રપણે સિદ્ધ કરી શકાય છે.

સ્વ–અભિન્ન પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ એ લક્ષ્ય છે અને સ્વ–ભિન્ન પરમાત્મસ્વરૂપ એ આલંબન છે. ‘नमो अरिहंताणं’ એ પદમાં શ્રી અરિહંતો આલંબન રૂપ છે. તેઓને નમસ્કાર કરવા દ્વારા બહિરાત્મભાવનો ત્યાગ થાય છે, અંતરાત્મભાવની પ્રાપ્તિ થાય છે અને સ્વ–અભિન્ન પરમાત્મભાવનું લક્ષ્ય વિંધાય છે. બહિરાત્મભાવ રૂપી ધનુષ્ય ઉપર અંતરાત્મભાવ રૂપી બાણ ચઢાવી પરમાત્મભાવ રૂપી લક્ષ્યને વિંધવાની ક્રિયા, એ અરિહંતોના નમસ્કારનું ધ્યેય છે. શ્રી અરિહંતોને નમસ્કાર તથા શ્રી અરિહંતોનો નમસ્કાર એ બન્ને [illegible] અર્થ [illegible] છે. શ્રી અરિહંતોને નમસ્કાર કરતી

વખતે દ્રવ્ય–ભાવનો સંકોચ ધ્યાતામાં થાય છે. શ્રી અરિહંતોનો નમસ્કાર એ અર્થ વખતે દ્રવ્ય-ભાવ સંકોચ ધ્યેયનો ગ્રહણ કરવાનો છે. શ્રી અરિહંતો રૂપી ધ્યેય જે પ્રકારનો દ્રવ્ય–ભાવ સંકોચ કરીને ધ્યેયસ્વરૂપ બન્યા છે, તે સંકોચનું સ્મરણ કરી ધ્યાતા તે સ્વરૂપ બને અને નમસ્કાર કરે, એ અર્થ પણ ઇષ્ટ છે. કહ્યું છે કે–'देवो भूत्वा देवं यजेत्।' દેવ સમાન બનીને દેવની પૂજા કરો.

ધર્મ જીવનમાં જીવાય ત્યારનો આનંદ તો જુદો છે, પરન્તુ ધર્મ જીવનમાં સમજાય તેનો આનંદ પણ અપૂર્વ અને અવર્ણનીય છે. ધર્મ સમજાયો છે, તેની કસોટી 'નમો' પદથી થાય છે. ધર્મ જીવાયો છે, તેની પરીક્ષા સામાયિક પદથી થાય છે. 'નમો' એ ધર્મની પ્રશંસા રૂપ છે. સામાયિક એ સાક્ષાત્ ધર્મસ્વરૂપ છે.

卐

# શ્રી નવકાર મહિમા

શ્રી નવકાર મહામંત્ર એ સારની પોટલી છે, રત્નની પેટી છે અને સર્વ ઈષ્ટનો સમાગમ છે.

ગારૂડિક મંત્ર જેમ સર્પના વિષનો નાશ કરે છે, તેમ શ્રી નમસ્કારમંત્ર સમસ્ત પાપ રૂપી વિષનો નાશ કરે છે.

પરલોકના માર્ગે પ્રયાણ કરતા જીવ રૂપી મુસાફરને આ લોક રૂપી ઘરમાંથી નીકળતી વેળાએ શ્રી નવકારમંત્ર એ પરમ ભાથાતુલ્ય છે.

શ્રી નવકારના પ્રભાવથી ચોરો રક્ષક બને છે, ગ્રહો અનુગ્રહ કરે છે અને અપશુકનો શુભ શુકન રૂપ બની જાય છે.

ત્રણ ભુવનમાં રહેલા વિવેકી સુરો, અસુરો, વિદ્યાધરો તથા મનુષ્યો સુતાં, જાગતાં, બેસતાં, ઉઠતાં કે હરતાં–ફરતાં શ્રી નમસ્કાર મહામંત્રને યાદ કરે છે.

શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર એ ગુણાનુરાગનું પ્રતીક છે. એનાથી જો ગુણાનુરાગ ન હોય તો જાગે છે અને જો તે હોય તો વૃદ્ધિ પામે છે, કે જે મોક્ષનું અવંધ્ય બીજ છે.

અંતરાત્મભાવને લાવનાર, તેને ટકાવનાર, તેને વધારનાર અને છેવટે પરમાત્મભાવ સુધી તેને પહોંચાડનાર

શ્રી પરમેષ્ઠિ નમસ્કાર છે. તેથી માર્ગાનુસારિતાની ભૂમિકાથી માંડી સમ્યગ્દૃષ્ટિ, દેશવરતિ, સર્વવિરતિધર આદિ તમામ જીવોની આરાધનામાં શ્રી પરમેષ્ઠિ નમસ્કાર એ પરમ અંગ છે.

જે અંધકાર દીવાથી, સૂર્યથી, ચંદ્રથી કે બીજા કોઈ પણ તેજથી નાશ નથી પામતો, તે અંધકાર પણ નમસ્કારના તેજ વડે અત્યંત નાશ પામે છે.

હે મિત્ર! જો તારૂં મન નમસ્કારનું ધ્યાન કરવામાં લયલીન નથી થતું, તો ચિરકાલ સુધી આચરણ કરેલા તપ, શ્રુત અને ચારિત્રની ક્રિયાઓનું શું ફળ છે? અર્થાત્ નમસ્કારના ધ્યાન વિના એ બધુંય નિષ્ફળ છે.

આ નવકાર જો જન્મ વખતે ગણવામાં આવે, તો જન્મ બાદ બહુ ઋદ્ધિને આપનારો થાય છે અને જો તે મૃત્યુ વખતે ગણવામાં આવે, તો મરણ બાદ સુગતિને આપનારો થાય છે. વળી જો તે આપત્તિ વખતે ગણવામાં આવે, તો સેંકડો આપત્તિઓનું ઉલ્લંઘન થાય છે અને જો તે ઋદ્ધિ વખતે ગણવામાં આવે, તો તે ઋદ્ધિ વિસ્તારને પામે છે.

આ જન્મમાં જે આત્મા વિધિથી, ભાવથી અને ચિત્તની એકાગ્રતાથી જો શ્રી નવકાર મહામંત્રની આરાધના કરે, તો તે આત્મા ભવાન્તરમાં ઉચ્ચતમ જાતિ, કુલ, રૂપ, આરોગ્ય અને સંપત્તિ પ્રાપ્ત કરે છે.

પંચ નમસ્કાર રૂપી સારથિ દ્વારા હંકાયેલા જ્ઞાન રૂપી ઘોડાવાળા અને સંયમ રૂપી રથમાં બેસી મનુષ્ય શીઘ્ર નિવૃત્તિપુરીમાં પહોંચી જાય છે.

શ્રદ્ધા રૂપી દીવેલ અને બહુમાન રૂપી વાટથી યુક્ત ભાગ્યશાળી પુરૂષોના મનમંદિરમાં પ્રકાશતો શ્રી નવકાર રૂપી શ્રેષ્ઠ દીપક મિથ્યાત્વ રૂપી અંધકારને હરી લે છે.

પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી જેને શ્રી નમસ્કાર મહામંત્રની પ્રાપ્તિ થાય છે, તેને નરક ગતિનું અને તિર્યંચ ગતિનું ભ્રમણ હંમેશને માટે અટકી જાય છે અને સ્વર્ગ તથા મોક્ષના દ્વાર ઉઘડી જાય છે.

સર્વ શુભ પ્રયત્નોની સિદ્ધિ શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર મહામંત્રની અર્થભાવનામાં છે. મહામંત્રના અર્થની ભાવના સર્વ સિદ્ધિઓનું બીજ છે અને સર્વ અનુષ્ઠાનોનો પ્રાણ છે.

જપ દ્વારા પરમેષ્ઠિ નમસ્કારને હૃદયમાં વસાવ્યા પછી કોઈ અશુભ ભાવ ત્યાં રહી શકતો નથી.

આપણો સર્વતોમુખી વિકાસ સાધવાનું, આપણને સુખી બનાવવાનું, આપણી આપત્તિઓને દૂર કરવાનું અને સર્વ મનોરથોને સફળ બનાવવાનું અપૂર્વ સામર્થ્ય શ્રી નમસ્કારમાં છે.

શ્રી નવકારના પ્રત્યેક અક્ષરમાંથી નીકળતા પ્રકાશને આત્મવ્યાપી બનાવો, કે જેથી અજ્ઞાન અંધકાર આત્મામાંથી પોતાની મેળે જ પલાયન થઈ જશે.

અનેક દુઃખોથી પરાજીત સંસારી જીવો માટે શ્રી નવકાર સર્વ મંત્રોમાં પ્રધાન મંત્ર છે. તેનું સર્વ ધ્યાનમાં શ્રેષ્ઠ ધ્યાન છે અને તે સર્વ તત્ત્વોમાં પરમ પવિત્ર તત્ત્વ છે.

શ્રી નવકાર રૂપ જે ખડક ઉપર હું ઉભો છું, તે ખડક ઉપર ભવસમુદ્રના તોફાની મોજાંઓ ભલે ગમે તેટલાં આવી પડે! તે મારૂં કશું જ અનિષ્ટ કરી શકે તેમ નથી. ઉલટું તે બીચારા મોજાંઓ ખડક સાથે અથડાઈને છિન્ન-ભિન્ન થઈ જશે.

જો જ્ઞાની બનવું હોય, તો તમે નવકારના શરણે જાઓ અને તેમાં લયલીન બનો. ચૌદ પૂર્વના સારભૂત નવકારમાં જે પ્રયત્ન કરે છે, તે જ ચૌદ પૂર્વના રહસ્યોને સમજવાને લાયક બને છે.

શ્રી નમસ્કાર મહામંત્રને સમજવા માટે કેવળ તર્ક, યુક્તિ કે બુદ્ધિ એ સંપૂર્ણ સાધન નથી. શ્રી પંચપરમેષ્ઠિનું વાસ્તવિક જ્ઞાન તથા એનો પ્રત્યક્ષ અનુભવ તો કેવળ સાધના દ્વારા જ પ્રાપ્ત થાય છે. એ સાધના નિત્ય નિરંતર શુદ્ધ અને જાગૃત ચિત્તથી સર્વસમર્પણની બુદ્ધિપૂર્વકના જપ દ્વારા પ્રાપ્ત થાય છે.

કલ્પવૃક્ષથી અધિક મહિમાવાળા શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર મહામંત્રના પ્રત્યેક અક્ષરમાં એક હજાર અને આઠ વિદ્યાઓ વિદ્યમાન છે.

કર્મસત્તા સારાય જગત ઉપર શાસન કરે છે, પરંતુ

તે શ્રી પંચપરમેષ્ઠિથી ડરે છે. શ્રી પંચપરમેષ્ઠિની સાથે સંબંધ જોડવાથી કર્મબંધન ઢીલાં પડે છે.

જગતમાં એવી કોઈ પણ ઉત્તમ યા શ્રેષ્ઠ વસ્તુ નથી, કે જે ભક્તિપૂર્વકના નવકારના જાપથી જીવો પ્રાપ્ત ન કરી શકે.

ભાવ નમસ્કાર પરમ તત્ત્વ છે, પરમ સારભૂત છે, અપૂર્વ કલ્પવૃક્ષ છે અને શાશ્વત કામધેનુ છે. શ્રી પંચ-પરમેષ્ઠિ પ્રત્યે વિનય-બહુમાનપૂર્વક સર્વસમર્પણનો ભાવ એ ભાવ નમસ્કાર છે.

જેમ જેમ નવકારના વર્ણોનો રસ મનમાં પરિણામ પામે છે, તેમ તેમ અનુક્રમે જળથી ભરેલા કાચા ઘડાની જેમ જીવની કર્મગ્રન્થીઓ ઓગળી જાય છે.

જે મહા ભાગ્યશાળી આત્માની મન રૂપી ગુફામાં શ્રી નમસ્કાર મહામંત્ર રૂપ કેસરી સિંહ બીરાજમાન છે, તેઓના મનમાં પાપકર્મ રૂપી હાથીઓનો સમૂહ ટકી શકતો નથી.

શ્રી નવકાર મહામંત્રનો જાપ કરવાવાળો સંસારમાં કોઈ દિવસ દુઃખી થતો નથી અને નિશ્ચયથી મોક્ષપ્રાસાદના શાશ્વત સુખોનો તે અધિકારી બને છે.

સાધક શ્રદ્ધા, ભક્તિ, બહુમાન અને એકાગ્રતાની સમજપૂર્વક જો સર્વ સમર્પણભાવથી શ્રી પંચપરમેષ્ઠિનું શરણ ગ્રહણ કરે છે, તો તેની બુદ્ધિ, મન, વાણી, દેહ આદિ સર્વ પવિત્ર બની જાય છે.

શ્રી નવકારમંત્રની પ્રાપ્તિ સિવાય, ભવ્ય જીવોના અનેક જન્માન્તરસંચિત શારીરિક, તેમ જ માનસિક રોગ–શોકાદિ દુઃખ તથા તેના કારણભૂત કર્મોનો નાશ થવો અસંભવ છે.

શ્રી નવકાર ઉભય લોકના સુખનું મૂળ છે–એવું જાણીને તમે આ મહામંત્રનું સદા સ્મરણ કરો, કારણ કે–શ્રી પંચ-પરમેષ્ઠિને કરેલો નમસ્કાર જીવને હજારો ભવથી છોડાવે છે અને દુર્લભબોધિ બીજની પ્રાપ્તિ કરાવે છે.

શ્રી પંચપરમેષ્ઠિ ભગવંતો એટલે વિશ્વકલ્યાણની ભાવનાનો ભંડાર. તેઓને ભાવપૂર્વક નમવાથી એ ભાવના નમસ્કાર કરનારમાં પ્રગટે છે. પછી જગતમાં તેનો કોઈ શત્રુ રહેતો નથી.

ધ્યાન સર્વ તપમાં શ્રેષ્ઠ તપ છે. જ્યારે તેનો વિષય શ્રી પંચપરમેષ્ઠિ બને છે, ત્યારે ધ્યાનગત થયેલો શ્રી નવકાર મદોન્મત્ત હાથીની જેમ સર્વ કર્મ રૂપી વૃક્ષોનું ઉન્મૂલન કરી નાખે છે.

સમગ્ર વિશ્વમાં શ્રી પંચપરમેષ્ઠિ ઉપકારી છે. એમાં પણ શ્રી અરિહંતદેવ પરમ ઉપકારી છે, કારણ કે–પરમો-પકારી શ્રી અરિહંતદેવ જગતના જીવોને માટે ધર્મતીર્થની સ્થાપના કરીને ધર્મમાર્ગનો બોધ કરે છે. તેઓ સમગ્ર વિશ્વમાં સર્વ કાળમાં સર્વ જીવોના હિતચિંતક હોવાથી સર્વને માટે પરમપૂજ્ય છે.

આત્મહિત સાધનારાઓના જીવનમાં શ્રી અરિહંતદેવ કેન્દ્રસ્થાને છે. સઘળાં કર્મોથી મુક્ત થવાનું જો મહાન ધ્યેય સિદ્ધ કરવું હોય, તો તે માટે અતિ પુષ્ટ આલંબન જોઈએ: અને એવું આલંબન માત્ર શ્રી અરિહંતદેવ છે.

જો જીવન સાર્થક બનાવવું હોય અને જો માનવ-જન્મનો સમય અને માનવ શક્તિઓનો સદુપયોગ કરવો હોય, તો મોક્ષમાર્ગ રૂપી ધર્મના દાતા શ્રી અરિહંતદેવને જીવનના કેન્દ્રસ્થાને રાખો.

શ્રી અરિહંતદેવોમાં એક મહત્ત્વપૂર્ણ વિશેષતા એ છે કે-તેઓએ દર્શાવેલા માર્ગ ઉપર ચાલવાથી મોક્ષપ્રાપ્તિ થાય છે. એ જ પ્રમાણે તેઓ નામસ્મરણ, દર્શન અને ધ્યાન કરવા દ્વારા કર્મોનો ક્ષય થાય છે, આત્મગુણ પ્રગટે છે મોક્ષની પ્રાપ્તિ થાય છે.

શ્રી નવકાર ભાવધર્મનું બીજ છે, તેમ જ ભાવધર્મથી પ્રાપ્ત થનારાં સુખોનું બીજ છે, કે જેના દ્વારા સ્વર્ગ તેમ જ મોક્ષનાં દુર્લભ સુખો પણ સુલભ બની જાય છે.

શ્રી નવકારના જે અડસઠ અક્ષરો છે, તે મોક્ષનગરના અડસઠ પ્રતિનિધિઓ છે. તેઓની સાથે મંત્રણા એકાન્તમાં ગુપ્તપણે કરવી જોઈએ.

નમસ્કારની ક્રિયા એ સન્માનનું દાન છે. સન્માનનું દાન સર્વ દાનોમાં ચઢીયાતું દાન છે. જે યોગ્યને યોગ્ય સન્માન આપે છે, તેનું પુણ્ય ખૂટતું નથી અને તેનામાં

પાપનો પ્રવેશ થઈ શકતો નથી. આથી સન્માનને પાત્ર વ્યક્તિને સન્માનનું દાન કરવું, એ માનવજન્મનો અમૂલ્ય લ્હાવો છે.

શ્રી પંચપરમેષ્ઠિ ભગવંતો જગતમાં સર્વશ્રેષ્ઠ સન્માનનાં પાત્રો છે. તેઓને નમસ્કાર કરવાથી સન્માનનું દાન થાય છે, કારણ કે–નમવું એ તેઓનું મોટામાં મોટું સન્માન છે. તેઓને નમવાથી અહંનાં ઝેર ઉતરી જાય છે અને સઘળાં યોગ્ય જીવોને નમવાનું સત્ત્વ આત્મામાં પ્રગટે છે. અહંને નમાવ્યા વિના એક પણ શત્રુ નમે નહિ અને શ્રી પંચપરમેષ્ઠિને નમ્યા વિના અહં કદાપિ નમે નહિ. અહંને નમાવવા માટે શ્રી નવકાર–સાધના અતિ આવશ્યક છે.

શ્રી નવકારનું જબ્બર બળ એ છે કે–તે આપણા દુશ્મનોનો નાશ કરે છે. વાસ્તવિક રીતે આપણા પોતાના દુષ્ટ મન સિવાય આપણો બીજો કોઈ દુશ્મન નથી. શ્રી નવકાર મહામંત્ર છે, કારણ કે–તેના વડે મનની દુષ્ટતા દૂર થાય છે.

રત્નથી ભરેલી પેટીનું વજન અતિ અલ્પ હોય છે, પરંતુ તેનું મૂલ્ય ઘણું હોય છે. એ પ્રમાણે શ્રી નવકારમંત્ર શબ્દોમાં નાનો છે, પણ અર્થથી અનંત છે અને સિદ્ધાન્તથી પ્રમાણભૂત છે.

શ્રી નવકાર એ ઉત્કૃષ્ટ માતા છે, પિતા છે, નેતા છે, દેવ છે, ગુરૂ છે, ધર્મ છે, પ્રાણ છે, સ્વર્ગ છે, અપવર્ગ છે, સત્ત્વ છે, તત્ત્વ છે, મતિ છે અને ગતિ છે.

જીવનના પ્રત્યેક દિવસની ત્રણ સંધ્યાએ તમે શ્રી નવકાર મહામંત્રને ૧૦૮ વાર એવી રીતે સમર્પણ કરો કે-તે વખતે તમે નમસ્કારના ધ્યાન વિના બીજું કાંઈ કરી શકો જ નહિ. છ મહિના સુધી નિયમિત ત્રિસંધ્ય એકાગ્રતા પૂર્વકના ધ્યાન પછી તમે જોશો કે-તમારું જીવન પવિત્ર અને શાન્તિમય બની ગયું હશે, તેમ જ તમારી કલ્પનામાં પણ ન આવે એ રીતે તમારા શુભ મનોરથો સફળ બની રહ્યા હશે.

卐

# સદ્ગુણ સાર



૧. ગૃહસ્થધર્મની યોગ્યતા માટેના સદ્ગુણો.

૨. સાધુધર્મની યોગ્યતા માટેના સદ્ગુણો.

૩. મુક્તિગમનની યોગ્યતા માટેના સદ્ગુણો.

૪. ક્ષાન્તિ આદિ ૧૦ સદ્ગુણો અને તેની પ્રાપ્તિના ઉપાયો.

૫. અંતરંગ મહારાજ્ય.
(ચારિત્રરાજ્યમાં પ્રવેશ અને તેનું ફળ.)

૬. ધર્મકલ્પવૃક્ષનું મૂળ.

૭. ધર્મની વ્યાખ્યા.

૮. ધર્મની ઓળખ.

૯. સામાયિક ધર્મ.

૧૦. ધર્મનો પ્રભાવ.

પકાર કરવા માટે બને તેટલો પ્રયત્ન કરવો. મહાપુરૂષોની સાથે પ્રથમ ભાષણ કરવું, ધર્મ કરનાર માણસોની હંમેશાં અનુમોદના કરવી, પારકાના મર્મો (ખાનગી વાતો) જરા પણ પ્રગટ કરવા નહિ અને હંમેશાં શિષ્ટ પુરૂષોને યોગ્ય સારો વેષ પહેરવો અને આચારો પણ સારાં રાખવા. આ પ્રમાણે સદ્‌ગુણોનું સેવન કરવાથી શ્રી સર્વજ્ઞ ભગવંતે બતાવેલા શુદ્ધ ધર્મનું અનુષ્ઠાન કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

## ૨–સાધુધર્મની યોગ્યતા

જેઓએ ગૃહસ્થધર્મનો સ્વીકાર કર્યો છે, એવા સજ્જન પુરૂષોએ પોતાના ધર્મની રક્ષા માટે નીચે મુજબના ગુણોનું સેવન કરવું જરૂરી છે.

અકલ્યાણ મિત્રનો સંબંધ છોડી દેવો અને કલ્યાણ મિત્રોની સેવા કરવી, પોતાને ઉચિત સ્થિતિ–મર્યાદાનું ઉલ્લંઘન ન કરવું, વ્યવહારમાર્ગની હંમેશાં અપેક્ષા રાખવી, ગુરૂ મહારાજને તથા વડીલ વર્ગને યોગ્ય માન આપવું, તેઓ જે આજ્ઞા કરે તે પ્રમાણે વર્તવું, દાન વગેરે સદ્‌ગુણોમાં વિશેષ પ્રવૃત્તિ કરવી, ભગવાનની ઉદારતાપૂર્વક પૂજા કરવી, સાધુ મહાત્મા પુરૂષોની નિરંતર શોધ કર્યા કરવી, તેઓનો સંયોગ મેળવીને ધર્મશાસ્ત્રનું વિધિપૂર્વક શ્રવણ કરવું, મહા યત્નપૂર્વક તેની પર્યાલોચના–સૂક્ષ્મ વિચારણા કરવી, તેમાં કહેલ બાબતોનો અર્થ સમજીને વિધિ પૂર્વક તેનું અનુષ્ઠાન કરવું, ધૈર્યને ધારણ કરવું, ભવિષ્ય-

કાળનો બરાબર વિચાર કરવો, મરણને વારંવાર નજર સન્મુખ રાખ્યા કરવું, પરલોક સાધનામાં તત્પરતા રાખવી, ગુરૂ મહારાજની સેવા કરવી, યોગ પટ્ટનું દર્શન કરવું, તેના રૂપને પોતાના મનમાં વારંવાર સ્થાપન કરવું, ધારણાને સ્થિર કરવી, કોઈ પણ પ્રકારનો આંતર્ વિક્ષેપ થાય તેવો માર્ગ તજી દેવો, યોગશુદ્ધિ થાય તે માટે પ્રયત્ન કર્યા કરવો, ભગવાનના મંદિરો તેમ જ મૂર્તિઓ તયાર કરાવવાં, તીર્થંકર મહારાજના વચનોને લખાવવાં, શ્રી નવકાર મહામંત્રનો મંગળ જાપ વારંવાર કર્યા કરવો, ચાર શરણોને વારંવાર અંગીકાર કરવા, દુષ્કૃત્ય(ખરાબ કામો)ની વારંવાર નિંદા કરવી, સારાં કામોની વારંવાર અનુમોદના કરવી, પૂર્વપુરૂષોના સુંદર આચારવાળાં ચરિત્રો વારંવાર સાંભળવાં, ઉદારતા રાખવી અને ઉત્તમ પુરૂષોના પગલે ચાલવું. એ એ પ્રમાણે સદ્‌ગુણોનો અભ્યાસ કરવાથી સાધુ મહારાજના ધર્મો અને અનુષ્ઠાનો કરવાની યોગ્યતા આવે છે.

## ૩–મુક્તિગમનની યોગ્યતા

ત્યાર પછી ભાવમુનિ થયેલ મહાનુભાવોએ ગ્રહણશિક્ષા ધારણ કરવી અને તેટલા માટે વસ્તુતત્ત્વ સમજવાની જિજ્ઞાસા મનમાં ઉત્પન્ન કરવી. (૧) પોતાનાં અને પારકાં શાસ્ત્રોને બરાબર જાણનાર, (૨) પારકાનું હિત કરવાના કાર્યમાં સદા તત્પર, (૩) સામા માણસના હૃદયના આશયને બરાબર સમજનાર, અને (૪) પોતાના નામને સાર્થક કરનાર–એવા ગુરૂ મહારાજની સાથે પોતાનો સાચો સંબંધ

કેવી રીતે થાય તે માટે શોધ કરવી–પ્રયત્ન કરવો. ગુરૂ મહારાજનો વિનય બરાબર કરવો, અનુષ્ઠાનોની સર્વ વિધિઓ કરવા માટે તત્પર રહેવું : મંડલિ, નિષદ્યાઅક્ષ વગેરેમાં બરાબર યત્ન કરવો. નાના–મોટાનો ક્રમ શાસ્ત્રમાં ફરમાવ્યો છે તે બરાબર પાળવો, સાધુને યોગ્ય અશનક્રિયા પાળવી, વિકથા વગેરે વિક્ષેપોનો સર્વથા ત્યાગ કરવો, ભાવપૂર્વક ક્રિયા વગેરેમાં ઉપયોગપ્રધાનતા રાખવાનો અભ્યાસ કેળવવો, આગમ સાંભળવાનો વિધિ બરાબર શીખવો, બોધપરિણતિ આચરવી, સમ્યગ્જ્ઞાનમાં સ્થિરતા થાય તે માટે યત્ન કરવો, મનની સ્થિરતા કરવી, પોતાને જ્ઞાનધન મળી જાય તેનું જરા પણ અભિમાન ન કરવું, અભણ જનોની હાંસી ન કરવી, વિવાદનો સર્વથા ત્યાગ કરવો, અજ્ઞાની મનુષ્યોની બુદ્ધિમાં ભેદ ઉત્પન્ન ન કરાવવો અને અયોગ્યને શાસ્ત્રનો અભ્યાસ કરાવવો નહિ.

આ પ્રમાણે કરનાર ભવ્યાત્મા, ગુણજ્ઞ પુરૂષોને માન્ય એવી યોગ્યતા પ્રાપ્ત કરે છે અને આનંદસ્વરૂપ સમતા રૂપી લક્ષ્મી ;તેમને આપોઆપ મળી આવે છે તથા અનેક ભાવસંપત્તિઓના તે સ્થાન રૂપ થઈ પડે છે.

ઉપર પ્રમાણે જ્યારે અંદરથી સાચી યોગ્યતા પ્રાપ્ત થાય છે, ત્યારે ગુરૂ મહારાજનો તેમના ઉપર ખરો પ્રસાદ થાય છે. પછી તેઓ તેમને સિદ્ધાન્તના રહસ્યો બતાવે છે; અને તેનામાં–(૧) શાસ્ત્ર સાંભળવાની ઈચ્છા, (૨) શાસ્ત્ર સાંભળવું, (૩) શાસ્ત્રગ્રહણ, (૪) શાસ્ત્રધારણ, (૫) ઉહ,

(૬) અપોહ, (૭) વિચારણા અને (૮) તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ-એ બુદ્ધિના આઠ ગુણો ગુરૂ મહારાજ ખીલાવે છે.

યાવજ્જીવ આસેવન શિક્ષા ગ્રહણ કરવી, સર્વ ઉપકરણો અને કપડાંઓની પ્રત્યુપેક્ષણા કરવી, વારંવાર પ્રમાર્જન કરવું, ભીક્ષાચર્યામાં દોષ ન લાગે તે માટે એકાગ્રતા રાખવી, દોષનું પ્રતિક્રમણ કર્યા કરવું, આલોચના લેવી, નિર્દોષ ભોજનવિધિ શીખવી, ભાજનપરિકર્મ વિધિપૂર્વક સાફ કરવા, આગમને અનુસાર મળવિસર્જનની વિધિ કરવી, સ્થંડિલ-ભૂમિનું બરાબર નિરીક્ષણ કરવું, સર્વ પ્રકારની ઉપાધિઓથી રહિત થઈને આવશ્યક કરવું, આગમમાં કહેલ વિધિ પ્રમાણે કાલગ્રહણ કરવું, પાંચ પ્રકારનો સ્વાધ્યાય કરવો, દરરોજની ક્રિયામાં સાવધાન રહેવું, પાંચ પ્રકારના આચારો બરાબર પાળવા, ચરણકરણની બરાબર આચરણા કરવી, અપ્રમાદ ભાવને અત્યંત દૃઢ કરવો અને અતિ ઉગ્ર ચર્યા ધારણ કરવી. આ પ્રમાણે કરવાથી મોક્ષમાં અસ્ખલિત પહોંચાડનાર ગુણસમૂહની પ્રાપ્તિ થાય છે.

પરોપકાર કરવાના સ્વભાવવાળા મહાત્મા પુરૂષો આ પ્રમાણે સદ્‌ગુણ ઉપાર્જન કરવાના ઉપાયો બતાવે છે. તેઓના એવા ઉપદેશથી પ્રથમ ગુણસ્થાનકે રહેલા ભદ્રિક પરિણામી ભવ્ય આત્માઓ ભાવરત્નની પરીક્ષા કરનારા બને છે અને હિંસાદિ યુક્ત મિથ્યાધર્મનો ત્યાગ કરી સદ્‌ગુણ ઉપાર્જનના કામમાં મંડી જાય છે.

卐

# ક્ષાન્તિ આદિ દશ સદ્ગુણો

ચારિત્રધર્મની પ્રાપ્તિમાં, તેની સ્થિરતામાં અને તેને પાર ઉતારવામાં ક્ષાન્તિ આદિ સદ્ગુણો ખૂબ જ મહત્ત્વના છે. શ્રી ઉપમિતિભવપ્રપંચા કથા નામના ગ્રન્થરત્નમાં તે હકીકત એક સુંદર રૂપક દ્વારા સમજાવવામાં આવી છે. તે આત્માર્થી જીવોને વારંવાર મનન કરવા લાયક હોવાથી તેનો ઉપયોગી ભાગ અહીં રજુ કરીએ છીએ.

## દીક્ષાનો પ્રાણ ક્ષાન્તિ આદિ સદ્ગુણો છે.

કેવલજ્ઞાની શ્રી નિર્મળાચાર્ય ભગવંતે મુમુક્ષુ એવા ગુણધારણ નામના રાજાને કહ્યું કે–હે રાજન્! જો તારે ભાવથી દીક્ષા અંગીકાર કરવી હોય, તો ક્ષાન્તિ આદિ દશ કન્યાઓની સાથે તારે અવશ્ય સંબંધ બાંધવો પડશે. તેઓની સાથે જો તું જોડાયેલો હોઈશ, તો જ અમે તને પ્રવ્રજ્યા (દીક્ષા) આપીશું. પ્રવ્રજ્યા અને ક્ષાન્તિ આદિ કન્યાઓને જરા પણ વિરોધ નથી, એટલું જ નહિ પણ ક્ષાન્તિ આદિ દશ કન્યાઓ વિના પ્રવ્રજ્યા લેવી તે પણ નિરર્થક છે: કારણ કે–તેઓની સાથે સંબંધ બાંધ્યા વિના જ દીક્ષા લેનારનું કાંઈ વળતું નથી. તેટલા માટે તેઓની સાથે સંબંધ કરીને પછી તારે દીક્ષા લેવી.

આ ક્ષાન્તિ આદિ દશ કન્યાઓ કોણ છે? અને તેના

માતા-પિતાદિ સંબંધીઓ કોણ છે ? તથા તેઓ અત્યારે ક્યાં રહે છે ?—એ જાતની જિજ્ઞાસાને તૃપ્ત કરવા માટે તે સર્વ હકીકત શ્રી કેવલી ભગવંતે નીચે પ્રમાણે કહી છે.

## ક્ષાન્તિ આદિ દશ કન્યાઓની ઓળખાણ

ચિત્તસૌંદર્ય નામનું નગર છે, તેનો શુભ પરિણામ નામનો રાજા છે. તેને નિષ્પ્રકંપતા અને ચારૂતા નામની બે રાણીઓ છે. તેઓને અનુક્રમે ક્ષાન્તિ અને દયા નામની બે કન્યાઓ છે.

વળી એક શુભ્ર માનસ નામનું નગર છે. તેનો શુદ્ધાભિસન્ધિ નામનો રાજા છે. તેને વરતા અને વર્યતા નામની બે રાણીઓ છે. તેઓને અનુક્રમે મૃદુતા અને સત્યતા નામની બે કન્યાઓ છે.

વધુમાં એક વિશદ માનસ નામનું નગર છે. તેનો શુદ્ધાભિસન્ધિ નામનો રાજા છે. તેને શુદ્ધતા અને પાપભીરૂતા નામની બે રાણીઓ છે. તેઓને અનુક્રમે ઋજુતા અને અચોરતા નામની બે કન્યાઓ છે.

તેમ જ શુભ ચિત્તપુર નામનું એક નગર છે. સદાશય નામનો તે નગરનો રાજા છે. તેને વરેણ્યતા નામની પત્ની છે. એ રાણીને બે કન્યાઓ છે. એકનું નામ બ્રહ્મરતિ અને બીજીનું નામ મુક્તતા છે.

વળી સમ્યગ્‌દર્શન નામના સેનાપતિને માનસી વિદ્યા નામની એક કન્યા છે અને ખુદ મહારાજા ચારિત્રરાજ અને મહાદેવી વિરતિને નિરીહતા નામની એક પુત્રી છે.

એ પ્રમાણે દશ કન્યાઓના રહેવાનાં સ્થાનો અને તેઓના માતા-પિતાનાં નામો જણાવ્યા. હવે મહારાજા ગુણધારણને ક્ષાન્તિ આદિ એ કન્યાઓ કેવી રીતે મળી શકશે અને તે માટે ગુણધારણ રાજાએ કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી જોઈએ, તે હકીકત શ્રી નિર્મળાચાર્ય જણાવે છે.

## ક્ષાન્તિ આદિ કન્યાઓની પ્રાપ્તિનો ઉપાય

કર્મપરિણામ રાજા પોતે જ કાળપરિણતિ નામની મહાદેવી સાથે વિચાર કરીને અને તેની સંમતિ મેળવીને પુણ્યોદયને આગળ કરશે અને પછી તેઓ ઉપરના નગરો જણાવ્યા છે ત્યાં જશે. ત્યાં જઈને તેઓ એ દશેય કન્યાઓના માતા-પિતાઓને અનુકૂળ કરશે અને તેમ કરીને એ કર્મ-પરિણામ મહારાજા પોતે જ એ દશેય કન્યાઓ ગુણધારણ રાજાને અપાવશે. હવે એમાં એક હકીકત ખાસ ધ્યાનમાં રાખવા જેવી એ છે કે—આ કન્યાઓની પ્રાપ્તિ ઈચ્છનારે બધા સદ્‌ગુણોનો સારી રીતે અભ્યાસ પાડવો પડશે, એ કન્યાઓને મેળવવા યોગ્ય પોતાના આત્માનો વિકાસ કરવો પડશે અને જાતે એ કન્યાઓને લાયક થવું પડશે. તેના પરિણામે કર્મપરિણામ રાજા તેને અનુકૂળ થશે અને એ રાજા એક વાર અનુકૂળ થયો, એટલે કન્યાઓના મા-બાપ પોતાની મેળે જ કન્યાઓને આપવા તત્પર બની જશે.

વળી કન્યાઓ પણ પોતાની મેળે સામે ચાલીને તે યોગ્ય આત્મા પ્રત્યે અત્યંત પ્રીતિવાળી બની જશે. ત્યાર પછી તેને કન્યાઓની સાથે સ્વાભાવિક સંબંધ થશે અને

તે સંબંધ એવો સુઘટિત થશે કે-એ કોઈનાથી તૂટિ શકશે નહિ.

આરી રીતે આ ક્ષાન્તિ આદિ દશ કન્યાઓ ક્ષમાદિ આત્માના દશ સદ્‌ગુણો છે. આત્મામાં અનાદિકાળથી ઘર કરીને બેઠેલા ક્રોધાદિ ભાવશત્રુઓની પક્કડમાંથી આત્માને છોડાવવા માટે તે તે દોષોના પ્રતિપક્ષી ઉપાયો છે. કહ્યું છે કે-

'यो यः स्याद् बाधको, दोषस्तस्य तस्य प्रतिक्रियां ।
चिन्तयेद् दोषमुक्तेषु, प्रमोदं यतिषु व्रजन् ॥ १ ॥'

તાત્પર્ય એ છે કે-ક્રોધાદિ જે જે દોષો આત્માને બાધાકારી બનતા હોય, તેના પ્રતિપક્ષી ક્ષમાદિ ગુણોનો અભ્યાસ કેળવવો અને એવા દોષોથી જેઓ મુક્ત થઈ ગયા હોય તેવા મહાત્માઓ પ્રત્યે પ્રમોદભાવ ધારણ કરવો. તેઓના તે તે ગુણો જોઈને રાજી થવું. દોષનાશ માટેના તે ઘણા જ સરળ અને અસરકારક ઉપાયો છે.

અહીં પણ એ જ રીતે સંકલના કરવામાં આવી છે. જેમ કે-ક્રોધ એ આત્માનો ભાવશત્રુ છે. તેના નાશ માટે તેના પ્રતિપક્ષી ગુણ ક્ષાન્તિ-ક્ષમાને, હિંસાદોષના નાશ માટે દયાને, માનદોષના નિવારણ માટે મૃદુતાને, મૃષાવાદ-દોષના નિવારણ માટે સત્યતાને, કપટવૃત્તિ છોડવા માટે ઋજુતાને, અદત્તાદાનના નિવારણ માટે અચોરતાને, લોભ ત્યાગ માટે મુક્તતાને, અબ્રહ્મના ત્યાગ માટે બ્રહ્મરતિને, અ-વિદ્યા-અજ્ઞાનના નાશ માટે વિદ્યાને અને પરિગ્રહ-દોષના

નિવારણ માટે નિરીહતાને; એ રીતે દોષોની મુક્તિ માટેના વાસ્તવિક ઉપાયો બતાવવામાં આવ્યા છે.

અહીં ખાસ એક વિશેષતા એ છે કે–ક્રોધાદિ નાશના હેતુઓ ક્ષાન્તિ આદિ છે. એ બતાવવાની સાથે સાથે ક્ષાન્તિ આદિ સદ્ગુણોની પ્રાપ્તિમાં પણ જે જે વાસ્તવિક હેતુઓ છે, તેને બહુ જ સુંદર રીતે બતાવવામાં આવ્યા છે. કોઈ પણ વસ્તુના હેતુના હેતુ સુધી પહોંચવાથી તે કાર્ય વધારે સુદૃઢ બની શકે છે.

તે માટે નીચે અહીં ક્ષાન્તિ આદિની પ્રાપ્તિમાં જે જે સદ્ગુણો વાસ્તવિક હેતુભૂત છે, તેના અભ્યાસની ભલામણ સાથે આત્માની યોગ્યતા વધારવા માટે સુંદર ઉપદેશ આપવામાં આવ્યો છે, જે ખૂબ જ મનનીય છે અને વારંવાર પરિશીલન કરવા યોગ્ય છે. હવે તે હકીકત ક્રમસર અહીં રજુ કરવામાં આવે છે.

### ૧–ક્ષાન્તિ કન્યાને વરવાની યોગ્યતા

### ( તે માટે કેળવવા લાયક સદ્ગુણો )

જે ભવ્ય આત્મા ક્ષાન્તિને ઇચ્છતો હોય, તેણે જગતના સર્વ પ્રાણીઓ તરફ મૈત્રીભાવ રાખવો જોઈએ. અર્થાત્ સર્વ નાના–મોટા જીવો પોતાના સંબંધી છે અને મિત્ર છે–એમ વિચારવું. અન્ય માણસ ગમે તેટલો પરાભવ કે અપમાન કરે, તે સર્વ સહન કરવા માટે પરાભવ કરનાર પ્રત્યે પ્રીતિવાળા થવું, તેના પ્રતિકૂળ વર્તનની પણ અનુમોદના કરવી અને વિચારવું કે–એવા પ્રકારનો પ્રીતિયોગ સંપાદન

થવાથી પોતાના આત્મા ઉપર એક પ્રકારનો અનુગ્રહ થાય છે. જો તેવા પ્રસંગે આત્મા બીજાનો પરાભવ કરે, તો બીજાનો પરાભવ કરી તે દુર્ગતિમાં જવા યોગ્ય બને છે. આથી જો બીજાનો પરાભવ કરવાની ઈચ્છા થાય, તો પોતાના આત્માની નિંદા કરવી. વળી વિચારવું કે-જે મુક્ત આત્માઓ છે, તેઓ પારકાને કોપ કરાવવાના કારણરૂપ કદી થતા નથી. તેઓ ખરા ભાગ્યશાળી છે. તે માટે તેવા આત્માની અંતઃકરણપૂર્વક પ્રશંસા કરવી. પોતાનો તિરસ્કાર કરનાર એક રીતે જોતાં પોતાના કર્મની નિર્જરાના હેતુભૂત થાય છે, તેથી તેઓ હિત કરનારા છે-એવી બુદ્ધિ ધારણ કરવી. ખરી રીતે આપણી સામે પ્રતિકૂળ વર્તન કરનારાઓ જ આપણને સંસારનું અસારપણું બતાવનારા હોવાથી, તેઓ જ પોતાના ગુરૂ છે-એમ માનવું અને હંમેશાં પોતાના અંતઃકરણને નિશ્ચલ બનાવવું. એવી રીતે સદ્ગુણોનું આચરણ કરનાર પ્રાણી ક્ષાન્તિ કન્યાને વરવા યોગ્ય બને છે.

## ૨-દયા કન્યાને વરવાની યોગ્યતા

### (તે માટે કેળવવા લાયક સદ્ગુણો)

દયા નામની કન્યાને પરણવાની ઇચ્છાવાળાએ પોતાના વર્તનથી અન્યને થોડો પણ સંતાપ થાય, એવી બાબતથી તદ્દન દૂર રહેવું. સર્વ પ્રાણીઓ પોતાના સગાં ભાઈઓ છે-એમ સમજી તેઓ સાથે વર્તવું. અન્ય ઉપર બને તેટલો ઉપકાર કરવો. બીજાને આધિ, વ્યાધિ કે દુઃખમાં પડેલા જોઈ તે તરફ ઉદાસીનભાવ-બેદરકારી ન રાખવી. હંમેશાં

આખા જગતને આહ્લાદ ઉપજાવનાર અમૃત સમાન શમપણાના સુંદર આશયને ધારણ કરનાર થવું. એવા પ્રકારના સદ્દગુણોનો અભ્યાસ કરવાથી પ્રાણી દયા કન્યાને વરવા યોગ્ય બને છે.

## ૩-મૃદુતા કન્યાને વરવાની યોગ્યતા
### ( તે માટે કેળવવા લાયક સદ્દગુણો )

જે પ્રાણી મૃદુતા કન્યા સાથે લગ્ન કરવા ઈચ્છતો હોય, તે મહાનુભાવે પોતે અમુક ઊંચી જાતનો છે—એ હકીકત કે એ વાતનો ગર્વ ન કરવો. વળી પોતે ખાનદાન છે, કુળવાન છે અને મોટાના ઘરનો છે—એ હકીકતનો ગર્વ ન કરવો. પોતામાં ઘણું બળ છે અને મોટા પર્વત જેવાને પણ હઠાવી દે તેવો છે, વગેરે શક્તિનું અભિમાન ન કરવું. પોતે ઘણો રૂપાળો છે, આકર્ષક છે અને મનમોહક છે—એ હકીકતનો ગર્વ છાંડવો. પોતે ઘણા છઠ—અઠમ આદિ તપ કરે છે, કર્યા છે અને પોતાના જેવી તપસ્યા અન્ય કોઈ કરી શકતું નથી, એવો તપના ગર્વનો પરિહાર કરવો. પોતાની પાસે ઘણો પૈસો છે, પોતે જેટલો પૈસો ધરાવે છે તેટલો બીજા પાસે નથી, પોતે મોટો કુબેરભંડારી થઈ ગયો છે. અને બીજા સર્વે પોતાની પાસે ભીખારી જેવા છે તથા પોતાની પાસે ઉભા રહેવાને પણ લાયક નથી, વગેરે પૈસાસંબંધી અભિમાન વર્જવું.

પોતે ઘણો વિદ્વાન છે, પોતે બહુ થોડા વખતમાં સેંકડો શ્લોકો યાદ કરી શકે છે, પોતાની દલીલની પદ્ધતિ-

અપ્રતિહત છે અને પોતાની બાણકળા સચોટ છે, વગેરે બાબતનો ગર્વ તદ્દન તજવો.

પોતે જાતમહેનતથી ધન મેળવ્યું છે, ભીખારીપણામાંથી મોટો ધનેશ્વર બન્યો છે, વ્યાપારમાં પોતાની કળા અજોડ છે અને ગ્રાહકને બહુ સારૂં સમજાવતાં આવડે છે, વગેરે પૈસા મેળવવાની બાબતનો ગર્વ કદી ન કરવો. બીજાને હું બહુ સારો લાગું છું અને વહાલો લાગું છું, એ જાતનો ગર્વ ન કરવો. નમ્રતા ધારણ કરવી, વિનયનો વધુ ને વધુ અભ્યાસ પાડવો અને હંમેશાં પોતાના હૃદયને માખણ જેવું સુકોમળ બનાવવું. આવા પ્રકારના સદ્‌ગુણોનું અનુશીલન કરનાર પ્રાણી મૃદુતા કન્યાને વરવા યોગ્ય બને છે.

## ૪–સત્યતા કન્યાને વરવાની યોગ્યતા

### (તે માટે કેળવવા લાયક સદ્‌ગુણો)

જે પ્રાણી સત્યતા કન્યા સાથે લગ્ન કરવા ઇચ્છતો હોય, તેણે અન્ય પ્રાણીના મર્મો અને ગુપ્ત વાતો ઉઘાડી પાડવાની ટેવ તદ્દન છોડી દેવી, તેમ જ ચાડીચુંગલી કરવાની પદ્ધતિ તદ્દન વર્જવી. પારકાના અવર્ણવાદ બોલવાની કે નિંદા કરવાની બાબતનો સર્વથા ત્યાગ કરવો. વાતો કરતાં કે સાધારણ રીતે બોલવાની બાબતમાં વચનની કડવાશ તદ્દન છોડી દેવી. એકને કદી બીજાને સંભળાવવું, આડું અવળું બોલી કપટાશય બતાવવો, વગેરે વક્રોક્તિ–વાંકા ભાષણ પદ્ધતિ છોડી દેવી. ઠઠ્ઠા–મશ્કરીની રીત તદ્દન તજી દેવી. ખોટી વાત કે અર્ધસત્ય વાત કદી ઉચ્ચારવી નહિ.

નકામું બોલ-બોલ કરવાની ટેવનો કે બહુ બોલવાપણાનો ત્યાગ કરવો અને જે વાત જે સ્વરૂપે બની હોય, તે વાત તે સ્વરૂપે અતિશયોક્તિ કે અર્ધ હકીકતને છૂપાવ્યા વિના કહેવાની રીત રાખવી. આવા પ્રકારના સદ્‌ગુણોનું પાલન કરનાર પ્રાણી સત્યતા કન્યાને વરવા યોગ્ય થાય છે અથવા તો એવા પ્રાણી તરફ તે કન્યા આપોઆપ ઘણી અનુરક્ત બની જાય છે.

## ૫-ઋજુતા કન્યાને વરવાની યોગ્યતા

### (તે માટે કેળવવા લાયક સદ્‌ગુણો)

જે પ્રાણી ઋજુતા કન્યા સાથે લગ્ન કરવા ઇચ્છતો હોય, તેણે કુટિલપણાની તો ઝાટકણી જ કરી નાખવી. પોતાના વર્તનમાં કાંઈ પણ વાંકાચુંકાપણું રાખવું નહિ. સર્વ જગ્યાએ સરળ ભાવ રાખવો અને દેખાડવો. અન્યની છેતરપીંડી કરવાનો વિચાર પણ કદી ન કરવો અને તેને છેતરવાની વાત પણ ન જ કરવી. પોતાના મનને મેલ વગરનું ચોખ્ખું રાખવું. બાહ્ય દેખાવમાં અને અંદરના વર્તનમાં જુદો જુદો ભાવ ન રાખવો. પોતાના વિચારોમાં ઉચ્ચ ભાવોને જ મુખ્યતા આપવી અને પોતાના અંતઃકરણને સીધા દંડ જેવું બનાવવું. મનમાં કાંઈ પણ ઘુંચ, ગોટા, વાંકાઈ કે ગાંઠ ન રાખવા. આવા પ્રકારના સદ્‌ગુણોનો અભ્યાસ કરનાર પ્રાણી ઋજુતા કન્યાને વરવા યોગ્ય બને છે.

## ૬-અચોરતા કન્યાને વરવાની યોગ્યતા

### (તે માટે કેળવવા લાયક સદ્‌ગુણો)

જે પ્રાણી અન્ય પ્રાણીને થતી પીડાથી ભય પામે

છે અને અન્યને થનારી પીડાનો ખ્યાલ જ તેને થથરાવી નાખે છે, તેને પારકાનો જરા પણ દ્રોહ કરવાની બુદ્ધિ એનામાંથી સર્વથા નાશ પામે છે. પારકાના પૈસા લઈ લેવાની બુદ્ધિના તે દૂર કરે છે. એવાં કાર્યો કરવાથી કેટલી મુશ્કેલી ઊભી થાય છે, કેવા ત્રાસ થાય છે અને કેટલું દુઃખ થાય છે, તેનો તે બરાબર ખ્યાલ કરે છે. છેવટે એવાં અકાર્યોથી દુર્ગતિમાં જવાનો ભય તેના ખ્યાલમાં વારંવાર આવ્યા કરે છે. આવા પ્રકારના સદ્‌ગુણોનું અનુશીલન કરનાર પ્રાણી ઉપર અચોરતા કન્યા ખાસ હેત કરે છે અને સ્વયંવરા થઈ તેની પાસે આવી તેને વરે છે.

## ૭–મુક્તતા કન્યાને વરવાની યોગ્યતા

### (તે માટે કેળવવા લાયક સદ્‌ગુણો)

જે પ્રાણી મુક્તતા કન્યા સાથે લગ્ન કરવા ઇચ્છતો હોય, તેણે વિવેકને પોતામય–એકસ્વરૂપ કરી દેવો. પોતાનો આત્મા કોઈ પણ પ્રકારના બાહ્ય અને અભ્યંતર પરિગ્રહથી તદ્દન અલગ છે, જુદો છે, ભિન્ન છે, એવી ભાવના કરવી એ બાહ્ય–અભ્યંતર મીલકતની પિપાસા (મેળવવાની ઇચ્છા) જેટલી બને તેટલી દબાવી દેવી. પોતાના અંતઃકરણને અંદર કે બહાર કોઈપણ વસ્તુ સાથે ન લગાડવું. એનાથી તેને તદ્દન અલગું જ રાખવું. જેમ કાદવ અને પાણીથી કમળ તદ્દન દૂર રહે છે, તેમ પોતાના અંતરભાવને અર્થ (ધન) અને કામભોગથી તદ્દન અલગ કરી નાખવો. આવા પ્રકારના સદ્‌ગુણોનું અનુશીલન કરનાર પ્રાણી મુક્તતા કન્યાને વરવા યોગ્ય થાય છે.

## ૮–બ્રહ્મરતિ કન્યાને વરવાની યોગ્યતા

### ( તે માટે કેળવવા લાયક સદ્‌ગુણો )

જે પ્રાણી બ્રહ્મરતિ કન્યા સાથે લગ્ન કરવા ઇચ્છતો હોય, તેણે દેવતા, મનુષ્ય અને તિર્યંચની સર્વ સ્ત્રીઓને પોતાની માતા સમાન ગણવી. જે સ્થાનોમાં એ સ્ત્રીઓ રહેલી હોય, તેવાં સ્થાનોમાં તેણે જરા વખત પણ રહેવું નહિ. રાગપૂર્વક તેઓ સંબંધી કથા, વાતચીત કે તેઓનાં વર્ણન કરવા નહિ. જે સ્થાન કે શય્યા ઉપર તેઓ બેઠેલ હોય, ત્યાં ( બે ઘડી સુધી ) બેસવું નહિ. એ સ્ત્રીઓના શરીરના કોઈ પણ ભાગ ઉપર ટીકી ટીકીને જોવું નહિ. ભીંતને આંતરે કોઈ સ્ત્રી–પુરૂષનું જોડલું રહેતું હોય, તો તેની તદ્દન નજીકના મકાનમાં ભીંતને અડોઅડ વાસો કરવો નહિ.

સંસારી અવસ્થામાં અગાઉ પોતે જે વિલાસો કર્યા હોય, તેનું સ્મરણ કરવું નહિ. જે ભોજન કરવાથી ઇંદ્રિયો વિષય તરફ ઢળે કે વિષય જાગ્રત થાય, તેવી વૃત્તિને ઉશ્કેરનારા માદક કે ભારે આહારનો ત્યાગ કરવો. પ્રમાણથી અધિક આહાર ન કરવો. પોતાના શરીરની કોઈ પણ પ્રકારની શોભા–વિભૂષા કરવી નહિ. ઇંદ્રિયોના વિષય ભોગવવાની જો ઇચ્છા થાય, તો તેને સંયમ દ્વારા એકદમ દબાવી દેવી. આવા પ્રકારના સદ્‌ગુણોનું અનુશીલન કરનાર પ્રાણી બ્રહ્મરતિ કન્યાને વરવા યોગ્ય થાય છે.

ઈચ્છાઓ થાય છે, તે મનના સંતાપને બહુ વધારી મૂકનારી છે. ઇંદ્રિયોના ભોગો ભોગવવાની અભિલાષા મનમાં દુઃખ માટે થાય છે. સંસારમાં જે જન્મ થાય છે તે મરણ માટે થાય છે. પ્રિય વસ્તુ કે પ્રિય જનો સાથે જે મેળાપ થાય છે, તે આખરે વિયોગ માટે થાય છે અને વિયોગમાં પરિણમે છે. આ સંસારની સર્વ રચના જે પ્રાણી કરે છે, તે રેશમીઆ કીડા જેમ પોતાના શરીર આસપાસ રેશમને વીંટાળે છે તેના જેવી છે. જેમ પોતાની જ બનાવેલી રચના કીડાને આકરા બંધનમાં નાખે છે, તેમ સંસારની રચના પ્રાણીને પોતાને જ (રચના કરનારને જ) તીવ્ર બંધનમાં નાખે છે. વસ્તુઓનો સંગ્રહ કરી રાખવાની ટેવ ક્લેશને વધારનાર થાય છે. સર્વ પ્રકારના સંગો અને સંબંધો હેરાનગતિ માટે થાય છે. પ્રવૃત્તિ દુઃખ રૂપ છે અને નિવૃત્તિ સુખ રૂપ છે. આવા વિચારો તથા આવી ભાવનાઓ જેઓ નિરંતર કર્યા જ કરે છે, તેઓમાં નિરીહતા કન્યા ઘણી રક્ત થાય છે અને આખરે તે આવીને જાતે વરે છે.

રાજન્! જ્યારે તારે ઉપર્યુક્ત દશ કન્યાઓ મેળવવી છે, ત્યારે તારે ઉપર જણાવેલાં સર્વ સદ્દગુણોનો વારંવાર અભ્યાસ પાડવો જોઈએ. આવી રીતે જ્યારે તું લાંબા વખત સુધી કરીશ, ત્યારે તને ભાવ–રાજ્યની પ્રાપ્તિ થશે તથા તને તારા પોતાના બળની ચોક્કસ ખાત્રી થશે અને અંદરના ભાવશત્રુઓ ઉપર તારો વિજય થશે. એટલે પછી તું ઘણો સુખી થઈશ. તેટલા માટે તારે આ સર્વ સદ્દગુણોનો અભ્યાસ કરવા યોગ્ય છે.

卐

# અંતરંગ મહા રાજ્ય

ચારિત્રધર્મની પ્રાપ્તિ થવી, એનું જ નામ અંતરંગ મહા રાજ્યની પ્રાપ્તિ છે. આ અંતરંગ ચારિત્ર મહા રાજ્યમાં વિધિપૂર્વક પ્રવેશ કરવાથી અને તેનું સુંદર રીતે પાલન કરવાથી તેનું કેટલું મહાન ફળ મળે છે, તેનું વાસ્તવિક જ્ઞાન કરાવવા માટે અતિ ઉપયોગી અને મનનીય હકીકત શ્રી ઉપમિતિ નામના ગ્રંથરત્નમાં ઉત્તમ રાજાના દૃષ્ટાન્ત દ્વારા રજુ થઈ છે. તેમાંથી આત્માર્થી જીવોને પ્રયોજનભૂત કેટલીક હકીકત અહીં નીચે રજુ કરીએ છીએ.

## અંતરંગ રાજ્યમાં દાખલ થવાના ઉપાયો

પિતા કર્મપરિણામ મહારાજા પાસેથી રાજ્ય પ્રાપ્ત કરીને, ઉત્તમ રાજાએ સિદ્ધાન્ત-ગુરૂ મહારાજ પાસે આવી રાજ્યની ખરેખરી હકીકત શું છે, તે જાણવા માટે નીચે મુજબ પ્રશ્નો પૂછ્યા. પ્રથમ તો પ્રવેશ કરવામાં મુશ્કેલ એવા આ રાજ્યમાં મારે દાખલ કેવી રીતે થવું ? વળી આવા મહા આકરા પ્રચંડ ચોરોને મારે કેવી રીતે હઠાવવા ? કયી નીતિથી રાજ્ય કરવાથી આ સમગ્ર રાજ્યને હું સારી રીતે ચલાવી શકું ? મારામાં જે શક્તિ છે તેનો મારે કયે સ્થાને ઉપયોગ કરવો ? મહાત્મા ! આપ સર્વ પ્રકારના ઉપાયો જાણો છો; તો મારૂં રાજ્ય નિષ્કંટક થાય તે માટેનો ઉપાય બતાવો.

ઉત્તમ રાજાએ શરૂઆતમાં જ જ્યારે આવો પ્રશ્ન કર્યો, ત્યારે તેનો ઉત્તર આપતાં સિદ્ધાન્તસૂરિ બોલ્યા કે- વત્સ ! તું રાજ્યને ખરેખરો લાયક છે, એમાં જરા પણ શંકા નથી : કારણ કે-મોક્ષ મેળવવાની તને પ્રબળ ઇચ્છા થઈ છે અને તે ઇચ્છા પાર પાડવા માટે તું ધર્મની સાધના કરવા ઉજમાળ થયો છે. વળી તું સંસારથી અત્યંત વિરક્ત થયેલો છે અને અર્થ-કામમાં એટલે ધન અને ઈંદ્રિયોના વિષયભોગોમાં તું પ્રવૃત્ત થતો નથી, પણ ઉલટો તે બન્નેથી ઉલટો ચાલે છે. વળી આ સંસારનો આખો પ્રપંચ તને દીવા જેવો સ્પષ્ટ જણાઈ આવેલ છે, તેથી એ રાજ્યને માટે તારી યોગ્યતા છે. હવે એ રાજ્યમાં દાખલ થવાના કયા કયા ઉપાયો છે, તે હું તને વિગતવાર કહું છું, જે તું બરાબર લક્ષ્ય રાખીને સાંભળ.

અંતરંગ રાજ્યમાં પ્રવેશ કરતી વખતે રાજાએ સૌથી પ્રથમ ગુરૂ મહારાજને સર્વ હકીકત પૂછવી. ગુરૂ મહારાજ જે ઉપદેશ આપે અને જે માર્ગ બતાવે, તેને બરાબર- જરા પણ ગોટા વાળ્યા વગર અનુસરવો-અમલમાં મૂકવો. વેદના મંત્રોનો પાઠ કરાવીને ઘરે અગ્નિહોત્રી અગ્નિને રાખે અને જે પ્રકારે અગ્નિની સારસંભાળ કરે, તે પ્રમાણે ગુરૂ મહારાજની આરાધના કરવા માટે સદા અપ્રમત્ત રહેવું. ધર્મશાસ્ત્રના ગ્રંથોનો બહુ સારી રીતે મનનપૂર્વક અભ્યાસ કરવો અને તેના પારગામી થવું. એ ધર્મશાસ્ત્રમાં બતાવેલી હકીકતોનું રહસ્ય ઉંડા ઉતરીને વિચારવું. એ હકીકત બરાબર સમજીને મનમાં તેને માટે ચોક્કસ ખાત્રી કરવી

અને તેના પ્રત્યે હૃદય દૃઢ કરવું. ધર્મશાસ્ત્રમાં જે જે ક્રિયા-અનુષ્ઠાનો બનાવ્યા હોય, તો તે આકારે તેનું બરાબર પાલન કરવું. સંત મહાત્માઓની સેવા-ચાકરી કરવી. દુર્જન-હલકા મનુષ્યોથી હંમેશાં દૂર રહેવું અને તેઓનો પરિચય છોડી દેવો. સર્વ પ્રાણીઓ પોતાના આત્માની સમાન છે અર્થાત્ પોતાની ઉપમા અપાય તેવા છે તેમ ગણીને, જેવી રીતે પોતાનું રક્ષણ કરવામાં આવે છે, તેવી રીતે તે સર્વનો બચાવ કરવો, તેઓનું રક્ષણ કરવું અને તેઓને પ્રાણદાન આપવું. સત્ય વચન બોલવું અને તે પણ સર્વ પ્રાણીઓને હિત કરે તેવું બોલવું-આકરૂં ન હોય તે બોલવું. યોગ્ય અવસરે વખત વિચારીને બોલવું અને પરીક્ષા કરીને બોલવું. પારકા ધનનો એક તલ જેટલો ભાગ પણ ધણીના આપ્યા વગર લેવો નહિ. સ્ત્રી માત્રની સાથે રાગપૂર્વક ભાષણ કરવું નહિ. રાગબુદ્ધિથી તેમનું સ્મરણ કરવું નહિ. તેઓ સંબંધી કલ્પના કરવી નહિ. તેમની સામું રાગદૃષ્ટિથી જોવું નહિ. બાહ્ય અને અંતરંગ સર્વ પ્રકારની મૂર્છાનો ત્યાગ કરવો. આત્મ-સંયમની બાબતમાં ખાસ ઉપકાર કરનાર સાધુવેષ ધારણ કરવો. નવ કોટિએ વિશુદ્ધ આહાર, ઉપધિ, શય્યા વગેરે લઇને એના વડે શરીરનો નિર્વાહ કરવો. ગામ, નગર વગેરેના પ્રતિબંધ રહિત નિઃસ્પૃહપણાથી વિહાર કરવો. તંદ્રા, અધિક ઊંઘ, પ્રમાદ, આળસ, વિષાદ, ખેદ, શોકાદિને જરા પણ અવકાશ આપવો નહિ.

શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ નામના પાંચ

પ્રકારના સારા-નરસા પૌદ્‌ગલિક વિષયો પ્રત્યે રાગ-દ્વેષ ન કરવો. પ્રતિ ક્ષણ મૈત્રી આદિ વિશુદ્ધ ભાવના રૂપી જળ વડે આત્માને અત્યંત સ્વચ્છ રાખ્યા કરવો. હંમેશાં મનમાં સર્વ પ્રકારે સંતોષ રાખવો. વારંવાર બાહ્યાભ્યંતર અનેક પ્રકારના તપશ્ચરણ કરવા. સતત રીતિએ પાંચ પ્રકારનો સ્વાધ્યાય કર્યા કરવો. પ્રતિ ક્ષણ સર્વદા પરમાત્મામાં અંતઃકરણને સ્થાપન કરવું. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી પવિત્ર થયેલા માર્ગે ચાલવું. ક્ષુધા, પિપાસા વગેરે બાવીસ પરીષહો બરાબર સહન કરવા. દિવ્યાદિ ઉપસર્ગો સહન કરવા. બુદ્ધિ, ધીરજ અને સ્મૃતિનું જેટલું બની શકે તેટલું વધારે બળ ધારણ કરવાનો અભ્યાસ પાડવો. જે શુભ યોગો હજી પ્રાપ્ત થઈ શક્યા ન હોય, તેને મેળવવા માટે બની શકે તેટલો પૂરતો પ્રયત્ન કરવો.

આ પ્રમાણે કરવાથી અંતરંગ રાજ્યમાં પ્રવેશ થઈ શકે છે. હે રાજન્! તારે પણ ત્યાં એ પ્રકારે પ્રવેશ કરવો.

ઉત્તમરાજે કહ્યુ કે-જેવી ભગવાનની આજ્ઞા!

પછી સિદ્ધાન્ત ગુરૂ મહારાજે ઉપદેશ આગળ ચલાવતાં ફરમાવ્યું કે-ભાઈ! જો એમ છે, તો પછી એ અંતરંગ રાજ્યમાં તારો પ્રવેશ થશે. પરંતુ એ બાબતમાં તારે ખાસ એક સંભાળ રાખવી, અને તે એ છે કે-તારે તે વખતે તારા અંતરંગ રાજ્યના **અભ્યાસ** નામના માણસને તારી સાથે સહાયક તરીકે રાખી લેવો. તેને તારા પોતાના અંગત માણસ તરીકે તારે ગ્રહણ કરવો. વળી તે વખતે ચારિત્રધર્મના

લશ્કરમાંથી વૈરાગ્ય નામના એક બળિષ્ઠ સાળતી નારી સાથે થશે. આ આત્મપ્રાજ્ઞ અને વૈરાગ્ય બન્નેને સાથે રાખીને તારે અંતરંગ રાજ્યમાં પ્રવેશ કરવો.

ત્યાર પછી મહા મોહરાજાના લશ્કરના કોઈ પણ માણસને બહાર આવવા દેવા નહિ, તેને જરા પણ ફરકવા દેવા નહિ અને એના કોઈ પણ લશ્કરી કે સેનાથી જો બળાત્કારથી બહાર આવતા જોવામાં આવે, તો તેમને દેખતાં એકદમ હઠાવી નાખવા. ચારિત્રરાજના આખા લશ્કરને સારી રીતે ધીરજ આપવી. ચિત્તવૃત્તિ નામની રાજભૂમિને બને તેટલી વધારે સ્થિર કરવી. એ રાજ્યભૂમિમાં મૈત્રી[1], મુદિતા[2], કરૂણા[3] અને ઉપેક્ષા[4] નામની ચારેય મહા દેવીઓને પ્રવર્તાવવી. તેઓના પ્રચાર વધુ ને વધુ કરાવવો. એ ચારેય દેવીઓની રાજ્યપાલનમાં બનતી સહાય લેવી. આવી રીતે તારી પાસે જ્યારે સર્વ પ્રકારની સામગ્રી તૈયાર થઈ જાય, ત્યારે પૂર્વદિશાના બારણેથી તારે અંતર રાજ્યમાં પ્રવેશ કરવો.

એ અંતરંગ ભૂમિમાં ડાબી બાજુએ મહા મોહરાજાના લશ્કરને રહેવા માટે ઉપયોગમાં આવે તેવા સર્વ ગામ, નગર, ખાણ, નદી, પર્વત વગેરે આવી રહેલાં છે અને જમણી બાજુએ ચારિત્રરાજના લશ્કરને રહેવા માટે ઉપયોગમાં આવે તેવા ગામ, નગર, પર્વત, નદીઓ આદિ આવી રહેલાં છે.

એ બંને લશ્કરનાં સ્થાનોને રહેવાનો આધાર તો

ઉપર જણાવેલી **ચિત્તવૃત્તિ** ભૂમિ જ છે. એ ચિત્તવૃત્તિ અટવીને છેડે પશ્ચિમ દિશાએ **નિર્વૃત્તિ** નામની નગરી આવેલી છે. જ્યારે આખી મહા અટવી ઓળંગી જઈએ, ત્યારે પછી સામી બાજુએ **નિર્વૃત્તિ નગરી** આવે છે. જ્યારે એ અટવી ઓળંગીને એ **નિર્વૃત્તિ નગરીએ** તું પહોંચીશ, ત્યારે તારા સર્વ મનોરથો પૂરા થશે અને અંતરંગ રાજ્ય પ્રાપ્ત થવાનું ખરેખરૂં ફળ પણ તને ત્યારે મળશે તથા તને સર્વ પ્રકારે આનંદ આનંદ આપશે. એટલા માટે એ નગરીએ પહોંચવા માટે તારે બની શકે તેટલો મોટો પ્રયત્ન કરવો. બીજી કોઈ બાબતમાં તારે કોઈપણ પ્રકારનો અટકાવ કે પ્રતિબંધ ન કરવો. કોઈ બીજી બાબતમાં ઉતરી જઈ આ બાબતનો પ્રયત્ન મંદ પાડવો નહિ.

વળી આટલી વાત પણ અહીં ધ્યાનમાં રાખજે કે—આ **ચિત્તવૃત્તિ** અટવીના બરાબર મધ્ય ભાગમાં થઈને એક **ઔદાસીન્ય** નામનો રાજમાર્ગ નીકળે છે, જે અત્યંત સીધો છે. તે રસ્તાને **મહા મોહરાજાનું** લશ્કર પણ અટી શકતું નથી, કેમ કે—**ચારિત્ર-ધર્મરાજના** લશ્કરને તે અત્યંત વહાલો છે. એ રસ્તે ચાલુ પ્રયાણ કરીને તારે **નિર્વૃત્તિ નગરીએ** ચાલ્યા જવું.

હવે એ રસ્તે ચાલતાં પ્રથમ **અધ્યવસાય** નામનું સરોવર આવે છે. એ સરોવરમાં એવી વિચિત્રતા છે કે—જ્યારે કચરાથી એ ખરડાયેલું હોય છે, ત્યારે સ્વાભાવિક રીતે તે **મહા મોહરાજાના** લશ્કરનું પોષણ કરે છે અને

**ચારિત્રરાજના** લશ્કરને પીડા કરે છે. જ્યારે તે પ્રસન્નતા-પૂર્વક સ્વસ્થ હોય છે, ત્યારે તેનો તેવો સ્વભાવ હોવાથી એ **ચારિત્રરાજના** આખા લશ્કરને પુષ્ટ કરે છે અને આગળ જતું કરે છે તથા **મહા મોહરાજના** લશ્કરને નિર્બળ કરે છે અને દાબી દે છે. એ સરોવરના આવા સ્વભાવને લીધે **મહા મોહરાજાનું** આખું લશ્કર તેને પોતાના લાભ ખાતર બને તેટલું ડોળી નાખીને મલિન કરે છે અને **ચારિત્રરાજનું** લશ્કર પોતાના લાભ ખાતર તેને **પ્રસન્ન**–નિર્મળ કરે છે. આ **અધ્યવસાય** રૂપ મહાન સરોવરને સ્વચ્છ રાખવા માટે, **મૈત્રી**, **મુદિતા**, **કરૂણા** અને **ઉપેક્ષા** નામની ચાર મહા દેવીઓની તારે નિમણુક કરવી અને તે કામ તારે તેઓને સોંપી દેવું, કારણ કે–મેલ સાફ કરવાના કામમાં અને સરોવરને તદ્દન નિર્મળ કરવાના કામમાં એ ચારેય **મહા દેવીઓ** ઘણી હોંશીયાર તથા અત્યંત કાબેલ છે. આવી રીતે પ્રથમ આ મહાન **અધ્યવસાય** સરોવર નિર્મળ થઈ જાય, સ્વચ્છ–પ્રસન્ન બની જાય, તેમ જ **ચારિત્ર–ધર્મરાજનું** લશ્કર વધારે બળવાન થાય અને પરિણામે તારા અંગત ભાયાત રાજાઓ વધારે પુષ્ટ થાય તથા **મહા મોહરાજના** લશ્કરીઓ દબાઈ જાય અને બળહીન થઈ જાય, એટલે પછી તારે આગળ પ્રયાણ કરવું. આગળ ચાલતાં ઉપર જણાવેલ **અધ્યવસાય** રૂપ મહાન સરોવરમાંથી નીકળતી **ધારણા** નામની એક મોટી નદી તારા માર્ગમાં આવશે. તારે તારી સર્વ હીલચાલો અને આસનોને સ્થિર કરી દઈને તથા

શ્વાસોશ્વાસને પણ બંધ કરી દઈને, તેમ જ સર્વ ઈન્દ્રિયોનો વ્યાક્ષેપ તજી દઈને, એકદમ એ નદીએ તારે પહોંચી જવું. એ નદીએ જ્યારે તું પહોંચીશ, ત્યારે **મહા મોહ** વગેરે તારા મોટા ભયંકર દુશ્મનો એ નદીમાં **સંકલ્પ-વિકલ્પ** રૂપ અનેક મોજાંઓ ઉત્પન્ન કરશે, પરંતુ તારે અત્યંત સાવધાન રહીને જેવાં એ મોજાંઓ ઉઠે કે તરત જ તેને ભાંગી નાખવા. એ રીતે એ નદી ઓળંગીને તું જ્યારે આગળ ચાલીશ, ત્યારે ધર્મધ્યાન નામનો એક દંડોલક તારા જોવામાં આવશે. એ નાનો ટૂંકો રસ્તો છે. એ નાના રસ્તાના માર્ગે તારે ચાલવું. એ દંડોલક આગળ ચાલતાં **સબીજ યોગ** નામના મોટા રસ્તાને મળી જશે. એ મોટે રસ્તે ચાલતાં **મહા મોહ** વગેરે તારા ભયંકર સર્વ શત્રુઓનો નાશ થતો જશે અને તેઓને રહેવાના સર્વે સ્થાનકો પણ અસ્તવ્યસ્ત થઈ ઉંચા-નીચા થઈ જશે તથા પડું-પડું જેવી સ્થિતિમાં આવી જશે. વળી એ રસ્તે ચાલતાં **ચારિત્રધર્મ** વગેરે અનુકૂળ મિત્રો વધારે બળવાન થશે. તારી આખી **અંતરંગ** રાજ્યભૂમિ વધારે ને વધારે **શ્વેત** અને **વિશુદ્ધ** થતી જશે. તેમાં **રાજસપણું** અને **તામસપણું** અગાઉ રહેતું હતું, તેનું નામ પણ નહિ રહે. એ મોટે રસ્તે આગળ વધતાં વળી પાછો એક **શુકલધ્યાન** નામનો દંડોલક આવશે. એ રસ્તે ચાલતાં નિર્મળ **કેવળાલોક** તને પ્રાપ્ત થશે. તે વખતે તું સર્વ વસ્તુઓને અને ભાવોને શુદ્ધ આકારમાં યથાસ્થિતપણે જોઈ શકીશ. એ દંડોલકને છેડે વળી **નિર્બીજ યોગ**

ભાઈ! એ નિર્વૃત્તિ નગરીમાં તો સર્વદા ઓચ્છવ-મહોચ્છવ ચાલ્યા જ કરે છે. જ્યારે તું ત્યાં પહોંચીશ, ત્યારે તને અંતરંગ રાજ્યનું ખરું ફળ પ્રાપ્ત થશે અને ખરેખર: રાજ્યપ્રાપ્તિનો લાભ મળશે. તને તે વખતે કોઈ પ્રકારની બાધા—પીડા રહેશે નહિ. તારા આખા શત્રુસમૂહનો નાશ થયેલો હોવાથી, તું તે વખતે તદ્દન નિર્ભય થયેલો હોઇશ.

હે ભાગ્યશાળી! ત્યાં તું હંમેશાં આનંદની લહેરોમાં મગ્ન રહીશ. તારી સાથે અંતરંગ રાજ્યના રાજાઓ છે, તેઓને પણ ઘણી સંપત્તિઓ મળશે અને તેમાં લય પામીને તેઓ તારી સાથે આનંદ કરશે. વળી તને બીજી એક વાત કહું તે પણ તું બરાબર લક્ષ્યમાં રાખજે. આ રાજ્યમાં જ્યારે તું પ્રવેશ કરે, ત્યારથી જ તારા શત્રુનો વિનાશ કરનાર બળવાન સેનાની **વૈરાગ્યને** મોખરે રાખી તારે પ્રયાણ કરવું અને **અભ્યાસ** નામના રસ્તાના નિપુણ ભોમીયાને સાથે રાખીને, તે બતાવે તે માર્ગે જ આગળ ચાલવું. આ **વૈરાગ્ય** અને **અભ્યાસની** સહાયથી જ્યારે તારો રાજ્યમાં પ્રવેશ થશે, ત્યારથી જ પગલે પગલે તારી સંપત્તિમાં વધારો થતો જશે. હવે તને વધારે શું કહેવું? ટૂંકામાં કહું તો તારે આ માર્ગ જરા પણ છોડવો નહિ. તારા અંતરંગ શત્રુઓને બરાબર હણી નાખવાં. બહારની જે કાંઈ સંપત્તિ કે આકર્ષણો દેખાય તેની સાથે તારે જરા પણ સંબંધ કરવો નહિ. **ચારિત્રધર્મ** વગેરે તારા ખરા હિતેચ્છુઓ છે અને તેઓનું તારે બરાબર પરિપાલન કરવું. મારા આ વચનોનું તારે બરાબર સ્મરણ કર્યા કરવું.

પ્રતિદિન વધતા જતા પ્રતાપવાળું સુંદર રાજ્ય પ્રાપ્ત કરીને, તેણે પોતાના લશ્કરને સારી રીતે પાળવા માંડયું, તેમજ આખી પ્રજાને તે આનંદ કરાવવા લાગ્યો. એવી રીતે તેણે નિર્વૃત્તિનો રસ્તો છોડયો નહિ અને તે આડો-અવળો ગયો નહિ, જેથી લોકોમાં તેની પ્રસિદ્ધિ પણ ઘણી થઈ. લોકો તો ખુલ્લી રીતે વારંવાર કહેવા લાગ્યા કે-ખરેખર! આ ...ત્તમકુમાર ધન્ય છે, મહા ભાગ્યશાળી છે, ફરજ બજાવનાર ..., મહાત્મા છે અને મહા ઉત્તમ પુણ્યવાન પ્રાણી છે. એણે ...જ્યને આવી રીતે બહુ સારૂં પાળ્યું અને એ ખરેખરો ...જા થયો. એ નસીબદાર છે, કૃતકૃત્ય છે તથા પ્રભાવશાળી છે.

ત્યાર પછી દેવતાઓ, દાનવો, મનુષ્યો, ઇંદ્રો અને ...ક્રવર્તિઓ તેની અનેક પ્રકારે સ્તુતિ કરવા લાગ્યા અને ...નેષ્કંટક મુક્તિમાર્ગે પ્રયાણ કરતાં એ બહુ સુંદર માન-...ન્માન પામ્યો. ત્યાર પછી એણે અનેક સુખોથી ભરપૂર ...મને ત્રણેય ભુવનમાં પ્રસિદ્ધ પામેલ મનોહર **અંતરંગ** ...રાજ્ય પાળવા માંડયું. તેણે રાજ્ય કરવા માંડયું અને પોતાની ...ાદશક્તિ ઘણી જબરી હોવાથી, જે માર્ગ **સિદ્ધાન્ત ગુરૂ મહારાજે** બતાવ્યો હતો, તે રસ્તે તે આગળ વધતો ચાલ્યો અને **નિર્વૃત્તિને** નજીક નજીક કરતો માર્ગ કાપવા લાગ્યો. તેમ કરવામાં તેણે **ઔદાસીન્ય** માર્ગ બરાબર પકડી લીધો, વૈરાગ્ય અને **અભ્યાસની** સહાય લીધી અને ત્યાર પછી ઉપર જણાવેલ સરોવર, રસ્તાઓ, કેડીઓ અને નદીઓ ઓળંગતો તથા પ્રગતિ કરતો તે આગળ વધતો ચાલ્યો. ઉપર જણાવવામાં આવી છે, તે સર્વ ચેષ્ટાઓ તેણે યોગ્ય

પ્રકારે કરી અને આત્મવિકાસ સારી રીતે કર્યો. આખરે સર્વદા આનંદ ઉત્સવથી ભરપૂર નિર્વૃત્તિ નગરીએ તે ઉત્તમ રાજા પહોંચી ગયો અને ત્યાં જઈને અંતરંગ રાજ્યનું સુંદર ફળ મેળવવા અને ભોગવવા માટે તે ભાગ્યશાળી થયો.

એ નિવૃત્તિ નગરી એવી તો સુંદર અને આકર્ષક છે કે-ત્યાં મરણ નથી, ઘડપણ નથી, પીડા નથી, શોક નથી, ઉદ્વેગ નથી, ભય નથી, ક્ષુધા નથી, તૃષા નથી, અને કોઈ પણ પ્રકારના ઉપદ્રવો નથી. ત્યાં તો તદ્દન સ્વાભાવિક બાધા -પીડા વગરનું, પોતાને સ્વાધીન, અન્ય ઉપમા વગરનું અનંત સુખ, સુખ અને સુખ જ છે. વળી તે એવું સુંદર છે કે-એનો ખ્યાલ માત્ર યોગીઓને જ અનુભવ દ્વારા આવી શકે. બીજા સુખો બહાર લેવા જવા પડે છે, જ્યારે એ નગરના સુખો સ્વભાવે અંદરથી જ મળે છે. બીજા સુખમાં વચ્ચે કાંઈ પીડા-ઉદ્વેગ થાય છે, જ્યારે મોક્ષના સુખમાં કાંઈ પીડા-અડચણ-અંતરાય થતાં નથી. બીજા સુખમાં અન્ય પાસેથી વસ્તુ, ધન, સમય, સહાય આદિની અપેક્ષા રહે છે. નિર્વૃત્તિ નગરીનાં સુખો પોતાની ઉપર જ આધાર રાખે છે. બીજા સુખોનો છેડો આખરે આવે છે અને ત્યારે પાછું દુઃખ થાય છે. મોક્ષના સુખોનો છેડો કદી આવતો નથી. દુનિયાદારીના સુખોને સરખાવવા માટે બીજી ચીજો હોય છે, જ્યારે મોક્ષના સુખ અવર્ણ્ય-અતર્ક્ય છે અને તેની સાથે સરખાવી શકાય એવી આ દુનિયામાં કોઈપણ ચીજ નથી. જ્યારે એનો અનુભવ થાય, ત્યારે જ તે કલ્પી

શકાય તેમ છે અને ખરો ખ્યાલ તો સંપૂર્ણ જ્ઞાની અથવા વિશિષ્ટ મહા યોગીને આવી શકે તેમ છે.

આવી રીતે ઉત્તમ રાજાએ પોતાને મળેલ રાજ્ય પાળ્યું, કે જેને પરિણામે એ નિર્વૃત્તિ નગરીએ ગયો અને તદ્દન ચિંતા વગરનો થઈ ગયો. તેને રાજ્ય આપનાર કર્મ-પરિણામ રાજાને પણ ઉત્તમકુમારે જીતીને તેને તદ્દન હઠાવી દીધો. જે નગરીમાં એ ઉત્તમ રાજા ગયો, તે નગરી કર્મ-પરિણામના અધિકારની બહાર હતી. ત્યાં એના રાજ્ય કે જોર જરા પણ ચાલે તેવું ન હતું, એટલું જ નહિ પણ એ નગરીએ ગયેલાઓ કર્મપરિણામને જરાય ખંડણી પણ મોકલતા નહોતા. આથી એ ઉત્તમ રાજા તો કર્મ-પરિણામથી તદ્દન સ્વતંત્ર થઈ ગયો અને પોતે અનંત આનંદ અને વીર્ય, તેમ જ જ્ઞાન અને દર્શનથી પરિપૂર્ણ થઈ, નિરંતરને માટે આનંદ કરતો ત્યાં રહેવા લાગ્યો.

એને સર્વ પ્રકારની ક્રિયાઓ કરવી પણ બંધ પડી ગઈ, પણ માત્ર જ્ઞાન-દર્શનમાં રમણ કરવું એ જ તેનું અશેષ કર્ત્તવ્ય રહ્યું. ચિત્તવૃત્તિ નગરીનું મહા રાજય એણે સુંદર રીતે પાળ્યું અને તેના પરિણામે તેને નિર્વૃત્તિ નગરીમાં સદાકાળ રહેવાનું થયું. તાત્પર્ય એ છે કે—આવી રીતે વિધિપૂર્વક ચારિત્ર મહા રાજ્યનું પાલન કરીને ઉત્તમ રાજા નિર્વૃત્તિ નગરીએ પહોંચ્યો.

**ઉત્તમ રાજાની જેમ ચારિત્રનું પાલન કરી, પ્રાન્તે સૌ કોઈ અનંત સુખના ભાગી બનો !**

卐

## ધર્મકલ્પવૃક્ષનું મૂળ

मैत्री निखिल-सत्त्वेषु, प्रमोदो गुणशालिषु ।
माध्यस्थ्यमविनीतेषु, करुणा सर्वदेहिषु ॥ १ ॥
धर्मकल्पद्रुमस्यैता, मूलं मैत्र्यादि भावनाः ।
यैर्नज्ञाता न चाभ्यस्ताः, स तेषामतिदुर्लभः ॥ २ ॥

**અર્થ**–સર્વ પ્રાણિઓને વિષે મૈત્રી, ગુણવાનોને વિષે પ્રમોદ, અવિનીતોને વિષે માધ્યસ્થ્ય તથા સર્વ દેહધારીઓને વિષે કરૂણા,–આ ચાર મૈત્ર્યાદિ ભાવનાઓ ધર્મ-કલ્પવૃક્ષનું મૂળ છે. જેઓએ આ ચાર ભાવનાઓને જાણી નથી અને તેનો અભ્યાસ કર્યો નથી, તેઓને ધર્મની પ્રાપ્તિ અતિ દુર્લભ છે.

### ૧–મૈત્રી ભાવના

મૈત્રી આદિ આ ચાર ભાવનાઓ જીવમાં ધર્મ પામ્યા પહેલાં વિપરીત રીતે જોડાયેલી હોય છે. ધર્મ પામ્યા પછી તે સ્વ-સ્થાનમાં જોડાયેલી હોય છે. એટલે કે–પહેલાં કેવળ પોતાના જ સુખની ચિંતા, કેવળ પોતાના જ ગુણોનો પ્રમોદ, કેવળ પોતાનાં જ દુઃખો પ્રત્યે કરૂણા અને કેવળ પોતાનાં જ પાપો પ્રત્યે ઉપેક્ષા હોય છે. ધર્મ પામ્યા પછી સર્વનાં સુખ અને હિતની ચિંતા, સર્વ ગુણી જીવોના ગુણોનો પ્રમોદ, સર્વ દેહધારી જીવોનાં દુઃખની કરૂણા અને

સર્વ પાપાત્માઓનાં પાપની ઉપેક્ષા હોય છે. વળી ધર્મ પામ્યા પહેલાંની અવસ્થામાં બીજાઓ પોતા પ્રત્યે મૈત્રી ધારણ કરે, પોતાના ગુણોને જોઈને બીજા આનંદ પામે, પોતાનાં દુઃખો પ્રત્યે બીજા કરૂણા ધારણ કરે અને પોતાનાં પાપાચરણ પ્રત્યે બીજા મધ્યસ્થ ભાવ રાખે, એવી ભાવના જીવમાં સતતપણે ચાલુ હોય છે. ધર્મ પામ્યા પછી તે બીજાઓ પ્રત્યે મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્યને ધારણ કરે છે. પ્રથમને આર્ત્ત–રૌદ્રધ્યાન કહેવાય છે અને બીજાને ધર્મ–શુક્લધ્યાન કહેવાય છે.

ક્ષયરોગવાળાને જેમ વસંતમાલતી, સુવર્ણ, લોહ, અભ્રક વગેરે રસાયણો પુષ્ટિ આપે છે, તેમ આ મૈત્રી આદિ ચાર ભાવનાઓ અતિ આર્ત્ત અને રૌદ્રાદિ અશુભ ધ્યાનોથી થતા આંતરિક ક્ષયરોગનો નાશ કરી ધર્મધ્યાન રૂપી રસાયણ વડે આત્મદેહને પુષ્ટ કરે છે. ત્રટિત થયેલી ધ્યાનની ધારાને આ ભાવનાઓ ફરીથી જોડી આપે છે.

આર્ત્તધ્યાન એટલે આપણને વર્તમાનમાં જે અનુકૂળતા મળી છે, તે કાયમ રહે અને જે નથી મળી તે અનુકૂળતા મળે તેમ ઈચ્છવું: તથા જે પ્રતિકૂળતા અત્યારે છે, તે કેમ ચાલી જાય તથા ભવિષ્યમાં પણ પ્રતિકૂળતા કદી ન આવે તેમ ઈચ્છવું તે. આવા આર્ત્તધ્યાન ઉગ્ર બની જ્યારે હિંસા, અસત્ય, ચોરી વગેરેની પરંપરામાં પરિણમે છે, ત્યારે તે રૌદ્રધ્યાન કહેવાય છે.

ધર્મધ્યાન એટલે જીવાદિ તત્ત્વોની, કર્મના સ્વરૂપની

અને પંચાસ્તિકાયમય લોકના સ્વરૂપની વિચારણા કરવી તે. આ ધર્મધ્યાન જ્યારે પરાકાષ્ઠાએ પહોંચે છે, ત્યારે જે આત્માનુભવ થાય છે, તેનું જ નામ શુક્લધ્યાન છે.

જૈન પ્રવચન અહિંસા અને ક્ષમામય હોવાથી મૈત્રીમય છે. જૈન પ્રવચન અનેકાન્તમય છે. તેમાં સર્વ નયોને સાપેક્ષપણે પોતપોતાના સ્થાને સમાન સ્થાન આપવામાં આવે છે. આ સર્વનયસાપેક્ષતા એ પણ મૈત્રીનો જ એક પ્રકાર છે એમ કહી શકાય.

## ૨–પ્રમોદ ભાવના

ધર્મમાર્ગમાં સૌથી પ્રબળ વિઘ્ન પ્રમાદ છે. પ્રમોદ ભાવનાથી પ્રમાદ દોષ ટળી જાય છે. જ્યાં સુધી ધર્મમાં પ્રમાદ છે, ત્યાં સુધી તેને નિવારવા માટે પ્રમોદ ભાવના અત્યાવશ્યક છે. વર્તમાન સાધનામાં અનેક વિઘ્નો દેખાતાં હોય; તો પણ જ્યાં સુધી પ્રમોદ ભાવના વિદ્યમાન હશે, ત્યાં સુધી વિઘ્નો ટળ્યા સિવાય રહેવાનાં નથી અને જો પ્રમોદ ભાવ જાગતો હશે, તો ભવિષ્યની સાધના પણ અવશ્ય નિર્વિઘ્ન બનશે, તેનો નિશ્ચય દૃઢ રહેવો જોઈએ. ભવિષ્યની સાધનાને નિર્મળ અને નિર્વિઘ્ન બનાવવા માટે પ્રત્યેક પ્રસંગમાં અને પ્રત્યેક વ્યક્તિમાં પ્રમોદ ભાવનાનો વિષય, કે જે ગુણાધિકતા છે, તેને શોધી કાઢવો જોઈએ અને ચિત્તમાં તેની અનુમોદના તથા ઔચિત્ય ન ઘવાય તેવી રીતે પ્રશંસાદિ કરવા જોઈએ. ગુણાનુરાગિણી દૃષ્ટિથી ગુણી આત્માઓના આશીર્વાદ મેળવવાની યોગ્યતા વિકસે છે અને

લોકમાં પણ પ્રિય બનાય છે. દોષદૃષ્ટિ એ એક ઉગ્ર કોટિનું વિષ છે, જે ભવોભવ જીવને મારે છે. ગુણદૃષ્ટિ એ અમૃત છે, જે જીવને અજર-અમર બનાવે છે.

શ્રી નમસ્કાર મંત્રનું ધ્યાન એ પ્રમોદ ભાવની ઉપાસનાનું સર્વશ્રેષ્ઠ સાધન છે. ચૌદ પૂર્વનો સાર નમસ્કાર છે, અર્થાત્ પ્રમોદ ભાવના ચૌદ પૂર્વનો સાર છે. નવકાર સર્વ શાસ્ત્રોમાં વ્યાપીને રહેલો છે, અર્થાત્ પ્રમોદ ભાવના સર્વ શાસ્ત્રોમાં વ્યાપીને રહેલી છે. નમો એ મોક્ષનું બીજ છે, અર્થાત્ પ્રમોદ ભાવના એ મોક્ષનું બીજ છે. જેમ નમસ્કાર સર્વ પાપનાશક અને સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે, તેમ પ્રમોદ ભાવના પણ સર્વ પાપપ્રણાશક અને સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે.

ગ્રન્થના પ્રારંભમાં ઇષ્ટદેવતાના નમસ્કાર રૂપ ભાવમંગલ ગ્રન્થકારો કરે છે, એનો અર્થ એ છે કે-સર્વ શાસ્ત્રો અને મંગલ કાર્યોનો પ્રારંભ પ્રમોદ ભાવનાથી થાય છે. સર્વ અનુષ્ઠાનોનો પ્રારંભ 'इच्छामि खमासमणो' સૂત્રથી થાય છે. તે પણ પ્રમોદ ભાવના પ્રગટ કરવાનો એક પ્રકાર છે. કાયોત્સર્ગમાં પણ પંચપરમેષ્ઠિ અને ચોવીસેય શ્રી જિનેશ્વરદેવોનું ધ્યાન કરવાનું હોય છે, તે પણ પ્રમોદ ભાવનાનો જ એક પ્રકાર છે. પ્રત્યેક ધર્મક્રિયાના આરંભથી અંત સુધી ક્રિયા કરનારનું ચિત્ત, તે ક્રિયાને બતાવનાર શ્રી જિનેશ્વરદેવના ધ્યાનથી અલંકૃત હોય છે અને તેથી તે ક્રિયા ભાવક્રિયા અર્થાત્ અમૃતક્રિયા બને છે. આ ધ્યા

પ્રમોદ ભાવના રૂપ છે. તેથી ક્રિયાને અમૃતમય બનાવનાર પ્રમોદ ભાવના છે. ક્રિયાની પૂર્ણાહૂતિ બાદ પણ તેમાં થયેલ સુકૃતની જો અનુમોદના કરવામાં આવે, તો તે ક્રિયા ઉત્તરોત્તર વિશેષ ફળદાયી બને છે. આ અનુમોદના પણ પ્રમોદ ભાવનાનો વિષય છે અને તેથી ક્રિયાનું ફળ વધારનાર પણ પ્રમોદ ભાવના છે.

ગુરૂકુલવાસમાં વસવાથી કૃતજ્ઞતા, વિનય, વૈયાવચ્ચ, ક્ષમા આદિ ગુણોનું પાલન થાય છે. તે પ્રગટપણે કે પ્રચ્છન્નપણે પ્રમોદ ભાવનાની જ પુષ્ટિ કરે છે. જગતમાં જે કોઈ સત્કાર્યો થાય છે, તેની પાછળ બળ પ્રેરનાર પ્રમોદ ભાવના જ હોય છે. શ્રી જિનમંદિર આદિ ધર્મસ્થાનો પણ મુખ્યત્વે પ્રમોદ ભાવનાના પાયા ઉપર ઉભાં થયેલાં હોય છે. પ્રમોદ ભાવનાની પરાકાષ્ઠા શ્રી તીર્થંકરનામકર્મની પરમ પ્રકૃષ્ટ પુણ્યપ્રકૃતિનું ઉપાર્જન કરાવે છે, કેમ કે–તે પુણ્યપ્રકૃતિનું ઉપાર્જન કરનારા પુણ્યાત્માઓ પૂર્વના તીર્થંકરો પ્રત્યે ઉત્કૃષ્ટ પ્રમોદ ભાવને ધારણ કરનારા હોય છે અને તેથી જ તે મહાત્માઓ આખલ જગતમાં પ્રમોદનો ઉત્કૃષ્ટ વિષય બને છે. આ રીતે પ્રમોદ ભાવનાના કારણભૂત શુભ આલંબનોના આદરથી વિઘ્નોનો નાશ અને ધ્યાનાદિમાં દૃઢતા પ્રાપ્ત થાય છે.

## ૩–કરૂણા ભાવના

દુઃખીના દુઃખ દૂર થાઓ, બીજાઓનું દુઃખ તે મારૂં જ દુઃખ છે, ઈત્યાદિ ભાવના તે કરૂણા ભાવના છે.

તેને અનુકંપા પણ કહેવાય છે. 'અનુ' એટલે બીજાઓનું દુઃખ જોયા પછી, 'કંપ' એટલે તે દુઃખ દૂર કરવાની હૃદયમાં થતી લાગણી, તેને અનુકંપા કહેવાય છે. દુઃખી પ્રાણીને જોઈને સત્પુરૂષોના હૃદયમાં એક પ્રકારનો કંપ ઉત્પન્ન થાય છે અને બીજાઓનાં તે દુઃખ દૂર કરવાની તેઓને તાલાવેલી જાગે છે, તે તેઓની અનુકંપા અથવા કરૂણા છે. બીજાને દુઃખ ન થાય તે રીતે વર્તન તે દયા છે. હીનગુણી કે દુઃખીનો તિરસ્કાર ન કરવો તે અઘૃણા છે અને દીન–દુઃખી જીવોને સુખ આપવાની તાલાવેલી તે દીનાનુગ્રહ છે. કરૂણા, અનુકંપા, દયા, અઘૃણા, દીનાનુગ્રહ વગેરે શબ્દો સમાન અર્થવાળા છે. માર્ગાનુસારી અર્થાત્ ધર્મને અભિમુખ થયેલા જીવમાં પણ આ કરૂણા ઉત્પન્ન થાય છે.

આ કરૂણાના (૧) લૌકિક, (૨) લોકોત્તર, (૩) સ્વવિષયક, (૪) પરવિષયક, (૫) વ્યાવહારિક, (૬) નૈશ્ચયિક આદિ અનેક પ્રકારો છે.

(૧) લૌકિક કરૂણાના બે ભેદ છે. એક ભેદ મોહથી બિમાર વ્યક્તિને તેનો રોગ વધે તેવી અપથ્ય વસ્તુ આપવી તે, અને બીજો ભેદ દુઃખી પ્રાણીને જોઇને તેના દુઃખ દૂર થાય તે માટે તેને અન્ન–વસ્ત્રાદિ આપવાં તે.

(૨) લોકોત્તર કરૂણા એટલે દુઃખનું મૂળ જે પાપ, તે પાપનો નાશ કરવા માટે સાધનો પૂરાં પાડવાં. જેમ કે–ધર્મદેશના, તીર્થપ્રવર્તનાદિ કરવું તે. તેના પણ બે ભેદ છે. એક સંવેગજન્ય છે અને બીજો સ્વભાવજન્ય છે. સંવેગ-

વાથી, પોતાના રૂપનો, બળનો, ધનનો, બુદ્ધિનો, કુલનો અને જાતિ વગેરેનો મદ થાય છે, તેને દર્પ પણ કહેવાય છે. આ દર્પથી દુઃખી જીવો પ્રત્યે એક પ્રકારનો તિરસ્કારભાવ ઉત્પન્ન થાય છે. આત્મદૃષ્ટિએ બધા જીવો તુલ્ય છે—એમ જાણીને, દુઃખી જીવો પ્રત્યે જ્યારે કરૂણા ભાવના સ્થિર કરવામાં આવે છે, ત્યારે પોતાનો દર્પ અથવા અહંકાર ચાલ્યો જાય છે અને બીજા પ્રત્યે તિરસ્કાર પણ દૂર થઈ જાય છે.

પ્રત્યેક વસ્તુનું બળ સ્થાનવિશેષ પામીને જ હિતકર કે હાનિકર બને છે. સ્થાનભેદે તે જ વસ્તુ હાનિકર મટીને હિતકર બને છે અથવા હિતકર મટીને હાનિકર થાય છે. વિષયોનો પ્રેમ હાનિકર છે. તે જ પ્રેમ જો પરમેષ્ઠિઓ પ્રત્યે દાખવવામાં આવે, તો તે અત્યંત લાભકારક બને છે. વિષયો પ્રત્યે વિરક્તિ લાભદાયક છે. તે જ વિરક્તિ જ્યારે ધર્મ તરફ આવે, ત્યારે દુઃખનું કારણ બને છે. પોતાના જ અને તે પણ વર્તમાનકાલીન જ દુઃખવિષયક દ્વેષ સંકલેશજનક બને છે, પરંતુ તે જ દ્વેષ જો સર્વ દુઃખી પ્રાણીઓના દુઃખ-વિષયક બને તો અથવા પોતાના સર્વકાલીન દુઃખવિષયક બને તો, તે ચિત્તના સંકલેશને દૂર કરનાર બને છે. તાત્પર્ય એ છે કે—વર્તમાનકાળ અને કેવળ સ્વવિષયક સંકુચિત વૃત્તિ જ્યારે ત્રિકાળ અને સર્વ સત્ત્વવિષયક વિશાળ બને છે, ત્યારે ચિત્તના સંકલેશની હાનિ થાય છે અને નિર્મળતા પ્રાપ્ત થાય છે. માત્ર એટલું જ નહિ, પણ આગળ વધીને એવી કરૂણામય ચિત્તવૃત્તિથી વિશ્વનું સર્વોત્તમ પદ તીર્થંકર-

પણું પણ પ્રાપ્ત થાય છે અને તે સર્વ જીવોના દુઃખનું નિર્મૂલન કરનાર મોક્ષમાર્ગ અને ધર્મતીર્થનું પ્રવર્તન કરાવનાર થાય છે.

સર્વ સત્ક્રિયાઓ, સર્વ ધર્મ અનુષ્ઠાનો, સર્વ આગમ-વાક્યો વગેરેની પાછળ સ્વ-પરવિષયક કરૂણા રહેલી છે. પોતે જે અનુષ્ઠાનની સાધના કરે છે, તે અનુષ્ઠાન જેમને પ્રાપ્ત થયું નથી, તેમના પ્રત્યે જો કરૂણા ભાવના ન હોય, તો તે અનુષ્ઠાનમાં કદી પણ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી; કેમ કે-તેને પોતાના અનુષ્ઠાનમાં વાસ્તવિક પ્રણિધાન થયું નથી, તે અનુષ્ઠાનની તાત્ત્વિક મહત્તા કે દુર્લભતા તેને સમજાઈ નથી, અથવા તે અનુષ્ઠાનની પાછળ તેને કોઈ દુષ્ટાશય, પરાપકર્ષ કે સ્વોત્કર્ષાદિ મલિન આશય હજુ ટળ્યો નથી કે શુભાશય પ્રગટ્યો નથી.

આ કરૂણા ભાવનાથી સ્વોત્કર્ષ અને પરાપકર્ષાદિ દુષ્ટ ચિત્તવૃત્તિઓનો વિલય થઈ જાય છે અને શુદ્ધ પ્રણિધાનના પ્રભાવે ધર્માનુષ્ઠાનની સિદ્ધિ નિર્વિઘ્ન બને છે.

હીનગુણી પ્રત્યે તિરસ્કાર અને દુઃખીના દુઃખ પ્રત્યે ઉપેક્ષા કરનાર જીવનો મોક્ષ હજી ઘણો દૂર છે-એમ કહી શકાય. જે બીજાનો તિરસ્કાર કરે છે, તે પોતે જ તિરસ્કારને પામે છે. જે દુઃખીઓની ઉપેક્ષા કરે છે, તેને દુઃખ વખતે બીજાઓની સહાય મળતી નથી. કરૂણા ભાવનાના અભ્યાસથી આ તિરસ્કાર અને ઉપેક્ષા રૂપ અશુભ ચિત્તવૃત્તિઓનો વિલય

શાસ્ત્રકારોની દૃષ્ટિએ ભૌતિક ગુણની સિદ્ધિનો આધાર પણ ધર્મ જ છે અને તે પુણ્ય રૂપી ધર્મ છે. આ પુણ્ય રૂપી ધર્મની સિદ્ધિ માટે શાસ્ત્રકારો 'આદ્ય બાલશરીર'નું દૃષ્ટાન્ત આપે છે. યુવાન શરીરનું કારણ જેમ બાલશરીર છે, તેમ બાલશરીરનું કારણ પણ કોઈ હોવું જોઈએ. બાલશરીરનું કારણ જો ગર્ભશરીર માનીએ, તો આદ્ય ગર્ભશરીરનું પણ કોઈ મૂળ કારણ હોવું જોઈએ. તેનું જ નામ કર્મશરીર છે. શાસ્ત્રકારોની ભાષામાં તેને કાર્મણશરીર કહેવાય છે અને તે શુભાશુભ કર્મનાં પુંજ રૂપ છે. શુભ શરીરનું આદ્ય કારણ પુણ્યકર્મ છે. અશુભ શરીરનું પ્રથમ કારણ–મૂળ કારણ પાપકર્મ છે. એકને ધર્મ કહેવાય છે. અને બીજાને અધર્મ કહેવાય છે. એ રીતે ભૌતિક શુભ શરીર એ ભૌતિક શુભ કર્મની નિપજ છે. જો શરીરની નિપજ કર્મથી છે અને કર્મ સિવાય અન્ય કોઈ વસ્તુથી તે નથી, તો પછી એ શરીરને સારાં–નરસાં સાધનો અને એ શરીરને સુખ–દુઃખનાં શુભાશુભ નિમિત્તની ઉત્પત્તિનું આદિમ કારણ પણ કર્મ જ છે, બીજું કોઈ જ નથી.

જ્યારે સ્થૂલ દૃષ્ટિથી આદ્ય–કારણ–મૂળ કારણ નજરે ચઢતું નથી, ત્યારે સંસર્ગમાં આવતાં અન્ય અન્ય નિમિત્તોને જ તેનાં કારણો તરીકે વર્ણવવામાં આવે છે; પરન્તુ શરીર, શરીરનાં સંબંધીઓ અને શરીરનાં સુખ–દુઃખનાં બાહ્ય હેતુઓનાં મૂળમાં શુભ–અશુભ કર્મ છે. તેને જ શાસ્ત્રકારો ધર્મ અને અધર્મનાં નામથી સંબોધે છે. આ રીતે

સારાય જગતમાં, સચરાચર જીવસૃષ્ટિમાં, વિશ્વનાં પ્રાણીમાત્રની વિવિધ અવસ્થાઓમાં આદ્ય અને પ્રથમ શુભ પ્રેરક હેતુ જો કોઈ હોય, તો તે ધર્મ જ છે; અને તે ધર્મના પ્રભાવે જ સઘળી ઈષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ છે. શાસ્ત્રકારોની દૃષ્ટિએ ઉત્તમ પ્રકારનાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ, તે બધાંની ઉત્પત્તિ, પ્રાપ્તિ અને વૃદ્ધિ આદિનો મૂળ આધાર પુણ્યકર્મ રૂપી ધર્મ જ છે.

વિજ્ઞાનની શોધો અને તેથી પ્રાપ્ત થતાં શબ્દ-રૂપાદિ પુદ્ગલોનાં પણ ભૌતિક સુખોની સિદ્ધિનો આદિમ આધાર પણ ધર્મ જ છે, પરંતુ તે ધર્મ સ્થૂલ દૃષ્ટિએ અગોચર છે. ધર્મને સાક્ષાત્ જોવા અને જાણવા માટે જ્ઞાનચક્ષુ વિરલ વ્યક્તિઓને જ પ્રાપ્ત થાય છે. ધર્મ એ સુખનાં કારણનું કારણ છે. કારણને સૂક્ષ્મ દૃષ્ટિ જોઈ શકે છે. કારણનાં કારણને જોવા માટે સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ ચક્ષુની જરૂર પડે છે. તે બધાને સુલભ નથી. તે ચક્ષુની પ્રાપ્તિ માટે તત્ત્વની ખરી જિજ્ઞાસા હોવી જોઇએ. તત્ત્વજિજ્ઞાસુ શાસ્ત્રાભ્યાસ વડે તે ચક્ષુને પ્રાપ્ત કરી શકે છે. શાસ્ત્ર એ સર્વજ્ઞ વચન રૂપ છે. ધર્મને પ્રત્યક્ષ કરવામાં સહાયક બીજું ચક્ષુ એ કેવળજ્ઞાન રૂપી ચક્ષુ છે. કેવળજ્ઞાન રૂપી ચક્ષુ અને શ્રુતજ્ઞાન રૂપી ચક્ષુ વડે કારણના કારણને જાણી શકાય છે-દેખી શકાય છે. શાસ્ત્રચક્ષુ કહે છે કે-વિજ્ઞાન અને તેની શોધોથી મળતાં શબ્દાદિ વિષયોનાં સુખો, એ પાપવૃદ્ધિનાં હેતુભૂત હોવાથી, પાપાનુબંધી પુણ્ય રૂપ (જેનો ભોગવટો

નવાં પાપ બંધાવે, તે પાપાનુબંધી પુણ્ય) ધર્મનું ફળ હોવાથી ત્યાજ્ય છે.

જે ભૌતિક ગુણોની ઉત્પત્તિમાં પાપ નથી, રક્ષણમાં ક્લેશ નથી, વર્તમાનમાં દુઃખ નથી, ભવિષ્યમાં દુર્ગતિ નથી, અનાયાસે જે સિદ્ધ થાય છે, અનીતિપૂર્વકનાં ભોગોમાં જેનો દુર્વ્યય નથી તથા ધર્મોન્નતિ અને ધર્મવૃદ્ધિમાં જ જેનો સદુપયોગ છે,' એવાં સુખોની પ્રાપ્તિ પુણ્યાનુબંધી પુણ્ય રૂપી ધર્મનાં સંબંધથી છે. તે ઉત્તરોત્તર શુભ ગતિની પ્રાપ્તિમાં નિમિત્તભૂત બનીને જીવને અંતે અપવર્ગનાં અવ્યાબાધ સુખોની પ્રાપ્તિ કરાવે છે. તેનું જ નામ નિઃશ્રેયસ છે. નિઃશ્રેયસનાં સુખ એ નિરૂપાધિક છે અર્થાત્ પરદ્રવ્યનાં સંયોગ વિના જ થાય છે. એ સુખોનો આધાર કેવળ આત્મા જ છે. આત્માનાં સ્વરૂપમાંથી ઉત્પન્ન થતાં સુખો એ જ પરમાર્થ સુખો છે. તેની પ્રાપ્તિનો આધાર નિર્જરાલક્ષી ધર્મ છે. એ રીતે શુભાશુભ કર્મના ક્ષયથી મળતાં અવ્યાબાધ સુખો એ નિર્જરા અથવા અનાશ્રવ રૂપ ધર્મની પેદાશ છે. અધર્મથી નિપજતાં દુઃખને દૂર કરવાનો ઉપાય સર્વજ્ઞોક્ત ઉભય પ્રકારનો શુભાશ્રવ રૂપ કે અનાશ્રવ રૂપ નિર્જરાલક્ષી ધર્મ છે.

卐

# ધર્મની શોધ

દુનિયામાં બે પ્રકારના પદાર્થો છે. તે કેટલાક દૃશ્ય છે અને કેટલાક અદૃશ્ય છે. દૃશ્ય પદાર્થોને દેખવા માટે ચક્ષુ આદિ ઈન્દ્રિયો સિવાય બીજાં સાધનોની જરૂર પડતી નથી. અદૃશ્ય પદાર્થો કેવળ ઈન્દ્રિયોથી જોઈ શકાતા નથી. તેને જોવા માટે બીજા પદાર્થોની સહાય લેવી પડે છે.

જેમ કે–પર્વતની ટોચ ઉપર રહેલા અગ્નિને જાણવા માટે, નીચે રહેલા માણસને એ અગ્નિમાંથી અવિચ્છિન્ન ધારાએ નીકળેલી ધૂમલેખાની સહાય લેવી પડે છે અને એ ધૂમલેખાને જોઈને તે પુરુષ પોતાની આંખને અદૃશ્ય એવા અગ્નિને પણ જાણી શકે છે.

એ જ વાત છે ભૂતળના તળ નીચે છૂપાયેલા વૃક્ષના મૂળને જાણવાની કે આકાશના વાદળ નીચે છૂપાયેલા સૂર્યના કિરણને જાણવાની. વૃક્ષના પાન જો લીલાછમ છે, કે ફૂલ અને ફળ નિયમિતપણે ઉગે છે, તો તે વૃક્ષનું મૂળ ભૂમિકામાં અવશ્ય સાજું, તાજું અને અખંડિત છે–એમ નિશ્ચિત થાય છે. અથવા વાદળની ઘનઘોર છાયા વખતે હજુ રાત્રિ થઈ નથી પણ દિવસ છે–એમ સમજી શકાય છે, તો તે અભ્રપટલની પાછળ સૂર્ય હજુ ગતિ કરી રહ્યો છે પણ અસ્ત પામી ગયો નથી–એ વાત પણ નક્કી થાય છે. અદૃશ્ય-મૂળ

જેમ ફળથી અને અદૃશ્ય સૂર્ય જેમ દિન–રાત્રિના વિભાગથી જાણી શકાય છે, તેમ જીવાત્માગાં રહેલો અદૃશ્ય ધર્મ પણ તેના કાર્યથી જાણી શકાય છે.

ભૂતકાલીન ધર્મ તેના ફલસ્વરૂપ વર્તમાનકાલીન સંપત્તિથી જાણી શકાય છે અને વર્તમાનકાલીન ધર્મ તેના કાર્યસ્વરૂપ ઔદાર્યાદિ ગુણોથી જાણી શકાય છે.

અમુક વ્યક્તિના ભીતરમાં ધર્મ છે કે નહિ? અને છે તો તે કેવી રીતે જાણી શકે?–એ પ્રશ્નનો જાણે સ્પષ્ટ ઉત્તર ન આપતાં હોય, તેમ પૂ. આચાર્યભગવંત શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ એક સ્થળે ફરમાવે છે કે—

"औदार्यं दाक्षिण्यं, पापजुगुप्साऽथ निर्मलो बोधो ।
लिंगानि धर्म सिद्धेः, प्रायेण जनप्रियत्वं च ॥ १ ॥"

અર્થ–ઔદાર્ય, દાક્ષિણ્ય, પાપજુગુપ્સા, નિર્મળ બોધ તથા જનપ્રિયત્વ–એ ધર્મસિદ્ધિનાં પ્રધાન લિંગો છે.

જે આત્મામાં ઉદારતાદિ પાંચ લક્ષણો પ્રગટ્યાં છે, તે આત્માની ભીતરમાં ધર્મ રહેલો છે, કારણ કે–ધર્મસિદ્ધિના એ નિશ્ચિત લિંગો છે: ઉદારતાદિ ચિહ્નો એ આત્માની અંદર છૂપા રહેલા ધર્મને જ પ્રગટ કરનારા છે.

બીજા શબ્દોમાં ઔદાર્યાદિ ગુણો એ ધર્મવૃક્ષનાં મૂળમાંથી ઉગીને બહાર નીકળી આવેલા અંકુરાદિ અને શાખા-પ્રશાખાદિ પદાર્થો છે. શાખા–પ્રશાખા અને અંકુર–પત્રાદિને બહાર આવવા માટે જેમ નિર્મળ મૂળની અપેક્ષા છે, તેમ ઔદાર્ય–દાક્ષિણ્યાદિ ગુણોને બહાર આવવા માટે તેના વૃક્ષની

કે તે વૃક્ષના અખંડિત મૂળની આવશ્યક્તા છે; અને તે મૂળનું જ નામ નિર્મળ ધર્મ છે.

આત્મામાં રહેલો તે ધર્મ વર્તમાનકાળે ઉદારતાદિ ગુણો રૂપી અંકુરાદિ દ્વારા પ્રગટ થાય છે અને આગામી કાળે સુર-નરની સંપત્તિ રૂપી પુષ્પો અને સિદ્ધિના અનંતા સુખો રૂપી ફળો રૂપે પ્રગટ થાય છે. જે આત્મામાં ઉદારતાદિ ગુણો હજુ પ્રગટ્યા નથી, તે આત્મા બહારથી ધર્મની આરાધના કે સાધના કરતો હોય, તો પણ અંદરથી ધર્મને પામેલો જ છે-એવો નિશ્ચય કરી શકતો નથી.

ધર્મવૃક્ષનો પ્રથમ અંકુરો ઔદાર્ય છે. દાન નહિ પણ ઔદાર્ય. દાન અને ઔદાર્યમાં ભેદ છે. સામાને જરૂર છે અને અપાય છે-એ દાન છે અને પોતાને દાતાને દાન કરવાની જરૂર છે અને અપાય છે-એ ઔદાર્ય છે. જે દાન અપાય છે શક્તિ મુજબ, પણ આપવાની ભાવના છે સર્વસ્વની, તે દાન ઔદાર્ય ગુણથી ભરપૂર છે. જે દાન શક્તિ મુજબ પણ અપાતું નથી, એટલું જ નહિ પણ આપવાની પાછળ લેનારની જરૂરીઆતને જ આગળ કરવામાં આવેલી હોય છે, તે દાન ઔદાર્યની ખામીવાળું છે. ઉદાર આત્મા દાન લેનારની જરૂરીઆતને જેટલી અગત્યતા આપે છે, તેથી કેઈ ગુણી અધિક અગત્યતા પોતાને આપવાની માને છે. દાન નહિ દેવાથી સામાનું કાર્ય બગડી જવાનો ભય તેને તેટલો લાગતો નથી, કે જેટલો ભય દાન નહિ આપવાથી પોતાનું બગડી જવાનો તેને લાગે છે. અથવા આપીને કેટલું

આપ્યું, તે ગણાવવાની વૃત્તિ કરતાં કેટલું નથી આપ્યું તે ગણાવવાની વૃત્તિ તેના હૃદયમાં સદા રમતી હોય છે, એ ઔદાર્યનું લક્ષણ છે. અને એ જાતિનું ઔદાર્ય એ ધર્મ રૂપી વૃક્ષના પ્રથમ અંકુર છે. ધર્મ આત્મામાં પરિણામ પામ્યો છે કે નહિ?–તે જાણવાનું એ પ્રથમ લક્ષણ છે: બીજું લક્ષણ દાક્ષિણ્ય છે.

કોઈની પણ પ્રેરણા વિના થતું દાન, એ ઔદાર્ય ગણાય છે અને કોઈની પણ પ્રેરણા કે યાચના બાદ થનારું કાર્ય, એ દાક્ષિણ્ય છે.

કોઈની પણ માગણીને છતી શક્તિએ નકારતાં સંકોચ થવો, એ દાક્ષિણ્ય છે. દાક્ષિણ્ય વિનાનું ઔદાર્ય એ સુવાસ વિનાના પુષ્પ જેવું છે કે સર વિનાના કૂપ જેવું છે. જેમ સુંદર પણ પુષ્પ જો સુવાસ વિનાનું હોય તો તેને કોઈ સેવતું નથી કે જળથી ભરપૂર પણ કૂપ જો સર વિનાનો હોય તો અંતે સુકાઈ જાય છે, તેમ યાચનાનો ભંગ ન કરવા રૂપ દાક્ષિણ્ય સદ્‌ગુણ જેનામાં પ્રગટેલો નથી, તે આત્મા ઉદાર હોય તો પણ તેની ઉદારતા સદાકાળ ટકતી નથી કે અર્થી આત્માઓને તે સદાકાળ સેવ્ય બનતો નથી.

ધર્મસિદ્ધિનું ત્રીજું લક્ષણ પાપજુગુપ્સા છે. પાપ પ્રત્યે જેને જુગુપ્સા નથી, તેના ઔદાર્ય કે દાક્ષિણ્યનો દુરુપયોગ થવાનો પૂરેપૂરો સંભવ છે. પાપ એ વિષતુલ્ય છે અને પુણ્ય એ અમૃતતુલ્ય છે. એ રીતે પાપ–પુણ્યનો ભેદ જેના અંતરમાં થયો નથી, એ આત્માનું ઔદાર્ય અને

દાક્ષિણ્ય સ્વ-પરના ફાયદા માટે થવાને બદલે કેટલીક વાર નુકસાનને માટે થવાનો વધારે સંભવ છે. એ કારણે ધર્મી આત્માના અંતઃકરણમાં ચોથું લક્ષણ નિર્મળ બોધ પણ છે. એથી એ પાપ-પુણ્યનો ભેદ સમજી શકે છે અને પાપનો પરિહાર તથા પુણ્યનો સ્વીકાર કરવાના કાર્યમાં સદા સાવધાન રહી શકે છે. એના પ્રભાવે તેનું ઔદાર્ય કે દાક્ષિણ્ય પાપના માર્ગે ઘસડાઈ જતું બચે છે. ધર્મનું ચોથું લક્ષણ નિર્મળ બોધ છે, તેથી તેના કારણે આત્મામાં સદા પાપની જુગુપ્સા જાગતી રહે છે અને તેનાથી જ પુણ્યની પ્રશંસા પણ તેના આત્મામાં સદાકાળ રમતી હોય છે. વળી તેના જ કારણે તેના ઔદાર્ય-દાક્ષિણ્યાદિ સદ્ગુણો અને સદુ-પયોગ પણ વધતો રહે છે; અને પરિણામે તે આત્મા આ લોકમાં યશકીર્તિનો અને પરલોકમાં સદ્ગતિનો ભાગી થઈ શકે છે.

卐

એવા જીવોને ચારિત્રાદિ ગુણો પ્રાપ્ત થઈ શકતા નથી. તે કારણે શારીરિક અને માનસિક અનેક દુઃખોનાં નાશ રૂપ મોક્ષનો નિરૂપમ ઉપાય ભગવાને એક સામાયિકને જ કહ્યો છે."

જીવ જ્યારે સમપરિણામવાળો બને છે, ત્યારે પ્રતિક્ષણ નવા નવા જ્ઞાન–દર્શન–ચારિત્રનાં પર્યાયોને પામે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રનાં આ પર્યાયો સંકલેશનાં વિચ્છેદક અને નિરુપમ સુખનાં હેતુ છે. તેથી તેને શાસ્ત્રોમાં ચિન્તામણી, કલ્પતરૂ અને કામધેનુથી પણ અધિક પ્રભાવશાળી કહ્યાં છે. અચિન્ત્ય પ્રભાવશાળી આ સામાયિકનાં પરિણામની પ્રાપ્તિ જીવને સર્વ સાવદ્ય યોગોનો ત્યાગ કરવાથી અને નિરવદ્ય યોગોનું સેવન કરવાથી થાય છે. વસ્તુતઃ સર્વ જીવો સાથે મૈત્રી આદિ પ્રશસ્ત ભાવોને ધારણ કરવાં, એ જ સામાયિક છે. પરંતુ આ ભાવોને જીવનમાં સક્રિય રૂપ આપવા માટે સર્વ સાવદ્ય યોગોનાં ત્યાગની અને નિરવદ્ય યોગોનાં સેવનની પ્રતિજ્ઞા લેવી પડે છે. એ પ્રતિજ્ઞાના ગ્રહણ અને આસેવનને સામાયિક વ્રત કહેવામાં આવે છે. આ સામાયિક વ્રતનું જ બીજું નામ અહિંસાધર્મ છે.

અહિંસાધર્મમાં આત્મૌપમ્યની દૃષ્ટિ છે અને એ જ દૃષ્ટિ સામાયિક વ્રતમાં છે. જીવનમાં અહિંસાનો પરિપૂર્ણ અમલ કરવા માટે સામાયિક વ્રતની પ્રતિજ્ઞા અનિવાર્ય છે. સામાયિકનો સીધો અર્થ સમતા છે.

"आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्।"–'પોતાને

સમ્યક્‌ત્વ સામાયિક, દેશવિરતિ સામાયિક અને સર્વવિરતિ સામાયિક.

શ્રુત સામાયિક અમુક સમય સુધી શાસ્ત્રપાઠ ભણવાનાં નિયમ રૂપ છે. સમ્યક્‌ત્વ સામાયિક શ્રદ્ધાગુણની શુદ્ધિ રૂપ છે. દેશવિરતિ સામાયિક બે ઘડી પ્રમાણ સાવદ્ય વ્યાપારના ત્યાગનાં નિયમ રૂપ છે. સર્વવિરતિ સામાયિક જીવનપર્યંત નિરવદ્ય વ્યાપારનાં પાલનની પ્રતિજ્ઞા રૂપ છે.

બીજી રીતે શ્રુત સામાયિક શાસ્ત્રાભ્યાસ વડે થઈ શકે છે. સમ્યક્‌ત્વ સામાયિક શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપ અને આસ્તિક્ય આદિ ગુણોનાં આસેવન વડે થઈ શકે છે. દેશવિરતિ સામાયિક સ્થૂલ હિંસા, સ્થૂલ અસત્ય, સ્થૂલ ચોરી વગેરે પાપવ્યાપારોને તજવા વડે થઈ શકે છે. સર્વ વિરતિ સામાયિક હિંસાદિક પાપપ્રવૃત્તિઓનો સર્વથા ત્યાગ કરવા વડે થઈ શકે છે.

સામાયિકને શ્રાવકનાં બાર વ્રતોમાંનું નવમું વ્રત પણ કહ્યું છે. તેને શિક્ષાવ્રત કહેવાય છે. શિક્ષા એટલે અભ્યાસ- આત્માની નિર્મળતાનો અભ્યાસ, પાપભારથી હલકા થવાનો અભ્યાસ અને જીવ માત્ર પ્રત્યે સમતાભાવ કેળવવાનો અભ્યાસ.

આ વ્રતનો વારંવાર અભ્યાસ થવાથી આત્મા સર્વ- વિરતિ ધર્મને લાયક થાય છે. તેથી તેને સાધુતાનો અભ્યાસ પણ કહી શકાય. રોજ ઓછામાં ઓછી બે ઘડી જેટલો સમય આ સાધુતાનો અભ્યાસ ગૃહસ્થોને અતિ લાભદાયી છે. એથી શાન્તવૃત્તિ, સંતોષવૃત્તિ અને રાગ-દ્વેષનાં હેતુ

ઓમાં રાગ–દ્વેષ ન કરવા રૂપ સમતાવૃત્તિ કેળવાય છે. સામાયિક કરવું એટલે ચિત્તવૃત્તિને શાન્ત કરવાનો અભ્યાસ કરવો. સમભાવમાં સ્થિર થવાનો, મધ્યસ્થ ભાવને કેળવવાનો અને સર્વ જીવો પ્રત્યે સમાન વૃત્તિ અર્થાત્ સર્વાત્મભાવને કેળવવાનો પ્રશસ્ત અભ્યાસ, એનું જ બીજું નામ સામાયિક છે.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી પણ એ સામાયિક ચાર પ્રકારનું છે. દ્રવ્યથી ધર્મોપકરણને છોડીને બીજા સર્વ દ્રવ્યોનો ત્યાગ કરવો, ક્ષેત્રથી સામાયિક કરવા જેટલી જગ્યાને છોડીને બીજી જગ્યાનો ત્યાગ કરવો, કાળથી બે ઘડી પર્યંત સામાયિકમાં રહેવાનો નિર્ણય કરવો અને ભાવથી રાગ–દ્વેષરહિતતા અને સમભાવસહિતતા અથવા અશુભ ધ્યાનનો ત્યાગ અને શુભ ધ્યાનનો સ્વીકાર કરવો. અશુભ ધ્યાન આર્ત્ત અને રૌદ્રસ્વરૂપ છે. એ બે ધ્યાનનો ત્યાગ કરવા માટે મૈત્ર્યાદિ ચાર અને અનિત્યત્વાદિ બાર ભાવનાઓનો વિચાર કરવો; તથા વચન અને કાયાનાં અશુભ વ્યાપારોથી બચવા માટે તેટલા વખત સુધી સર્વ સાંસારિક પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો.

સામાયિકની આ પ્રતિજ્ઞા વટેમાર્ગુને વૃક્ષની છાયાની જેમ સંસારનાં ત્રિવિધ તાપથી સંતપ્ત આત્માને શાન્તિ લેવા માટેનું પરમ વિશ્રામ સ્થળ છે, તેમ જ પાપનો અંધકાર દૂર કરવા માટે અને આત્માનો આંતરિક પ્રકાશ મેળવવા માટેનું અદ્વિતીય સાધન છે.

આ વ્રત જીવને અધ્યાત્મ માર્ગનાં રસ્તે ચઢાવવા

માટેનો પરમ ભોગીઓ છે, તેમ જ દુર્ગતિનાં દ્વારની અર્ગળા અને સદ્‌ગતિનાં દ્વારની કુંચી છે જેટલો વખત સામાયિક વ્રતમાં, સમતાભાવમાં ચિત્ત ચોંટેલું રહે છે, તેટલો વખત અશુભ કર્મોનો ઉચ્છેદ થાય છે અને તેટલો વખત શ્રાવક સાધુ સમાન બને છે. આથી આત્માર્થી જીવોએ વધુ ને વધુ સામાયક કરવા, એ હિતકારક, સુખકારક અને કલ્યાણકારક છે.



# ધર્મનો પ્રભાવ

દશ પ્રકારના ચારિત્રધર્મના પ્રભાવથી સૂર્ય-ચંદ્ર વિશ્વ ઉપર ઉપકાર કરવા દરરોજ ઉદય પામે છે: વરસાદ સમયસર વરસે છે: સમુદ્ર મર્યાદા છોડતો નથી: સિંહ, વાઘ, વાવાઝોડા, દાવાનળ સંહાર કરતા નથી: પૃથ્વી આધાર વિના ટકી રહે છે. એ વગેરે સર્વ નિયમિતપણે વિશ્વમાં વ્યવસ્થિત રીતે ચાલુ રહ્યું છે, તે સર્વ ધર્મનો પ્રભાવ છે. શાસ્ત્રકાર મહર્ષિઓ ધર્મભાવના નામની બારમી ભાવનામાં ધર્મનો પ્રભાવ એ રીતે વર્ણવે છે.

'धम्मदयाणं'-એ પદની ટીકા કરતાં પૂ. શ્રી હરિભદ્રસૂરિજી મ. લલિતવિસ્તરા નામના ગ્રન્થરત્નમાં ફરમાવે છે કે-

'सामायिकादिगत विशुद्धक्रियाऽभिव्यङ्ग्यसकलसत्त्वहिताशयामृत लक्षणस्वपरिणाम एव साधुधर्मः ।'

અર્થ-'સામાયિકાદિની વિશુદ્ધ ક્રિયાથી અભિવ્યક્ત થતો સકલ પ્રાણીઓના હિતના આશય રૂપ અમૃત લક્ષણ સ્વપરિણામ એ જ સાધુધર્મ છે.'

આને સર્વવિરતિ ચારિત્રધર્મ કહે છે. ધર્મ એટલે જ ચારિત્રધર્મ. એ સાધુધર્મને પ્રાપ્ત કરવાનો પરિણામ એ ગૃહસ્થધર્મ છે. એને દેશવિરતિ ચારિત્રધર્મ કહે છે. કહ્યું છે કે-'साधुधर्माभिलाषाशयरुप आत्मपरिणामः श्रावकधर्मः ।'

સમગ્ર વિશ્વવિષયક હિતચિન્તાનો એ ભાવ દશ પ્રકારના ધર્મના આંશિક કે પરિપૂર્ણ પાલન વડે સ્થિર રહેતો હોવાથી, એ ધર્મને લીધે જ સમગ્ર વિશ્વની વ્યવસ્થા એક પણ નિયમને બાધ પહોંચ્યા સિવાય ચાલી રહી છે. શ્રી તીર્થંકર પરમાત્માના આત્મા, શ્રી ગણધર ભગવંતોના આત્મા, શ્રી આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ ભગવંતોના આત્મા, સર્વ પ્રાણીવિષયક હિતચિન્તાના ભાવથી ભરેલા છે; અને એ ભાવની રક્ષા ખાતર સતત દશ પ્રકારના ચારિત્રધર્મનું તેઓ પાલન કરી, -કરાવી રહ્યા છે. તેથી તે ભાવ સમગ્ર વિશ્વમાં સતત વ્યાપેલો રહે છે; અને એ ભાવના પ્રભાવ વડે જ વિશ્વમાં સર્વ કાંઈ વ્યવસ્થિત ચાલી રહ્યું છે. આ હકીકત શાસ્ત્રમાં વારંવાર ઉપદેશી છે.

દશ પ્રકારનો ચારિત્રધર્મ ત્યાં જ હોય છે અને ત્યાં જ ટકે છે, કે જ્યાં સર્વ સત્ત્વવિષયક હિતચિન્તા રૂપ વિશુદ્ધ આત્મપરિણામ હયાતિ ધરાવતો હોય અથવા તે પરિણામ પ્રાપ્ત કરવાની અભિલાષા ચિત્તમાં વર્તતી હોય. સર્વ સત્ત્વવિષયક હિતચિન્તાના સાચા અમૃત પરિણામમાં દશ પ્રકારનો ચારિત્રધર્મ અર્થાત્ સાધુધર્મ અને સાધુધર્મ પ્રાપ્ત કરવાની અભિલાષા રૂપ 'શ્રાવકધર્મ' અંતર્ગત રહેલો છે, એમ માનવું જોઈએ. સકલ સત્ત્વવિષયક હિતચિન્તાનો પરિણામ એ જ ભાવધર્મ છે અને એ ધર્મમાં જ વિશ્વના તમામ પદાર્થોને નિયમમાં રાખવાની તાકાત છે. એ ભાવધર્મને ટકાવવા માટે, પેદા કરવા માટે કે વધારવા માટે

જેટલા જેટલા માર્ગો છે, તે બધા પણ કારણમાં કાર્યના ઉપચારથી ધર્મ છે. ભાવધર્મના કારણ રૂપ ધર્મ એ દ્રવ્યધર્મ છે. એક પ્રભુની આજ્ઞાના ભાવપાલન રૂપ છે અને બીજો પ્રભુની આજ્ઞાના દ્રવ્યપાલન સ્વરૂપ છે. ભાવ અને દ્રવ્ય ઉભય પ્રકારે પ્રભુની આજ્ઞાનું પાલન અને તે પાલન ઉપરનું બહુમાન, એને અનુક્રમે બોધિ અને તેનું બીજ કહેવાય છે. એવી બોધિ અને એનું બીજ પ્રાપ્ત કરી, જગતના આત્માઓ ત્રણેય કાળમાં સુખી થાઓ, સુખી થાઓ, સુખી થાઓ,–એ ભાવના નિરંતર કર્ત્તવ્ય છે. એથી ભવવિરાગ અને મોક્ષાભિલાષ દૃઢ થવા સાથે શ્રી જિનેશ્વરદેવના શાસનનો સાચો પ્રભાવ જગતમાં વિસ્તાર પામે છે.



# સામાયિક અને નમસ્કાર

સામાયિક એટલે સર્વ જીવો આત્મતુલ્ય છે. એ સાધનાનો અભ્યાસ નવકાર એટલે પોતાનો આત્મા પરમાત્મતુલ્ય છે, એની સાધનાનો અભ્યાસ. જીવનમાં સામાયિક અને સ્મરણ–ધ્યાંનમાં નવકાર. સામાયિક એ જીવનમાં જીવવાનો અભ્યાસ છે. સામાયિક રૂપ પ્રત્યક્ષ જીવનના અભ્યાસ વડે નવકારથી ફલિત થતા પરોક્ષ મોક્ષસુખની પ્રાપ્ત થાય છે. એ રીતે 'કરેમિ ભંતે'નો 'ક'કાર અને 'નવકારમંત્ર'નો 'ન'કાર પ્રાપ્ત થવો એ પરમ પુણ્યોદય છે. કરેમિ ભંતે એ દ્વાદશાંગીનો સંક્ષેપ છે. નવકાર એ દ્વાદશાંગીનો સાર છે. સાર એટલે ફળસંક્ષેપ, એટલે ટૂંકો અર્થ–કાર્યક્રમ. સામાયિકના ટૂંકા અર્થ કાર્યક્રમ વડે–તેની સાચી સાધના વડે શ્રી પરમેષ્ઠિપદની પ્રાપ્તિ થાય છે. શ્રી અરિહંત પ્રથમ પરમેષ્ઠિ રૂપ હોવા છતાં શ્રી પંચપરમેષ્ઠિમય છે. **અરિહંતના ધ્યાનથી શ્રી પંચપરમેષ્ઠિનું ધ્યાન થાય છે અને શ્રી પંચપરમેષ્ઠિના ધ્યાનથી શ્રી અરિહંતનું ધ્યાન થાય છે.** સામાયિક એ પરમેષ્ઠિ થવાની સાધના છે. નવકાર એ સાધનાના પરિણામે મળનારી પદવીનો દ્યોતક છે. નવકાર એ નિશ્ચય રત્નત્રયીનું પ્રતીક છે. સામાયિક એ વ્યવહાર રત્નત્રયીનું પ્રતીક છે. નિશ્ચય એ ફળ છે. વ્યવહાર એ સાધન છે.

"નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર;
પુણ્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર."
(ઉ. શ્રી યશોવિજયજી મ.)

વ્યવહારનું પાલન એ નિશ્ચયનું સાધન છે. નિશ્ચયનું ધ્યાન વ્યવહારનું વિશોધક છે. નવકારને લક્ષ્યમાં રાખીને સામાયિકનું આચરણ કરનાર નિયમા મુક્તિસુખને પ્રાપ્ત કરે છે. સામાયિકનો વ્યવહાર શુભ હોવાથી પુણ્યનો ઉત્પાદક છે. નવકારનું ધ્યાન લક્ષ્યને ઓળખાવનાર હોવાથી વ્યવહારને સુધારનાર છે. 'शिवमस्तु सर्व जगतः' એ સામાયિકના પરિણામ છે. 'नमो अरिहंताणं' એ નિશ્ચયનું લક્ષ્ય છે. વેદના મહા વાક્યની જેમ એ ચૌદ પૂર્વ અને દ્વાદશાંગીનું મહા વાક્ય છે. વેદ, વેદાંગ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર અને પુરાણોનું તાત્પર્ય જીવ બ્રહ્મૈક્ય છે. દ્વાદશાંગીનું રહસ્ય પરમેષ્ઠિ નમસ્કાર અને એ દ્વારા શુદ્ધાત્મ સ્વરૂપનું પરિણમન છે.

નમસ્કાર એ અનુમોદન સ્વરૂપ છે. અનુમોદન અને પ્રમોદ—એ બે પર્યાય શબ્દો છે. 'अनु पश्चात मोदनं, प्रकर्षेण मोदनं।' 'ગુણ જોઈને પહેલાં કે પછી ખુશ થવું—ઉત્કૃષ્ટપણે રાજી થવું, તે અનુમોદન અને પ્રમોદ છે.' નમસ્કાર તેનો સૂચક છે. જો હૃદયમાં અનુમોદના કે પ્રમોદ ન હોય, જેને નમવામાં આવે છે તેના ગુણ ઉપર પક્ષપાત ન હોય, તે જે માર્ગે ગયા હોય તે માર્ગે જવાની વૃત્તિ ન હોય અને તેમણે જે કહ્યું હોય તે જાણવાની ઇચ્છા કે જિજ્ઞાસા સુદ્ધા

ન હોય; તો તેઓને કરેલો તે નમસ્કાર જુઠ્ઠો છે—સાચો નથી: દ્રવ્યનમસ્કાર છે—ભાવનમસ્કાર નથી. પરંતુ ગુણનો પક્ષપાત અને એ પક્ષપાત સહિત સાચો નમસ્કાર આવે ક્યારે? ગુણનો પક્ષપાત એ ગુણો પ્રત્યે શ્રદ્ધા માંગે છે. ગુણોમાં ઉપાદેયપણાની બુદ્ધિ એ જ સાચી શ્રદ્ધા છે. જ્યાં સુધી જેને નમવામાં આવે છે તેના ગુણોમાં ઉપાદેયબુદ્ધિ નથી, તે ગુણો આદરવા લાયક છે—આચરવા લાયક છે એવો ખ્યાલ નથી, એ ગુણોને જીવનમાં લાવવા પ્રત્યે ઉદાસીનતા છે અને ઉપેક્ષાબુદ્ધિ કે હેયબુદ્ધિ છે; ત્યાં સુધી સાચો નમસ્કાર—ભાવનમસ્કાર ક્યાંથી થાય?

ગુણોમાં ઉપાદેયબુદ્ધિ એ ભાવનમસ્કારનું પ્રથમ પગથિયું છે. જ્યાં સુધી ચિન્તામણિ અને કામધેનુ કરતાં પણ પરમેષ્ઠિઓને જે ગુણો પ્રાપ્ત થયા છે. તેની કિંમત અધિક છે એવો ખ્યાલ ન આવે—એનું સાચું ભાન ન થાય; ત્યાં સુધી ભાવનમસ્કાર આવી શકતો નથી. આજે તો મોટે ભાગે જેને નમવામાં આવે છે તેના ગુણોનું જ્ઞાન નથી. જ્ઞાન છે તેને ઉપાદેયબુદ્ધિને બદલે ઉપેક્ષાબુદ્ધિ છે, અથવા આગળ વધીને કહીએ તો હેયબુદ્ધિ હોય તેવો વર્તાવ છે. પરમેષ્ઠિઓએ પાંચ વિષય ત્યજ્યા છે અને ચાર કષાય જીત્યા છે. પાંચ મહાવ્રતો અને પાંચ આચારોમય તેઓનું જીવન છે અષ્ટપ્રવચનમાતા અને ૧૮૦૦૦ શીલાંગ રથના તેઓ ધોરી છે. તેમાંની કોઈ પણ વસ્તુ ઉપર જેઓને પ્રેમ નથી, આદર નથી, મેળવવાની કે જાણવાની પણ ઇચ્છા કે

દરકાર નથી; તેઓનો નમસ્કાર ભાવનમસ્કાર કેવી રીતે બની શકે?

નમસ્કારને ભાવનમસ્કાર બનાવવા માટે ગુણબહુમાન રૂપ ભાવ જોઈએ. બીજ વાવ્યા વિના જેમ કદી પણ ધાન્ય ઉગે નહિ, તેમ ગુણો ઉપર બહુમાન-આદરભાવ રૂપ બીજનું આધાન કે વાવેતર કર્યા વિના ગુણપ્રાપ્તિ અને તેના ફળ રૂપે મોક્ષપ્રાપ્તિ રૂપી ધાન્ય ક્યાંથી ઉગે? ગમે તેટલી વૃદ્ધિ થાય અને ગમે તેટલી ભૂમિ શુદ્ધ હોય, પરંતુ બીજ વાવ્યા વિના હજાર હેતુઓએ પણ ધાન્ય ઉગી શકે નહિ! 'वपनं धर्मबीजस्य सत्प्रशंसादि।' સત્પુરૂષોના ગુણોનું બહુમાન અને પ્રશંસા એ ધર્મબીજનું સાચું વપન છે. પરમેષ્ઠિઓમાં રહેલા અનેક ગુણોને ચિન્તામણીથી અધિક માનો, કામધેનુથી અધિક માનો, કલ્પવૃક્ષથી અધિક માનો અને કામકુંભથી અધિક માનો, કેમ કે-એ બધામાં ઈચ્છા પૂરવાનું અને ચિન્તા ચૂરવાનું જે સામર્થ્ય છે, તેથી કેઈગણું અધિક સામર્થ્ય સાચા ગુણો અને તેના બહુમાનમાં રહેલું છે. અથવા કહો કે-ચિન્તામણિ આદિમાં જે સામર્થ્ય આવે છે તે સામર્થ્ય તેનું પોતાનું નથી, પણ ગુણબહુમાનના ભાવથી બંધાએલા અચિન્ત્ય સામર્થ્યવાળા પુણ્યમાં છે. પુણ્ય અચિન્ત્ય સામર્થ્યવાળું છે. તે ગુણબહુમાનના ભાવથી ઉપાર્જન થાય છે, તેથી તે ચિન્તામણીથી-કામધેનુથી અધિક છે.

નવકારનું પુનઃ પુનઃ રટણ એક બાજુ પુણ્યને વધારે

છે, જ્યારે બીજી બાજુ પાપનો નાશ કરે છે. નવમું પાપસ્થાન લોભ અને અઢારમું પાપસ્થાન મિથ્યાત્વશલ્ય, એ બધા પાપોમાં સૌથી મોટા ગણાય છે. તે બંનેનો નાશ એકજ નવકારથી સધાય છે, કેમ કે—નવકાર દુન્યવી લોભનો શત્રુ છે અને મુક્તિસુખનો લોભ જીવમાં જગાડે છે. નવકાર પાપને પાપ નહિ માનવા રૂપ તથા પુણ્યને પુણ્ય નહિ માનવા રૂપ જડતાનો નાશ કરે છે અને શુદ્ધ દેવ-ગુરૂ-ધર્મ ઉપર પ્રેમ પેદા કરે છે.



## નવકારનું સામર્થ્ય

મહામંત્ર નવકાર એ શ્રી જૈનશાસનનો પરમ મંત્ર છે. તમામ આરાધનાનું એ અંતિમ રહસ્ય છે. નવકારને પકડવાથી બધી જ ઉત્તમ આરાધના પકડમાં આવી જાય છે. નવકારનું પુનઃ પુનઃ રટણ કરનાર અંતે શ્રી પંચપરમેષ્ઠિસ્વરૂપ બને છે. અથવા નવકારના પ્રથમ પદસ્વરૂપ 'નમો અરિહંતાણં'નું પુનઃ પુનઃ રટણ કરનાર આત્મા અંતે શ્રી અરિહંતસ્વરુપ બને છે. નવકારનું સામર્થ્ય અદ્‌ભુત છે. તે સર્વાંગશુદ્ધ મહામંત્ર છે તથા બીજા પણ તમામ મહામંત્ર અને પ્રવર વિદ્યાઓના ઉત્કૃષ્ટ બીજસ્વરૂપ છે.

# આત્મજ્ઞાન સર્વથી શ્રેષ્ઠ શાથી?

લોકો હંમેશાં મોટી બાબતો તરફ દોડે છે અને નાની બાબતોને વિસરી જાય છે. તેઓ સમાજના, દેશના અને વિશ્વના ભારેખમ વિચારો કરે છે અને પોતાના, પોતાના કુટુંબીઓના અને ઘરના સીધા-સાદા વિચારો કરવાનું વિસરી જાય છે. મોટાં ગ્રન્થો, ઇતિહાસો અને શાસ્ત્રોમાં ગુંચવાયા કરે છે અને નાની નોંધપોથી, દિનચર્યા અને દરરોજની વાતો વિસરી જાય છે: આદર્શોનાં જંગલોમાં રખડે છે અને વાસ્તવિકતાની કેડીઓને છોડી દે છે: તેમજ મોટી વસ્તુઓના ઝગમઘાટમાં નાની વસ્તુઓ દેખાતી નથી.

પરંતુ આ દોષ છે-સ્થૂલ બુદ્ધિનું વિપરીત પરિણામ છે. મોટી વસ્તુઓ હંમેશાં નાની વસ્તુઓમાંથી બનેલી હોય છે. મોટું સરોવર નાના ટીંપાઓથી ભરાયેલું છે. આકાશગંગા અસંખ્ય તારાઓની બનેલી છે. ચારિત્ર નાનાં નાનાં આચારણોની હથોડીથી ઘાટ પામેલું હોય છે. મહાન વસ્તુઓ પ્રથમ નાની જ હોય છે. સાગર જેવી ગંગા પ્રથમ ગંગોત્રીની નાની ધારાજ હોય છે. વડનું મોટું વૃક્ષ પ્રથમ નાના બીજસ્વરૂપ હોય છે. પરબ્રહ્મ પરમાત્મા પણ પ્રથમ નાના જીવાત્મા રૂપે જ હોય છે. નાની બાબત નાની છે-એમ સમજી, તેના તરફ બેદરકાર રહેવું એ સૂક્ષ્મ દૃષ્ટિની

ખામી સૂચવે છે. નાની બાબતો મોટી બાબતોનાં અવયવો સ્વરૂપ છે—એમ માની, તેના તરફ વધારે કાળજી રાખવી એ જ સાચી દૃષ્ટિ છે.

'यथा पिंडे तथा ब्रह्मांडे ।'—એ ન્યાયે નાની વસ્તુઓને સમજનાર મોટી વસ્તુઓને આપોઆપ સમજશે. પોતાને ઓળખી લેનાર આખા વિશ્વને સહેલાઈથી ઓળખી લે છે. આત્મજ્ઞાનને એટલા માટે જ સર્વથી શ્રેષ્ઠ જ્ઞાન કહ્યું છે.

જીવનની પ્રત્યેક ક્રિયાને સૂક્ષ્મ રીતે અવલોકી, તેમાં શુદ્ધિ, સમજ અને સરલતા લાવવી જોઈએ. કેમ બોલવું, કેમ ચાલવું, કેમ બેસવું, કેમ ઉઠવું, કેમ ખાવું, કેમ પીવું—એવી નાની નાની જણાતી ક્રિયાઓ જ સંસ્કૃતિના પાયાની ઈંટો છે. નજીવી લાગતી બાબતોને પણ બુદ્ધિ અને અંતઃકરણની કેન્દ્રિત કરેલી સમગ્ર શક્તિ વડે જોનારને, વિચારનારને અને આચરનારને જ તેમાં મહત્તાના દર્શન થશે.

બીજી રીતે વિચારતાં, જેને મોટાં પુસ્તકો વાંચવા હશે, તેને નાના અક્ષરો શીખવા પડશેઃ જેને ભવ્ય શિલ્પ-સ્થાપત્યો સર્જવા હશે, તેને નાનાં હથોડી—ટાંકણા હાથમાં લેવા પડશે : જેને અદ્‌ભુત નૃત્ય કરવું હશે, તેને ચૈતન્યના નાનામાં નાના થડકારનો પણ અભ્યાસ કરવો પડશેઃ તેમજ જો લાખોના હૃદયને ડોલાવનાર સંગીત રેલાવવું હશે, તો નાના પણ સ્વરો અને સૂરોને ઘુંટી ઘુંટીને પી જવા પડશે.

બ્રહ્માંડને ઓળખવા માટે પિંડને ઓળખવો જરૂરી

છે. પરમાત્માનું જ્ઞાન મેળવવા માટે પ્રથમ જીવાત્માને સમજવો આવશ્યક છે. પાઠશાળાઓમાં જીવવિચારનું જ્ઞાન પ્રથમ આપવામાં આવે છે, તેની પાછળ સૂક્ષ્મ વિચાર છે. નાનામાં નાના જીવનું જ્ઞાન પણ સમગ્ર જીવસૃષ્ટિના વિશાળ વિજ્ઞાનનો પાયો છે.

卐

## સદ્‌ગુણ સાધનાનું મહત્ત્વ

Spiritual principales can only be acquired after long discipline in the pursuit and practise of virtue.

સદ્‌ગુણ સાધનાના માર્ગમાં લાંબા સમય સુધી શિસ્ત પાળ્યા પછી જ આધ્યાત્મિક સિદ્ધાન્તો પ્રાપ્ત કરી શકાય છે.

# વિચાર અને વર્તન

સારો પાક જો ઉતારવો હોય, તો સારાં ‘બીજ’ મેળવવાં જોઈએ. જમીન ગમે તેવી ફળદ્રુપ હોય, હવા-પાણી ગમે તેટલાં અનુકૂળ હોય અને ખેડુત ગમે તેટલો ઉદ્યમી હોય, તો પણ સારાં ‘બીયારણ’ વિના સારો પાક નહિ ઉતરી શકે. જેવું બી હશે તેવું જ ફળ આવશે. વિચારો અને ભાવનાઓ એ જીવનના ‘બીયારણ’ છે. ઉત્તમ વિચાર કે ઉન્નત ભાવના એ ઉત્તમ ‘બી’ જેવી છે. આખો દિવસ વૈતરૂં કરીને કે ઘાંચીના બળદની જેમ યંત્રવત્ પ્રવૃત્તિમાં જોતરાયા રહેવાથી જ ઉત્તમ ફલો મેળવી શકાતાં નથી. વર્તનની કિંમત ઘણી છે, પણ વિચારની કિંમત ભૂલીને નહિ.

સારો ખેડુત પ્રથમ ઉત્તમ ‘બી’ મેળવશે, પછી તેને વાવશે, સારૂં ખાતર આપશે, પાણી પાઈને મોલ તૈયાર કરશે, મોલને કણસલાં આવશે ત્યાં સુધી તેનું જતન કરશે અને આજુબાજુ નિંદામણ કરશે તથા સદા જાગ્રત રહી લણવા સુધી ધૈર્ય રાખશે. વિચાર રૂપી બી ઉત્તમ હોય, તો પણ તેને વાવ્યા વગર કે ઉછેર્યા વગર કશું નિષ્પન્ન થવાનું નથી. વિચારને વર્તનમાં પરિણમાવ્યા વિના મહત્તા મળતી જ નથી. છતાં બી તે તો બીજ છે. તે ભૂમિમાં પડ્યું

નથી ત્યાં સુધી કાંઈ નિષ્પન્ન થતું નથી—એ વાત સત્ય છે, તો પણ તેનામાં શક્યતા તો રહેલી જ છે. આ વિચાર રૂપી બી પણ કોઈ બીજા વર્તન રૂપી છોડના ફળમાંથી જ છૂટું પડેલું છે. એ રીતે વિચાર અને વર્તન વસ્તુતઃ એક જ વિકાસ યોજનાના બે જુદા જુદા છેડા છે. વિચાર કે ભાવના એ પણ એક પ્રકારનું કાર્ય જ છે, તેથી તેનું પણ કારણ શોધવું જોઈએ. એ કારણ પૂર્વના વર્તન સિવાય બીજું કોઈ નથી. જીવનક્ષેત્રમાં ઉત્તમ પાક પકવવા ઈચ્છનારે ઉત્તમ વિચારોની કિંમત જેમ ઓછી નહિ આંકવી જોઈએ, તેમ ઉત્તમ વિચારોની કિંમત આંકનારાઓએ ઉત્તમ વર્તનની પણ તેટલી જ કિંમત આંકવી જોઈએ.

卐

## ગુણો મેળવવા પ્રયત્ન કરો!

" गुणेषु यत्नः क्रियतां, किमाटोपैः प्रयोजनम् ।
विक्रियन्ते न घण्टाभिर्गावः क्षीरविवर्जिताः ॥"

ભાવાર્થ—જેમ દૂધ વિનાની વંધ્યા ગાયને ગળે ઘંટા-ઘુઘરમાળ વગેરે બાંધીને શણગારવાથી દૂધનો અર્થી તેને ખરીદ કરતો નથી, તેમ મનુષ્ય પણ ગુણ વિના કેવળ ખોટા આડંબર કરે તેથી તે મોટો બની જતો નથી. આથી વાસ્તવિક મહત્તા પ્રાપ્ત કરવા માટે પ્રતિદિન ગુણો મેળવવા પ્રયત્ન કર્યા કરવો, એ જ વિવેકી મનુષ્યોનું પરમ-શ્રેષ્ઠ કર્ત્તવ્ય છે.

# કાવ્ય સંચય

## (સદ્‌ગુણપોષક દુહાઓ સંબંધી બે બોલ.)

માણસ જેવું ગાય છે, તેવું જ ધીમે ધીમે તેનું ઘડતર થતું જાય છે. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને બીજા પણ સદ્‌ગુણપોષક કાવ્યોનું જો નિયમિત રીતે વારંવાર રટણ કરવામાં આવે અને તેને મનનપૂર્વક ભાવિત કરવામાં આવે, તો અંતરાત્મામાં છૂપાએલ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યાદિ સંસ્કારોને પ્રગટ કરવાની સુંદર તક મળે છે. મનુષ્યનું મન એ અનેક પ્રકારના સંકલ્પોનું એક મોટામાં મોટું સંગ્રહ-સ્થાન છે. તેમાં શુભ ભાવો પણ છે અને અશુભ ભાવો પણ છે. દયા, દાન, પ્રેમ, કૃતજ્ઞતા, પરોપકાર, ભક્તિ, શ્રદ્ધા, મૈત્રી આદિ ભાવો—એ શુભ ભાવો ગણાય છે અને ક્રોધ, દ્રોહ, ઈર્ષ્યા, અસૂયા, અશ્રદ્ધા, કૃતઘ્નતા અને કેવળ સ્વાર્થપરાયણતાદિ અશુભ ભાવો ગણાય છે.

આ શુભાશુભ ભાવો નિમિત્ત પામીને પ્રગટ થાય છે. ઉત્તમ સંસ્કારપોષક શુભ ભાવોને પ્રગટ થવાની જો વારંવાર તક આપવામાં આવે, તો સહજ ભાવે મન પોતે જ સુસંસ્કારોના રંગથી રંગાઈ જાય છે. પછી તો વારંવારના અભ્યાસના બળથી તે તેનો સ્વભાવ જ બની જાય છે. આ રીતે પ્રયત્ન દ્વારા અનેક મહાપુરુષોએ પોતાના મનને પવિત્ર

# કાવ્ય સંચય

## ( સદ્‌ગુણપોષક દુહાઓ આદિ. )

સુખકર સાહિબ સેવિયે, શ્રી શંખેશ્વર પાસ;
જાસ સુજસ જગ વિસ્તર્યો, મહિમા નિધિ આવાસ. ૧

ૐ હ્રીં અર્હં પાસજી, મૂલ મંત્ર એ બીજ;
જપતાં દુરિત સવિ ખપે, આવી મલે સવિ ચીજ. ૨

ધરણરાય પદ્માવતી, હાજર રહે હજુર;
સેવક વંછિત પૂરવે, વિઘ્ન કરે ચકચૂર. ૩

ગુરૂ ગિરૂઆ ગુણ આગલા, ઉપકારી શિરદાર;
ધર્મ મર્મ સવિ જાણિયે, તત્ત્વાતત્ત્વ વિચાર. ૪

મુંગા વાચા પામતા, પંગુ ગિરિ ચઢી જાય;
ગુરૂકૃપા બલ ઔર હૈ, અંધ દેખન લગ જાય. ૫

ગુરૂમુખ નિરખી મલકજો, પરમ પુરૂષ સમ થાય;
રોમ રોમ જ્યોતિ જગે, ધર્મરત્ન પ્રગટાય. ૬

આગમ પાઠ અભિનવી, જિનવાણી ગુણ ખાણી;
તેહી જ પ્રણમું સરસ્વતી, જેમ લહું અવિચળ વાણી. ૭

તું સરસ્વતી તું શારદા, તું બ્રહ્માણી સાર;
વિદ્યા માતા તું કહી, તુજ ગુણનો નહિ પાર. ૮

હંસગામિની તું સહિ, વાગીશ્વરી તું હોય;
દેવીકુમારી તું સહિ, તુઝ સમ અવર ન કોય.
દેવ જપો અરિહંતને, ગુરૂ સેવો નિર્ગ્રંથ;
દયા ધર્મ પાળો સદા, એ મુક્તિનો પંથ.
નિત્ય પ્રભાતે ઊઠવું, રાખી મન ઉમંગ;
ધરવું ધ્યાન વીતરાગનું, કરવું નિર્મળ અંગ.
ચાર ઘડી રાત્રિ પછી, સૂર્ય ઉદય પર્યંત;
બ્રાહ્મમુહૂર્ત તે જાણવું, ભજન ધ્યાન બલવંત.
હું પ્રભુ અરજી કરૂં, તું છે દીન દયાળ;
મુજ અધમને તારવા, કર કૃપા કૃપાળ.
તુજ વિણ ઈણ સંસારમાં, શરણું નહિ કોઈ સ્વામ;
તુજ ચરણોથી પામીયે, અનંત સુખોનું ધામ.
જગતારણ જગવાલ હો, તું જગ જય જયકાર;
જે તુજ ચરણે નિત્ય રહે, તે તરીયા સંસાર.
ત્રણ ભુવનમાં તું વડો, તુમ સમ અવર ન કોય;
ઇંદ્ર ચંદ્ર ચક્રી હરિ, તુજ પદ સેવે કોય.
મૈં અપરાધી જનમકા, નખશિખ ભરા વિકાર;
તુમ દાતા દુઃખ ભંજના, મેરી કરો સંભાર.
અગ્નિ કેરા બળ થકી, માખણનું ઘી થાય;
અંતરવૃત્તિ ધ્યાનથી, પરમાતમ પ્રગટાય.
અહંકારને છોડીને, ભજો અરિહંત સાર;
રાગ દ્વેષના ત્યાગથી, પામો મોક્ષનું દ્વાર.

સુમિરન સુરત લગાઈ કે, મુખ તે કચ્છુ ન બોલ;
બાહર કે પટ દેઈ કે, અંતર કે પટ ખોલ. ૨૦

શ્વાસ શ્વાસમેં નામ લે, વૃથા શ્વાસ મત ખોય;
ન જાનો યે શ્વાસકો, આવન હોય ન હોય. ૨૧

કર ભક્તિ ભગવંતની, કર પરમારથ કામ;
કર સુકૃત જગમેં સદા, રહે અવિચલ નામ. ૨૨

જલમેં વસે કુમુદિની, ચંદ્રમા વસે આકાશ;
જો જાકે મનમેં વસે, સો તાકે રહે પાસ. ૨૩

અંતર શુદ્ધ કર્યા વિના, પ્રભુ ભજવા તે વ્યર્થ;
ઔષધ સેવે શું થશે, પળાય નહિ જો પથ્ય. ૨૪

જિનપૂજા જસ ઘર નાહિ, નહિ સુપાત્રે દાન;
તે કેમ પામે બાપડા, વિદ્યા રૂપ નિધાન. ૨૫

તિમિર ગયે રવિ દેખતે, કુમતિ ગઈ ગુરૂજ્ઞાન;
સુમતિ ગઈ અતિ લોભસે, ભક્તિ ગઈ અભિમાન. ૨૬

**સમ્યગ્દૃષ્ટિ** જીવડો, કરે કુટુંબ પ્રતિપાલ;
અંતરથી ન્યારો રહે, જ્યું ધાવ ખેલાવે બાલ. ૨૭

સમ્યક્ શ્રદ્ધાવાન નર, અજર અમર ગુણધામ;
કર્મબંધ તે નવ કરે, કરે નિર્જરા કામ. ૨૮

પંકજ જળ જેમ ભિન્ન રહે, તેમ રહે સમ્યક્ત્વવાન;
લિપ્ત ન થાય કર્મથી, આતમ શ્રદ્ધાવાન. ૨૯

જે સમતામાં લીન થઈ, કરે અધિક અભ્યાસ;
અખિલ કર્મ તે ક્ષય કરી, પામે શિવપુર વાસ. ૩૦

અશુચિ દેહથી ભિન્ન નિજ, દેખે શુદ્ધ સ્વરૂપ;
તે જ્ઞાતા સૌ શાસ્ત્રના, શિવસુખ લહે અનૂપ. ૩૧

તજી કલ્પના જાળ સૌ, પરમ સમાધિવંત;
આતમ ધ્યાને લીન થઈ, પામે સુખ અનંત. ૩૨

છે પિંડસ્થ પદસ્થ, રૂપસ્થ ને રૂપાતીત;
જિનભાષિત એ ધ્યાન સૌ, ધ્યાવો એકે ચિત્ત. ૩૩

સમ્યગ્‌દૃષ્ટિ જીવને, દુર્ગતિ ગમન ન થાય;
પૂર્વબંધ ક્ષય થઈ જતાં, જરૂર મોક્ષે જાય. ૩૪

રાગ દ્વેષ બે ટાળીને, ધારે સમતા ભાવ;
સામાયિક ચારિત્ર તે, કહે જિનવર મુનિરાય. ૩૫

રાગ દ્વેષ મળ ગાળવા, ઉપશમ રસ ઝીલો;
આતમ પરિણતિ આદરી, પર પરિણતિ પીલો. ૩૬

નિજ સ્વરૂપ જાણ્યા વિના, જીવ ભમે સંસાર;
જબ નિજ સ્વરૂપ પીછાણીએ, તબ લહે ભવકો પાર. ૩૭

નિજ સ્વરૂપમેં લીનતા, નિશ્ચય સંવર જાણ;
સમિતિ ગુપ્તિ સંયમ ધર્મ, કરે પાપકી હાણ. ૩૮

સકલ સાધન સિદ્ધતા, સમતા પ્રગટે થાય;
ક્ષાયિક સમતા પ્રગટતાં, બાકી ન કાર્ય રહાય. ૩૯

નિયતિ વશે હલુ કરમો થઈ ને, નિગોદ થકી નીકળીઓ;
પુણ્યે મનુજ ભવાદિક પામી, સદ્‌ગુરૂને જઈ મળીયો. ૪૦

ભવસ્થિતિનો પરિપાક થયો તવ, પંડિત વીર્ય ઉલ્લસીયો;
ભવ્ય સ્વભાવે શિવગતિ પામી, શિવપુર જઈ ને વસીયો. ૪૧

આતમ સાખે ધર્મ જ્યાં, ત્યાં જનનું શું કામ;
જન મનરંજન ધર્મનું, મૂલ ન એક બદામ. ૪૨

પઢના ગુણના સબીહી જુઠા, જબ નહિ આત્મપીછાણ;
વર વિના કયા જાનતમાસા, લુણ વિના ભોજનકું ખાના. ૪૩

અશુભ કરમકો હરણકું, મંત્ર બડો નવકાર;
વાણી દ્વાદશ અંગમેં, દેખ લીઓ તત્ત્વસાર. ૪૪

સકલ મંત્ર શિર મુકુટમણિ, સદ્ગુરૂ ભાષિત સાર;
સો ભવિયા મન શુદ્ધશું, નિત્ય જપીએ નવકાર. ૪૫

એક જ અક્ષર એક જ ચિત્ત, સમર્યા સંપત્તિ થાય;
સંચિત સાગર સાતનાં, પાતિક દૂર પલાય. ૪૬

નમસ્કાર અરિહંતને, વાસિત જેહનું ચિત્ત;
ધન્ય તેહ કૃતપુણ્ય તેહ, જીવિત તાસ પવિત્ત. ૪૭

આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુર્ગતિ વાસ;
ભયક્ષય કરતાં રે સમરતાં, લહિએ સુકૃત અભ્યાસ. ૪૮

પંચ નમસ્કાર એ સુપ્રકાશ, એહથી હોયે સવિ પાપ નાશ;
સર્વ મંગલ તણું એહ મૂલ, સુજસ વિદ્યા વિવેકાનુકૂલ. ૪૯

અરિહંતાદિ સુન વહ પદ, નિજ મન ધરે જો કોઈ;
નિશ્ચય તસુ નરસેહ રહ, મનવંછિત ફલ હોઈ. ૫૦

અરિહંતદેવ સુસાધુ ગુરૂ, ધર્મ જ દયા વિશાલ;
જપ હુ મંત્ર નવકાર તુમ, અવર મ ઝંખો આળ. ૫૧

આરાહિજ્જઈ દેવ ગુરૂ, દિઓ સુપાત્રે દાન;
તપ સંજમ ઉપકાર કરી, કર સફલો અપ્પાણ. ૫૨

અશુચિ દેહથી ભિન્ન નિજ, દેખે શુદ્ધ સ્વરૂપ;
તે જ્ઞાતા સૌ શાસ્ત્રના, શિવસુખ લહે અનૂપ. ૩૧

તજી કલ્પના જાળ સૌ, પરમ સમાધિવંત;
આતમ ધ્યાને લીન થઈ, પામે સુખ અનંત. ૩૨

છે પિંડસ્થ પદસ્થ, રૂપસ્થ ને રૂપાતીત;
જિનભાષિત એ ધ્યાન સૌ, ધ્યાવો એકે ચિત્ત. ૩૩

સમ્યગદૃષ્ટિ જીવને, દુર્ગતિ ગમન ન થાય;
પૂર્વબંધ ક્ષય થઈ જતાં, જરૂર મોક્ષે જાય. ૩૪

રાગ દ્વેષ બે ટાળીને, ધારે સમતા ભાવ;
સામાયિક ચારિત્ર તે, કહે જિનવર મુનિરાય. ૩૫

રાગ દ્વેષ મળ ગાળવા, ઉપશમ રસ ઝીલો;
આતમ પરિણતિ આદરી, પર પરિણતિ પીલો. ૩૬

નિજ સ્વરૂપ જાણ્યા વિના, જીવ ભમે સંસાર;
જબ નિજ સ્વરૂપ પીછાણીએ, તબ લહે ભવકો પાર. ૩૭

નિજ સ્વરૂપમેં લીનતા, નિશ્ચય સંવર જાણ;
સમિતિ ગુપ્તિ સંયમ ધર્મ, કરે પાપકી હાણ. ૩૮

સકલ સાધન સિદ્ધતા, સમતા પ્રગટે થાય;
ક્ષાયિક સમતા પ્રગટતાં, બાકી ન કાર્ય રહાય. ૩૯

નિયતિ વશે હલુ કરમો થઈ ને, નિગોદ થકી નીકળીઓ;
પુણ્યે મનુજ ભવાદિક પામી, સદ્ગુરૂને જઈ મળીયો. ૪૦

ભવસ્થિતિનો પરિપાક થયો તવ, પંડિત વીર્ય ઉલ્લસીયો;
ભવ્ય સ્વભાવે શિવગતિ પામી, શિવપુર જઈ ને વસીયો. ૪૧

ગ્રંથ પંથ સબ જગતકે, બાત બતાવત દોય;
સુખ દિને સુખ હોત હૈ, દુઃખ દિને દુઃખ હોય. ૮૬

સુર સુંદરી કહે ચાતુરી, ધન યૌવન વર દેહ;
મન વલ્લભ મેલાવડો, પુણ્યે પામીજે એહ. ૮૭

મયણા કહે મતિ ન્યાયની, શીલશું નિર્મલ દેહ;
સંગતિ ગુરૂ ગુણવંતની, પુણ્યે પામીજે એહ. ૮૮

ટાળે દાહ તૃષા હરે, ગાળે મમતા પંક;
તીન ગુણ તીરથ લહે, તાકું ભજો નિઃશંક. ૮૯

અનુભવ રત્ન ચિંતામણી, અનુભવ હે રસકૂપ;
અનુભવ મારગ મોક્ષનો, અનુભવ સિદ્ધ સ્વરૂપ. ૯૦

જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ;
જ્યાં ન પહોંચે કવિ, ત્યાં પહોંચે અનુભવી. ૯૧

દર્શન દર્શન રટતો ફીરૂં, તો રણુ રોઝ સમાન;
દર્શન શુદ્ધ સ્વભાવનું, અનુભવ મન વિશ્રામ. ૯૨

નિજ નાભિમાં કસ્તુરી, પણ સ્વાદ ન જાણે હરણી;
ગળા સુધી ઘૃત ભર્યું, પણ સ્વાદ જાણે બરણી. ૯૩

જેમ રમતું મન વિષયમાં, તેમ જો આતમ લીન;
ક્ષણમાં શિવ સંપદ વરે, ન ધરે દેહ નવીન. ૯૪

આપ આપ અનુભવ કરો, તો શું વાંછિત દૂર;
કેવળજ્ઞાન પ્રગટ કરી, પામો સુખ ભરપૂર. ૯૫

જો પરભાવ સકલ તજી, દેખો આતમ ભાવ;
કેવલજ્ઞાન સ્વરૂપ થઈ, જલ્દી મોક્ષે જાવ. ૯૬

પૂર્ણ ત્યાગકી સાધના, કરતી કલિમલ ચૂર્ણ;
હો જાતા પામર મનુજ, પરમાતમ પ્રતિ પૂર્ણ. ૯૭

બાહિર દષ્ટિ દેખતાં, બાહિર મન ધાવે;
**આંતરદષ્ટિ** દેખતાં, અક્ષય પદ પાવે. ૯૮

કારણ બિન કારજ નહિ, નિશ્ચે એહ વચન;
હોત રસોઈ જબ મિલે, આગ જલન જલ અન્ન. ૯૯

નિશ્ચય દષ્ટિ હૃદય ધરી, પાળે જે વ્યવહાર;
પુણ્યવંત તે પામશે, ભવ સમુદ્રનો પાર. ૧૦૦

નિશ્ચય નવિ પામી શકે, પાળે નહિ વ્યવહાર;
પુણ્ય રહિત જે એહવા, તેહને કવણ આધાર. ૧૦૧

**નાણ** પરમ ગુણ જીવનો, નાણ ભવન્નવ પોત;
મિથ્યામતિ તમ ભેદવા, નાણ મહા ઉદ્યોત. ૧૦૨

નાણ સ્વભાવ જે જીવનો, સ્વ-પર પ્રકાશક જેહ;
તેહ નાણ દીપક સમું, પ્રણમો ધર્મ સનેહ. ૧૦૩

**શ્રુતથી** શુભ મતિ સંપજે, શ્રુતથી જાય વિકાર;
શ્રુત વાસિત જાણે ભલા, તત્ત્વાતત્ત્વ વિચાર. ૧૦૪

**જ્ઞાન** વડું સંસારમાં, જ્ઞાન પરમ સુખ હેત;
જ્ઞાન વિના જગ જીવડા, ન લહે તત્ત્વ સંકેત. ૧૦૫

શ્રુતજ્ઞાની સંસારનો, તરી પામે ભવપાર;
શ્રુત વિણ ભૂલા પ્રાણીઆ, ઈત ઉત ફિરે સંસાર. ૧૦૬

અધ્યાત્મ જ્ઞાને કરી, વિઘટે ભવભ્રમ ભીતિ;
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ. ૧૦૭

જ્ઞાની કે અજ્ઞાની જન, સુખ-દુઃખ રહિત ન કોઈ;
જ્ઞાની ધૈર્યથી ભોગવે, મૂર્ખ ભોગવે રોઈ. ૧૦૮

જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કર્મ ખપાવે જેહ;
બહુ કોડી વરસાં લગે, અજ્ઞાની કરે તેહ. ૧૦૯

કષ્ટ કરવું તે સોહિલું, આસાની પણ ખેલ;
જાણપણું જગ દોહિલું, જ્ઞાની મોહન વેલ. ૧૧૦

ભણતાં પંડિત નીપજે, લખતાં લહીયો થાય;
ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય. ૧૧૧

જાણ્યું તો તેનું ખરૂં, મોહે નવિ લેપાય;
સુખ-દુઃખ આવે જીવને, હર્ષ-શોક નવિ થાય. ૧૧૨

વિદ્યારૂપી ધન તણું, અતિ આશ્ચર્ય જણાય;
ખરચ્યા વિણ ખૂટી પડે, વધે જેમ વપરાય. ૧૧૩

વિદ્યાનું ધન જ્યાં હશે, ત્યાં છે લીલાલહેર;
વિદ્યા વિણ ધન શું કરે? અંતે ઝાઝાં વેર. ૧૧૪

વિદ્યા દેતી વિનયકો, વિનય પાત્રતા મિત્ત;
પાત્રતા ધન દેત હૈ, ધર્મ દેત સુખ નિત. ૧૧૫

ધન જન કંચન રાજસુખ, સબહી સુલભ કર જાન;
દુર્લભ હ સંસાર મેં, એક **યથારથ જ્ઞાન**. ૧૧૬

**નમે** જે આંબા આંબલી, નમે જે દાડમ દ્રાક્ષ;
એરંડ બિચારો કયા નમે, જિસકી ઓછી સાખ. ૧૧૭

નમન નમનમેં ભેદ હૈ, બહોત નમે નાદાન;
દગલબાજ દૂના નમે, ચિત્તા ચોર કમાન. ૧૧૮

લીલા ઝાડની ડાળીઓ, વાળે તેમ વળાય;
વળે સૂકેનતથી નહિ, ત્યારે તે સુકાય. ૧૧૯

વિનય વરીને વશ કરે, વિનયથી વધે મામ;
વિનય કર્યો કામણ કર્યું, વિનય વસે આરામ. ૧૨૦

વિનય સદા હસ લોકમેં, દેતા આદર માન;
વિદ્યા દી પરલોકમેં, દેત મુક્તિ કા સ્થાન. ૧૨૧

ચતુરને ચિંતા ઘણી, મૂરખને નહિ લાજ;
ભલી બૂરી જાણે નહિ, પેટ ભર્યાનું કાજ. ૧૨૨

પાન પદારથ ચતુર નર, વિણ તોલે વેચાય;
જ્યું જ્યું ચડે દેશાવરો, ત્યું ત્યું મોંઘા થાય. ૧૨૩

મુખ નૈન અરૂ નાશિકા, સબહિકો એક ઠોર;
કહેવું સુનવું દેખવું, ચતુરનકો કછુ ઓર. ૧૨૪

ધન જોબન અરૂ ઠાકરી, એતા પર અવિવેક;
એ ચારે ભેળા હુવે, અનરથ કરે અનેક. ૧૨૫

જ્ઞાની જ્ઞાની જાણે ખરો, સમજે અંતર ભેદ;
મૂરખને નહિ પારખું, ઉલટો કરશે ખેદ. ૧૨૬

વિવેક વિનાનો માનવી, સમજો પશુ સમાન;
વાનરને પણ છે જૂઓ, હાથ પાય મુખ કાન. ૧૨૭

ચતુરથી છાની ન રહે, કોઈ બુદ્ધિની વાત;
વૈદ્ય પારખે કર ગ્રહી, જેમ રોગની જાત. ૧૨૮

વગર બુદ્ધિના જોરથી, થતું હોત જો રાજ;
વાઘ વરૂ ને વાંદરાં, કરત જગતમાં રાજ. ૧૨૯

નવ સમજે ભાવાર્થને, કરે કાંઈનું કાંઈ;
ફાનસ સળગાવો કહ્યું, નાખ્યું ભડકામાંહિ. ૧૩૦
અક્ષર એક ન આવડે, પણ અભિમાન અપાર;
જગમાં તેને જાણવો, સહુ મૂરખ સરદાર. ૧૩૧
અજ્ઞાનીકો જ્ઞાન ન લાગે, સો સાધુકે સંગ;
મુંજ[1] ડબોયો ગંગમેં, જેમ તાણો તેમ તંગ. ૧૩૨
મૂરખ જાણે મુજ વિના, ચાલે નહિ વ્યવહાર;
ગયા યુધિષ્ઠિર રામ નળ, પણ ચાલે સંસાર. ૧૩૩
મગજ જેહનું પવન વશ, તેનો શો વિશ્વાસ;
પવન કદી વૃષ્ટિ કરે, કદી વૃષ્ટિનો નાશ. ૧૩૪
બાર ગાઉએ બોલી બદલે, તરૂવર બદલે શાખા;
બુઢાપણામાં કેશ બદલે, પણ લખણ ન બદલે લાખા. ૧૩૫
લોક લાજ માયા તજી, તજ્યો સિંહાસન રાજ;
એક પ્રકૃતિ ના તજી, તેથી ભયો અકાજ. ૧૩૬
સમજી પોતે સુધરીયે, સહુ જન નહિ સુધરાય;
પગે પગરખાં પહેરીએ, પૃથ્વી નહિ ઢંકાય. ૧૩૭
ક્રોધે ચડેલા ક્રોધીને, દીજે નહિ ઉપદેશ;
તેલ તપે જળ છાંટતાં, સળગી ઊઠે અશેષ. ૧૩૮
નિંદા સ્તુતિ નવ ગણો, હઈડે રાખી હામ;
સર્વનું શુભ ચાહીને, કર તું તારૂં કામ. ૧૩૯
પોથી પઢ પઢ જગતમાં, પંડિત ભયા ન કોય;
ઢાઈ અક્ષર પ્રેમકા, પઢે સો પંડિત હોય. ૧૪૦

1. એક જાતનું ઘાસ.

કામ ક્રોધ મદ લોભકી, જબ લગ મનમેં ખાણ;
તબ લગ પંડિત મૂરખ હી, દોનો એક સમાન. ૧૪૧

જન્મગાંઠના હર્ષના, ખાય બજાવે ગાય;
પણ પામર સમજે નહિ, દિવસ ગાંઠનો જાય. ૧૪૨

બડે ભયે તો ક્યા હુઆ, સબસે બડી ખજૂર;
બેઠનકો છાયા નહિ, ફળ લાગે સો દૂર. ૧૪૩

સાત વેંતના સર્વ જન, કિંમત અક્કલ તુલ્ય;
સરખા કાગળ હુંડીના, આંક પ્રમાણે મુલ્ય. ૧૪૪

જ્ઞાન ગર્વ મતિમંદતા, નિષ્ઠુર વચન ઉદ્ગાર;
રૌદ્રભાવ આળશ દશા, નાશ પંચ પ્રકાર. ૧૪૫

ક્રોધી લોભી કૃપણ નર, માનીને મદ અંધ;
ચોર જુગારી ચુગલ નર, આઠે દેખત અંધ. ૧૪૬

વિષ ધુણાવે ચમકિયો, રોમાંચિત કરે દેહ;
વિકસિત નયન વદન મુદ્રા, રસ દીયે **શ્રોતા** તેહ. ૧૪૭

**જાણ** જ શ્રોતા આગળે, વક્તા કલા પ્રમાણ;
તે આગળ ઘન શું કરે, જે મગશેલ પાષાણ. ૧૪૮

દર્પણ અંધા આગળે, બહિરા આગળ ગીત;
મૂરખ આગળ રસકથા, ત્રણે એક જ રીત. ૧૪૯

**વચન** રતન મુખ કોટડી, ચૂપ કર દીજે તાળ;
ઘરાક હોય તો ખોલીએ, વાણી વચન રસાળ. ૧૫૦

શબ્દ સરિખા ધન નહિ, જો કોઈ જાને બોલ;
હીરા તો દામે મિલે, શબ્દ ન આવે મોલ. ૧૫૧

વચન મોલ અમોલ હૈ, બિન તોલ્યા મત બોલ;
પહેલે ભીતર સોચકે, પીછે બાહિર ખોલ. ૧૫૨

શબ્દ શબ્દ તું ક્યા કરે, શબ્દકો હાથ ન પાંવ;
એક શબ્દ ઔષધ કરે, એક શબ્દ કરે ઘાવ. ૧૫૩

મીઠા સબસે બોલીયે, સુખ ઉપજે ચિહું ઠોર;
વશીકરન યહ મંત્ર હૈ, તજીએ વચન કઠોર. ૧૫૪

કાકા કીસકા ધન હરે, કોયલ કીસકો દેત;
મીઠા વચન બોલકે, જગ અપના કર લેત. ૧૫૫

કટુ વાણી સુણે જો તું, મીઠી વાણી સદા કહેજે;
પરાઈ મૂર્ખતા કાજે, મુખે ના ઝેર તું લેજે. ૧૫૬

આલી લૂલી જીભડી, બોલે આળ પંપાળ;
અંદર પેસે બોલીને, જોડા ખાય કપાળ. ૧૫૭

વાણી પાણી બે સદા, પવિત્રતા કરનાર;
લલના લાલચ બે સદા, આપદનાં દાતાર. ૧૫૮

અંધાને અંધો કહે, લાગે કડવા વેણ;
ધીરે ધીરે પૂછીએ ભાઈ, શાથી ખોયાં નેણ. ૧૫૯

**મધુર વચન** હૈ ઔષધિ, કટુ વચન હૈ તીર;
શ્રવણ દ્વાર હોય સંચરે, સાલૈ સકલ શરીર. ૧૬૦

બાત બાત સબ એક હૈ, બતલાવનમેં ફેર;
એક પવન બાદલ મિલે, એક હી દેત વિખેર. ૧૬૧

ઝગરા નિત્ય બુરાઈ હૈ, ઝગરા બુરી બલાય;
દુઃખ ઉપજે ચિન્તા દહે, ઝગરામેં ઘર જાય. ૧૬૨

તુમ મૌન રખકર ચિત્તમેં, નિજરૂપકા ચિંતન કરો;
સ્વાધ્યાય તપ જપ યોગસે, સદ્‌જ્ઞાન ગુણ મનમેં ભરો. ૧૬
અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ;
સુખડ જો સળગાવીએ, આપે સરસ સુવાસ. ૧૬
તરૂવર સરોવર સંતજન, ચોથા બરસત મેહ;
પરમારથકે કારણે, ચારે ધરી છે દેહ. ૧૬૫
સાકર તજે ન સરસતા, સોમલ તજે ન ઝેર;
**સજ્જન** તજે ન સજ્જનતા, દુર્જન તજે ન વેર. ૧૬૬
સંગત કીજે સંતકી, કદીય ન નિષ્ફલ જાય;
દેખો પારસ સ્પર્શસે, લોહા કંચન બન જાય. ૧૬૭
કાજળ તજે ન શ્યામતા, મોતી તજે ન શ્વેત;
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત. ૧૬૮
**સજ્જન** બાત સનેહકી, પરમુખ કહી ન જાય;
મુંગા કો સ્વપ્ના ભયા, સમઝ સમઝ પસ્તાય. ૧૬૯
સજ્જન એવા જાણીયે, જેવા કૂવાના કોષ;
પાગે કરીને ઠેલીયે, તોય ન આણે રોષ. ૧૭૦
સંગ અધર્મીનો કરે, ધર્મી પણ પીટાય;
તેમ ચોરની સંગતે, શાહ કેદમાં જાય. ૧૭૧
કાતર સમ દુર્જન કહ્યા, સજ્જન સોય સમાન;
કાતર કાપી જુદા કરે, સોય કરે સંધાન. ૧૭૨
પારસમેં અરૂ સંતમેં; બડો અંતરો જાન;
વહ લોહા કંચન કરે, વહ કરે આપ સમાન. ૧૭૩

સંત મિલનકું ચાલીયે, તજી માતા અભિમાન;
જ્યું જ્યું આગે પગ પડે, કોટિ પુણ્ય સમાન. ૧૭૪

અલ્પ સંગ પણ સંતનો, આપે સુખ હંમેશ;
ચોરે પણ ચોરી તજી, લીધો સાધુ વેશ. ૧૭૫

જનની જણે તો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર. ૧૭૬

સંત સમાગમ પ્રભુ કથા, જગમેં દુર્લભ દોય;
સુત દારા ઔર લક્ષ્મી, પાપી કે ભી હોય. ૧૭૭

પ્રીતિ ઐસી કીજીએ, જૈસા ટંકણખાર;
આપ જલે પર રીઝવે, ભાંગ્યા સાંધે હાંડ. ૧૭૮

મિત્ર ઐસા કીજીએ, ઢાલ સરિખા હોય;
સુખમેં પીછે પડ રહે, દુઃખમે આગુ હોય. ૧૭૯

મિત્ર ઐસા કીજીએ, જૈસા શિરકા બાલ;
કાટે કટાવે પીછું કટે, તોય ન છોડે ખાલ. ૧૮૦

કપટી મિત્ર ન કીજીએ, પેટ પેસી બુધ લેત;
પહેલી પ્રીત બતાય કે, પીછે ગોથા દેત. ૧૮૧

કપટીના મન એહવા, જેવા પાકા બોર;
બાહિર સુંદર પેખીએ, માંહે કઠિન કઠોર. ૧૮૨

શેરી મિત્રો સો મળે, તાળી મિત્ર અનેક;
જેમાં સુખ દુઃખ વહેંચીએ, તે લાખોમાં એક. ૧૮૩

જ્ઞાની ધ્યાની ચતુર નર, તીનો રહેત ઉદાસ;
ખર ઘુવડ મૂરખ પશુ, સદા સુખી નિજવાસ. ૧૮૪

બડા બડાઈ નવ કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસે ના કહે, લાખ હમારા મોલ. ૧

**સાચ** બરાબર તપ નહિ, જૂઠ બરોબર પાપ;
જાકે હૃદયમેં સાચ હૈ, તાકે હૃદયમેં આપ. ૧

ગણે નહિ ગંભીર જનો, દુર્જનના અવાજ;
શ્વાન ભસે સો સામટા, ગણે નહિ ગજરાજ. ૧

જીવન જોબન રાજમદ, અવિચલ રહે ન કોય;
જો દિન જાય **સત્સંગમેં**, જીવનકા ફલ સોય. ૧૮

સજ્જન શુદ્ધ સ્વભાવને, શું કરી શકે કુસંગ;
ચંદન વિષ વ્યાપત નહિ, વળગી રહે ભુજંગ. ૧૮

**લઘુતાસે** પ્રભુતા મળે, પ્રભુતાસે પ્રભુ દૂર;
કીડી સાકર ખાત હૈ, હાથી ફાકત ધૂર. ૧૯

ગુણ બોલે નિંદે નહિ, તે સોભાગી હોય;
અવગુણ બોલે પરતણા, તે દુર્ભાગી હોય. ૧૯

સજ્જન સૌના સ્નેહી પણ, દુષ્ટ તણે મન કાળ;
જગત ચક્ષુ છે સૂર્ય પણ, ઘુવડ ગણે વિકરાળ. ૧૯

**સત્યવાદી** સાચું વદે, હૃદય ન ધરીએ રોષ;
નાક વિના નકટા દિસે, દર્પણનો શો દોષ. ૧૯૩

કટુ લાગે કલ્યાણના, વચન વિચારો આપ;
કટુ **ઔષધ** પીધા વિના, મટે ન તનનો તાપ. ૧૯૪

બુરી દુર્જનકી પ્રીતડી, ભલો સજ્જનકો ત્રાસ;
બાદલ જ્યું ગરમી કરે, તબ બરસનકી આસ. ૧૯૫

આવ જહાં **આદર** જહાં, જહાં નયનોમેં નેહ;
તા ઘર સદા હી જાઈએ, પથ્થર બરસે મેહ. ૧૯૬

આવ નહિ આદર નહિં, નહિ નયનોમેં નેહ;
ઉસ ઘર કબી ન જાઈએ, કંચન વરસે મેહ. ૧૯૭

જ્ઞાન **ભક્તિ** વૈરાગ્ય યુત, સંત સરલ ચિત્ત હોય;
મુક્ત કહે ભવ તરનકો, ઉત્તમ નૌકા સોય. ૧૯૮

**દાન** માન સન્માન ને, ખાન પાન વરદાન;
**પાત્ર** પ્રમાણિક હોય તો, શોભા લહે સુજાન. ૧૯૯

દુર્જન કૃત નંદા થકી, સજ્જન નવિ નિંદાય;
રવિ ભણી રજ નાખતાં, આપે અંધો થાય. ૨૦૦

**સંત વચન** વરસા સુધા, શ્રોતા કુંભ સમાન;
ઢંકા મોહકા ઢંકણા, પડે ન ઘટમેં જ્ઞાન. ૨૦૧

માન નહિ અપમાન નહિ, ઐસે શીતલ સંત;
સંત ખરે સોહી જીને, કનક કામિની ત્યાગ. ૨૦૨

પર નારી પર વસ્તુને, છેટેથી તજનાર;
પાય ન મૂકે પાપમાં, **તે સજ્જન શિરદાર.** ૨૦૩

રાગ-દ્વેષ કરે નહિ, નીચ કૃત્યથી ડરનાર;
અસત્ય વચન બોલે નહિ, તે સજ્જન શિરદાર. ૨૦૪

અનીતિને નવ આચરે, સંતોષી હિતકાર;
સંતોષી સોબત કરે, તે સજ્જન શિરદાર. ૨૦૫

અવગુણ ઉપર ગુણ કરે, દુર્ગુણ ઢાંકણહાર;
દુઃખ આવે હિંમત ધરે, તે સજ્જન શિરદાર. ૨૦૬

જબ આયા તું જગતમેં, જગ હસે તું રોય;
અબ કરણી એસી કરો, તું હસે જગ રોય. ૨૦૭

વા ફરે વાદળ ફરે, ફરે નદીનાં પૂર;
સજ્જન બોલ્યા નવિ ફરે, પશ્ચિમ ઉગે સૂર. ૨૦૮

ઉપજી વધે સો જગત હૈ, ઉપજી શમે સો સંત;
જિહું ઉપજે નિપજે નહિ, સો કહીએ ભગવંત. ૨૦૯

પાંચ ઇંદ્રિયને વશ કરી, જપો નિરંજન નામ;
સર્વ કષાયના નાશથી, પામો શિવપુર ઠામ ૨૧૦

કહેણી મીઠી દ્રાખ હૈ, રહેણી તાતા લોય;
રહેણી રહે કહેણી કહે, ઐસા વિરલા કોય. ૨૧૧

લઘુતાસે પ્રભુતા મિલે, પ્રભુતાસે પ્રભુ દૂર;
જો લઘુતા ધારણ કરે, તો પ્રભુતા નહિ દૂર. ૨૧૨

લઘુતાસે પ્રભુતા મળે, ટળે દોષ અભિમાન;
બાહુબલી લઘુતા ધરી, પામ્યા કેવળ જ્ઞાન. ૨૧૩

રાગ–દ્વેષ જાકું નહિ, તાકું કાળ નહિ ખાય;
કાળ જીત જગમેં રહે, એ ઉત્તમ ઉપાય. ૨૧૪

પઢના લિખના ચાતુરી, તિનો બાતો સહેલ;
કામ દહન મન વશકરન, ગગન ચઢન મુશ્કેલ. ૨૧૫

દયા નમ્રતા સરલતા, સમતા શીલ સ્વભાવ;
આશ તજે માયા તજે, મોહ તજે અજ્ઞાન. ૨૧૬

કરૂણા વત્સલ સજ્જનતા, આતમ નિંદા પાઠ;
સમતા ભક્તિ વિરાગતા, ધર્મરાગ ગુણ આઠ. ૨૧૭

લેનેકા સત્ નામ હૈ, દેને કે અન્નદાન;
તરને કો હૈ દીનતા, ડૂબને કો અભિમાન. ૨૧૮

દુઃખમાં સૌ પ્રભુને ભજે, સુખમાં ભજે ન કોય;
જો સુખમાં પ્રભુને ભજે, તો દુઃખ કહાંસે હોય? ૨૧૯

માત-પિતા ગુરૂજન તણી, સેવા કરો દિન-રાત;
સેવાથી મેવા મિલે; એ શાસ્ત્રની શાખ. ૨૨૦

તનસે સેવા કીજીએ, મનસે ભલા વિચાર;
ધનસે ઈસ સંસારમેં, કીજે પર ઉપકાર. ૨૨૧

તન પવિત્ર તીરથ ગયે, ધન પવિત્ર કરદાન;
મન પવિત્ર હોત તબ, ઉદય હોત ઉર જ્ઞાન. ૨૨૨

ગઈ બાત સોચે નહિ, આગળ ચિન્તા નહિ;
વર્તમાન જાગૃત સદા, સો જ્ઞાની જગમાંહિ. ૨૨૩

માન મળે છે ગુણ વડે, ગુણ વિણ માન ન હોય;
પોપટ પાળે પ્રીતથી, કાગ ન પાળે કોય. ૨૨૪

વહેતાં પાણી નિર્મળા, બંધા ગંદા હોય;
સાધુ તો ફીરતા ભલા, ડાઘ ન લાગે કોય. ૨૨૫

ગુણવંતા ગંભીર જન, દયાવાન દાતાર;
અંતકાલ તક ના તજે, ધૈર્ય ધર્મ ઉપકાર. ૨૨૬

નાચે કૂદે તોડે તાન, દુનિયા દેવે ઉસકો માન;
શીલ સંતોષ ચુપકી ધરે, દુનિયા ઉસકી મશ્કરી કરે. ૨૨૭

દુર્જન કૃત નિંદા થકી, મટે ન સજ્જન માન;
નિંદે ઘુવડ દિનેશને, પણ જશ ગાય જહાન. ૨૨૮

અતિ ભલા નહિ બોલના, અતિ ભલા નહિ ચૂપ;
અતિ ભલા નહિ વરષણું, અતિ ભલા નહિ ધૂપ. ૨૨૯

**મન** મરકટને મારવા, મનન તણી ચાબૂક;
ગ્રહીને શાંત કરો સદા, કરી કદી નવ ચૂક. ૨૩૦

એહ શરીર નહિ માહરૂં, એ તો પુદ્ગલ ખંધ;
હું તો ચેતન દ્રવ્ય છું, ચિદાનંદ સુખ કંદ. ૨૩૧

જૈસે કંચૂક ત્યાગથી, બીનસત નહિ ભુજંગ;
દેહ ત્યાગથી જીવ પણ, તૈસે રહત અભંગ. ૨૩૨

રાગ-દ્વેષ દોય દોષ હૈ, અષ્ટ કર્મ જડ એહ;
હેતુ એહ સંસારકા, તિનકુ કરવો છેહ. ૨૩૩
તેણે કારણ અરિહંતના, દ્રવ્ય ગુણ પરજાય;
ધ્યાન કરંતા તેહનું, આતમ નિર્મલ થાય. ૨૩૪
જેહ **ધ્યાન** અરિહંતકો, સોહી આતમ ધ્યાન;
ફેર કચ્છુ ઈનમેં નહિ, એહિ જ પરમ નિધાન. ૨૩૫
દિન વિના રજની નવી ફિટત, દાન વિના દાતાર ન કહાવે;
જ્ઞાન વિન; ન લહે શિવમાર્ગ, ધ્યાન વિના મન હાથ ન આવે. ૨૩૬
તનકો જોગી સબ કરે, મનકો વિરલા કોય;
સહેજે સિદ્ધિ પાઈએ, જો **મન જોગી** હોય. ૨૩૭

નામ જપતાં સો દુઃખ હરે, તપ દુઃખ હરે હજાર;
સદ્ગુરૂ કૃપા લખ દુઃખ હરે, સબ દુઃખ હરે વિચાર. ૨૩૮

તબ લગ જોગી જગગુરૂ, જબ લગ રહે ઉદાસ;
જબ જોગી આશા કરે, તબ જોગી જગદાસ. ૨૩૯

નિજાતમ ગુણ રમણતા, ઈન્દ્રિય તજી વિકાર;
થિર સમાધિ સંતોષમેં, ભવદુઃખ ભંજન હાર. ૨૪૦
ફકીરા ફકીરી કિતની દૂર હ, જીતની લંબી ખજૂર;
ચઢે તો રસ ભરપૂર હે, પડે તો ચકનાચૂર. ૨૪૧
ચિન્તા ઐસી ડાકણી, કાટ કલેજા ખાય;
વૈદ્ય બિચારા કયા કરે ?, કહાં કહાં દવા લગાય. ૨૪૨
ફીકર સબકો ખા ગઈ, ફીકર સબકા પીર;
ફીકરકી ફાકી કરે, વોહી સચ્ચા ફકીર. ૨૪૩
વણ પરણેલો પરણવા, પરણ્યો તજવા જાય;
લક્કડ લાડુ ખાય તે, ન ખાય તે પસ્તાય. ૨૪૪
નર જે કડવા તુંબડા, ગુણે કરીને મીઠું;
તે માણસ કેમ વિસરે, જેહ તણા ગુણ દીઠું. ૨૪૫
સંગત હુઈ તો કયા હુઆ, ગુણ શીખ્યા હે નાય;
પાન ફૂલ એક ડાળ હૈ, પણ પાન વાસના નાથ. ૨૪૬
સંગત બિચારી કયા કરે, હૃદય ભર્યા કઠોર;
નવ નેજા પાણી ચઢે, પથ્થર ન ભીંજે કોય. ૨૪૭
જાણ આગળ અજાણ થઈએ, તત્ત્વ લીજે તાણી;
સામો થાય અગ્નિ કદા, આપણે થઈએ પાણી. ૨૪૮
મન જાય તો જાને દો, મત જાને દો શરીર;
વિના ચઢાવે કામડે, કહાં લગેગા તીર. ૨૪૯
જગમેં સાથી વિપત્તિ કે, વિદ્યા વિનય વિવેક;
સાહસ સુકૃત સત્ય વ્રત, પ્રભુ ભરોંસો એક. ૨૫૦

પાત્ર કુપાત્ર આંતરો, સુરભિ સર્પા જોય;
ખલ ખાયાં પય નીપજે, પય પિયાં વિષ હોય. ૨૫૧

મારે જૂં અને ફોડે લીખ, તેને પરભવ વેસી શીખ;
તેને સંતાન હોવે નહિ, જો હોય તો જીવે નહિ. ૨૫૨

સહિબકે દરબારમેં, સાચે કો શિરપાવ;
જુઠ તમાચા ખાયગા, કયા રંક કયા રાવ. ૨૫૩

કાને સુણી ન માનીયે, નજરે દીઠી સો સચ્ચ;
નજરે દીઠી ન માનીયે, **નિર્ણય** કરી સો સચ્ચ. ૨૫૪

સતીયા સત્ ન છોડીએ, સત્ છોડે પત જાય;
સતકી બાંધી લક્ષ્મી, ફીર મિલેગી આય. ૨૫૫

વિદ્યા ધન સુખ સાહ્યબી, સદ્‌ગુણ કા સમુદાય;
નેકીસે સબ આત હે, ઔર બદીસે સબ જાય. ૨૫૬

નીરખીને નવ યૌવના, લેશ ન વિષય નિદાન;
ગણે કાષ્ઠની પુતળી, તે **ભગવાન** સમાન. ૨૫૭

**બ્રહ્મચર્ય** સબમેં બડા, સબ રત્નોકી ખાન;
તીન લોકકી સંપદા, બ્રહ્મચર્યમેં આન. ૨૫૮

**સતી નારી** શૂરા પુરૂષ, જ્ઞાનીને ગજદંત;
એતા અપૂઠા ના ફીરે, જો જાય જુગ અનંત. ૨૫૯

સિંહ મૂછ ભોરિંગ મણિ, કરપી ધન સતી નાર;
જીવ ગયે પરકર ચઢે, તેમ ક્ષત્રિય તલવાર. ૨૬૦

રવિ ઉદયે ઘુવડ અંધ છે, નિશિએ અંધો કાગ;
કામી નિશદિન આંધળો, ચિંતે એહીજ લાગ. ૨૬૧

પરદારા છે પાપિણી, સાપિણી ઝેરી એહ;
કરે આપણી કાપણી, નાગણી દુઃખની એહ. ૨૬૨

પરનારી ઝેરી છૂરી, મત લગાવો અંગ;
દશ શિર રાવણ કે કટે, પરનારી કે સંગ. ૨૬૩

નારી દેહ દીવો કહ્યો, પુરૂષ પતંગી હોય;
જગ સઘળો ખુંચી રહ્યો, નીકળે વિરલો કોય. ૨૬૪

ગીત વિલાપની સમ ગણે, નાટક કાય કલેશ;
આભૂષણ તનુ ભાર છે, ભોગને રોગ ગણેશ. ૨૬૫

જૈસી દૃષ્ટિ વિષયમેં, વૈસી બ્રહ્મમેં હોય;
ચલા જાય મોક્ષમેં, પલ્લા ન પકડે કોય. ૨૬૬

નાથ વિનાનો બળદીયો, નાથ વિનાની નાર;
વહી જતાં વાર શી, સમજુ કરો વિચાર. ૨૬૭

કૂવા ઢાંકણ ઢાંકણું, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર. ૨૬૮

પૂત કપૂત કૃપણ નર, કપટી મિત્ર કુનાર;
ચાર સંગતિ શૂલિ સમ, બુધ જન કરત વિચાર. ૨૬૯

પાપ છૂપાયા નવ છૂપે, છૂપે ન મોટે ભાગ;
દાબી દુબી ના રહે, રૂએ વીંટી આગ. ૨૭૦
સત્ય સંતાડયું નવ રહે, ખરો જુઓ એ ખેલ;
જેમ ઉપર આવી તરે, જળ તળિયેથી તેલ. ૨૭૧
ઊંડે કૂપે તે પડે, જે કરતો વ્રત ભંગ;
ભવોભવ દુઃખીયો તે ભમે, દુલ્લહો સદ્ગુરૂ સંગ. ૨૭૨

નિર્લજ્જ નર લાજે નહિ, કરોને કોટિ ઉપાય;
નાક કપાયું તો કહે, અંગ ઓછો ભાર. ૨૭૩

સ્ત્રી પીયર નર સાસરે, સાધુજી સ્થિર વાસ;
એ ત્રણ હોય અળખામણાં, જો માંડે સ્થિર વાસ. ૨૭૪

**ધન** મેળવતાં દુઃખ છે, સાચવતાં પણ દુઃખ;
જો આપેલું જાય તો, જાય સમૂળું સુખ. ૨૭૫

મધુ સંચય કરી મરી રહ્યો, ભ્રમર કેવળ અજાણ;
ના દીધું ના ભોગવ્યું, નાહક ખોયો પ્રાણ. ૨૭૬

તનકી **તૃષ્ણા** સહજ હૈ, તીન પાંવ કે શેર;
મનકી તૃષ્ણા પ્રબલ હૈ, ન ગણે પર્વત મેર. ૨૭૭

પૈસા ને વળી પદવીનો, વિશેષ શો વિશ્વાસ;
રાવણ કેરી ઋદ્ધિ પણ, પળમાં પામી નાશ. ૨૭૮

**લક્ષ્મી** કોઈની થઈ નથી, થાશે નહિ કો દિન;
ધર્મ માર્ગે વાપર્યું, તે થાશે તુજ ધન. ૨૭૯

ક્રોડપતિ મૂકી ગયા, કોડી ન ગઈ તે સાથ;
હાથે તે સાથે થશે, મિથ્યા બીજું ભ્રાત. ૨૮૦

જે આશાના દાસ છે, તે સર્વના દાસ;
આશા દાસી જેહની, તેના સર્વે દાસ. ૨૮૧

ચલનો ભલો ન કોસકો, દુહિતા ભલી ન એક;
મંગનો ભલો ન બાપસે, જો પ્રભુ રખવે ટેક. ૨૮૨

માંગણ ગયે સો મર ગયે, મરે સો માંગણ જાય;
ઉસકે પહેલે વો મરે, સો હોતે હી નટ જાય. ૨૮૩

**આશા** ત્યાંહી આપદા, શ્વાસ ત્યાંહી શોગ;
સદ્‌ગુરૂ વિણ ભાંગે નહિ, દોનું જાલિમ રોગ. ૨૮૪

મારિયે આશા સાપિની, જીન ડસિયા સંસાર;
તાકી ઔષધ સંતોષ હે, યહ ગુરૂ મંત્ર વિચાર. ૨૮૫

જુગારી કર ઝુદ્ધડી, મર્કટ કંઠે હાર;
ઘેલી માથે બેડલું, રહે કેટલી વાર. ૨૮૬

સદા ન લક્ષ્મી સ્થિર રહે, સદા ન સુખનો સંગ;
સદા ન કાયમ સબળતા, સદા ન ચઢતો રંગ. ૨૮૭

હું તને પૂછું હે લક્ષ્મી, તું કૃપણ ઘર કિમ જાય ?
દાતા શૂરા ચતુર જન, તે તુઝ કયોં ન સુહાય ? ૨૮૮
શૂરા ઘર વિધવાપણે, દાતા દેત ઉડાય;
પંડિત ઘેર મુજ શોક હે, શું નહિ આવે દાય. ૨૮૯

અગન પલિતા રાજદંડ, ચોર મૂષા લે જાય;
ઈતના દંડ દુનિયા સહે, ધર્મદંડ સહ્યો ન જાય. ૨૯૦

દોલતમેં હે દો લતા, માનો સાચી વાત;
આવત તો ચિંતા કરે, જાવત મારે લાત. ૨૯૧
આ સંસારી જીવને, બંધન છે ધન દાર;
મૂરખ માને સુખકારી, મધુ લેપી ખડ્ગ ધાર. ૨૯૨
આળશુને ઉચાટ નહિ, લોભીને નહિ સુખ;
કાયરને હિંમત નહિ, **સંતોષીને** ન દુઃખ. ૨૯૩

ધન વિના નિર્ધન દુઃખી, તૃષ્ણાવંત ધનવાન;
કૌન સુખી સંસારમાં ?, સબ જગ દેખ્યા છાન. ૨૯૪

બહુત પસારા મત કરો, કરો થોડે કી આશ;
બહુત પસારા જિણે કિયા, વહ ભી ગયે નિરાશ. ૨૯૫

ખાના ચલના સોવના, મિલના વચન વિલાસ;
જ્યું જ્યું પાંચ ઘટાઈયે, ત્યું ત્યું ધ્યાન પ્રકાશ. ૨૯૬

સંતોષથી જીવન ગુજરે, એટલું પ્રભુ આપજે;
ઘર ઘર ગરીબી છે છતાં, દિલ અમીરી આપજે. ૨૯૭

ગોધન ગજધન રત્નધન, કંચન ખાણ સુખાણ;
જબ આવે સંતોષ ધન, સબ ધન ધૂળ સમાન. ૨૯૮

સંપ કરે સંપત્ત બઢે, ઘટે ધરે મન રીસ;
હોય અંક સુખ ફેરવે, તેસઠ કે છત્રીસ. ૨૯૯

સંપથી સંપત્તિ સાંપડે, સંપથી જાયે કલેશ;
જેના ઘરમાં સંપ નહિ, ત્યાં સુખ નહિ લવલેશ. ૩૦૦

તન રોગી શિર શત્રુતા, જર આવે ને જાય;
પણ જો સંપ કુટુંબમાં, શીતલ રહે સદાય. ૩૦૧

રાખે કુદરત તેમ જ રહો, તજો દિલગીરી ગર્વ;
પ્રેમ ધરીને પરસ્પર, સંપી ચાલો સર્વ. ૩૦૨

અશક્ત પણ શક્તિ ધરે, કરે સંપ સંબંધ;
જાય આંધળો કાશીએ, ધરી લુલાને સ્કંધ. ૩૦૩

બહુ જન મળીને જે કરે, તે એકે ન કરાય;
સાવરણી ઘર સજ્જ કરે, સળી એકે શું થાય? ૩૦૪

કશું ન નીપજે એકથી, ફોગટ મન ફુલાય;
કમાડ ને તાળું મળી, ઘરનું રક્ષણ થાય. ૩૦૫

નરમ ગરમ મળીને નસે, નીલે ન સરખાં બેય;
રહે રાખમાં દેવતા, દારૂમાં ન રહેય. ૩૦૬

અતિ ઘણું નહિ તાણીયે, તાણ્યે તૂટી જાય;
તૂટ્યા પછી જો સાંધીયે, વચ્ચે ગાંઠ રહી જાય. ૩૦૭

જેની ગરજ પડે સદા, તેને કેમ તજાય;
બાળે છે ઘર આગ પણ, ઘરમાં તે જ રખાય. ૩૦૮

આંટી કાઢે અક્કલથી, ગુંચ પડે ન મુંઝાય;
તાણીને તોડે નહિ, તો ઘર સૂત્ર ચલાય. ૩૦૯

જુદા સ્વભાવના માનવી, દેખી ન ધરવો ખેદ;
તીખાં કડવાં ને ગળ્યાં, તરૂવરમાં પણ ભેદ. ૩૧૦

જો ઉપયોગ ન આવડે, અપાર ઉપજે શોક;
આંજે અંજન આંખનું, મુખ પર મૂરખ લોક. ૩૧૧

જામે જૈસી બુદ્ધિ હૈ, વૈસા કહે ખતાય;
વાંકો બૂરો ન માનીયે, જ્યાદા કહાંસે લાય. ૩૧૨

સરખી બુદ્ધિ સર્વને, કુદરતે આપી હોત;
તો પંડિત અને મૂરખના, ચિત્ર જગત નહિ જોત. ૩૧૩

કરી જાણે ઉપયોગ તો, નિરૂપયોગી ન જણાય;
વાંકાના પૈડા બને, સીધે થાંભલા થાય. ૩૧૪

યોગ્ય રીતે ઉપયોગથી, દુર્ગુણ પણ વખણાય;
કરીયે ક્રોધ અસત્ય પર, તે તો ગુણ કહેવાય. ૩૧૫

તમા ન તજીયે તેહની, જેની ગરજ સદાય;
જળ સાથે રીસાઈને, કહો મચ્છ ક્યાં જાય? ૩૧૬

સદૈવ જે સાથે રહે, તેમાં ખટપટ થા
દાંત તળે એક દિન, જરૂર જીભ દળાર

જેનું કારજ જે કરે, કદી બીજે ન કરાય
દીપક પ્રગટે કોડ દશ, રવિ વિણ રાત ન જાય

કડવો હોય લીંબડો, પણ મીઠી તેની છાંય;
બંધવ હોય અબોલડા, તોય પોતાની બાંય.

સુખમાં સાંભરે ભારજા, દુઃખમાં સાંભરે માય;
બાંધવ ત્યારે સાંભળે, માથે વાગે ઘાય.

કેંક કામ અભ્યાસના, પણ નહિ બુદ્ધિ પ્રકાશ;
નટડી નાચે દોર પર, અક્કલ નહિ અભ્યાસ.

બીજાનું વાંકુ કહે, મૂરખ જગ મોઝાર;
ઊંટ ન જાણે આપણા, વાંકા અંગ અઢાર. ૩

ગુણી જનના અવગુણ કહે, તે અવગુણી પ્રમાણ;
કડવી સાકરને કહે, જન તે રોગી જાણ. ૩઼

નિંદક ધોબી દો જણા, ધોવત હ સબ મેલ;
ધોબી કમાઈ કરત હૈ, નિંદક ઠેલમ ઠેલ. ૩૨

નિંદા તેની નવ ગમે, જેમાં જેને સ્વાદ;
નિંદા કીધે વ્યસનની, વ્યસની ધરે વિષાદ. ૩૨

નિંદા હમારી જે કરે, મિત્ર હમારા હોય;
સાબુ લેવે ગાંઠકા, મેલ હમારા ધોય. ૩૨

અદેખા તણી આંખમાં, કમળા કેરો રોગ;
પીળું દેખે પર વિષે, રોગ તણો સંજોગ. ૩૨

રાજ કાજ કરનારના, વખાણ નિંદા થાય;
જાનૈયા ગૌરવ જમે, ગાળો પણ તે ખાય. ૩૨૮
ગાળો સહન કરીએ સદા, ગાળે ગુમડાં ન થાય;
જે ગમાર જન ગાળ દે, મુખ તેનું ગંધાય. ૩૨૯
દીધે ગાળી એક હે, પલટે ગાળી અનેક;
જો ગાલી દેવે નહિ, તો રહે એકકી એક. ૩૩૦
કંચન તજવો સહજ છે, સહજ પ્રિયાનો નેહ;
માન બડાઈ ઈર્ષા વળી, દુર્લભ તજવા એહ. ૩૩૧
વરસાદે વનરાય જે, સવિ નવપલ્લવ થાય;
જાય જવાસાનું કીશું, જે ઊભો સુકાય. ૩૩૨
એક અવગુણે આપણું, આખું બગડે અંગ;
ચપટી હળદર નાંખતાં, જેમ ખીચડીનો રંગ. ૩૩૩
કાલાકો ધોલા હુઆ, તોય ન ચેત્યો જન;
મેલ મવાળે મૂકીઓ, પણ મેલ ન મૂકે મન. ૩૩૪
મન મેલા તન ઉજળા, બગલા કપટી અંગ;
તાસે તો કૌંવા[1] ભલા, તન મન એક હી રંગ. ૩૩૫
બુરા બુરા સબકો કહે, બુરા ન દિસે કોય;
જબ ઘટ શોધું આપણે, મુજસે બુરા ન કોય. ૩૩૬
**અનુમોદનથી** ફલ વધે, નિંદાથી ઘટ જાય;
સુકૃતની અનુમોદના, પાપ નિંદામાં થાય. ૩૩૭
જેવાં બીજને વાવશો, તેવાં ઉગશે ઝાડ;
આંબાનું ફળ વાવશો, તો ઉગશે નહિ તાડ. ૩૩૮

નિર્ધનીયો ધન ઈચ્છે ઘણું, પુન્ય ન કીધું પરભવતણું;
સાંજ પડે સંભાળે મેળ, સાંધે નવ ને તૂટે તેર. ૩૩૯

જબ લગ પૂરવ પૂણ્યકી, પૂંજી હે કરાર;
તબ લગ સબ કુછ માફ હૈ, ગુના કરો હજાર. ૩૪૦

પુન્ય પૂરા જબ હોત હૈ, ઉદય હોય તબ પાપ;
સુકે વનકી લાકડી, પ્રજળે આપો આપ. ૩૪૧

હું કરૂં આ મેં કર્યું, એમ માનવી મલકાય છે;
પાપના પ્યાલા ભરી, પાપી ખરે પસ્તાય છે. ૩૪૨

મનમાં મરડાઈને તું, મૂરખ શીદ મલકાય છે;
પ્રબળ સત્તા દૈવની, ત્યાં ધાર્યું કોનું થાય છે? ૩૪૩

ચડતી પડતી હર એકકી, યહ દુનિયાકી રીત;
ચંદ્રકલા સુદમેં બઢે, વદમેં ઘટે ખચિત. ૩૪૪

ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર નર, મ્હોટા જે મુનીન્દ્ર;
કર્યાં કર્મ સહુ ભોગવે, છૂટે નહિ નરીન્દ્ર. ૩૪૫

કર્મે રામ વસ્યા વનવાસે, સીતા પામે આળ;
કર્મે લંકાપતિ રાવણનું, રાજ્ય થયું વિસરાળ. ૩૪૬

સુખ દુઃખ કારણ જીવને, કોઈ અવર ન હોય;
કર્મ આપ જે આચર્યાં, ભોગવીએ તે સોય. ૩૪૭

સવળે દિન સવળું પડે, અવળે અવળું થાય;
અણ ઈચ્છયું આવી મળે, ઈચ્છિત અળગું જાય. ૩૪૮

ભાગ્યહીનકો નહિ મિલે, ભલી વસ્તુકા ભોગ;
દ્રાક્ષાપાક જબ હોત હૈ, હોય ચંચુમેં રોગ. ૩૪૯

ઉગમતાં અતિ રાતડો, આથમતાં નહિ પાર;
દોય અવસ્થા ભોગવે, દિનમાંહિ દિનકાર. ૩૫૦
હોન પદારથ હોત હૈ, વિસરી જાય સબ શુદ્ધ;
જૈસી લખી નશીબમેં, તૈસી ઉપજે બુદ્ધ. ૩૫૧
કરમ વિનાનો કરસણીયો, કોની જાને જાય ?
કરમમાં લખી રાબડી, તો લાડુ ક્યાંથી ખાય ? ૩૫૨
દૈવ કરે જબ દિલ વિષે, અવળા સુઝે ઉપાય;
કાપી વાદીનો[1] કરંડિયો, મૂષક સર્પ મુખ જાય. ૩૫૩
આ જગમાં અભિમાન તો, કદી ન કરશો કોય;
શેર તણે માથે કહ્યાં, સવા શેર પણ હોય. ૩૫૪
પીંપળ પાન ખરંત, હસતી કુપલીયાં;
હમ વીતી તુમ વીતશે, ધીરી બાપલીયાં. ૩૫૫
કરની રેખા શું જુઓ, જુઓ હૃદયની રેખ;
કર રેખા જુટ્ઠી થશે, સત્ય હૃદયની રેખ. ૩૫૬
સંપત ગઈ તે સાંપડે, ગયા વળે છે વહાણ;
ગયો વખત આવે નહિ, ગયા ન આવે પ્રાણ. ૩૫૭
કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;
અવસર વીત્યો જાત હૈ, ફીર કરેગા કબ. ૩૫૮
જનમ્યું તે તો જાય છે, સૌના એજ હવાલ;
માન ન કરો માનવી, **કોણે દીઠી** કાલ ? ૩૫૯
ઠાઠમાઠ ઠાલો સહુ, દીપક ઝાક ઝમાલ;
તે પણ બુઝાઈ જશે, કોણે દીઠી કાલ ? ૩૬૦

૧. મદારીનો

પંખી ટોળું વૃક્ષ પર, હળી મળ્યું છે હાલ;
પરભાતે ઊડી જશે, કોણે દીઠી કાલ? ૩૬૧

કૈંક ગયા ને જાય છે, જશે થશે બેહાલ;
સુકૃત સાથે આવશે, કોણે દીઠી કાલ? ૩૬૨

પુષ્પ સુગંધીથી બની, અનુપમ ફૂલની માળ;
પણ તે તો કરમાઈ જશે, કોણે દીઠી કાલ? ૩૬૩

ધ્રુજાવતા ધમધમ ધરા, પડતા જેના પાય;
એવા નર ઉપડી ગયા, **જે જનમ્યું તે જાય.** ૩૬૪

રાવણ સરખા રાજીયા, બળિયા બળિસમ રાય;
કાળે તેને કુટિયા, જે જનમ્યું તે જાય. ૩૬૫

જે ઉગ્યું તે આથમે, ફુલ્યું તે કરમાય;
એહ નિયમ અવિચળ સદા, જે જનમ્યું તે જાય. ૩૬૬

વખત વહી જશે વાતમાં, કાળ ઝડપશે કાલ;
ચતુર હોય તો ચેતીને, **તું તારૂં સંભાળ.** ૩૬૭

જાના સહી રહેના નહિ, મરના વિસવાવીસ;
દો દિન દુનિયાકે લિયે, **મત ભૂલો જગદીશ.** ૩૬૮

ઘડી ઘડી કરતાં દિન ગયા, દિન દિન ગણતાં માસ;
માસે વરસો વહી ગયા, **જાગી કરો તપાસ.** ૩૬૯

શહેર વન કે પહાડમાં, નહિ ગુફા કે ઘર;
સૂતો હોય કે જાગતો, નહિ કાળ કરેગા મહેર. ૩૭૦

માતા કે પિતા રડે, રડે વહુ કે બાલ;
ચાકર કે સ્વામી રડે, **તોય ન છોડે કાળ.** ૩૭૧

બાજી રચેલી તરંગની, મનમાં અધુરી રહી જશે;
યમદૂત ગળચી પકડીને, નિશ્ચય નરકમાં લઈ જશે. ૩૭૨
પલ પલ છીજે આઉખું, અંજલી જલ જ્યું એહ;
ચલતે સાથે સંબલો, લેઈ શકે તો લેહ. ૩૭૩
આપ એકલો અવતરે, મરતાં એકલો હોય;
મૂળથી આપણા જીવનો, સાથી સગો ન કોય. ૩૭૪
કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
ર્‌હારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ. ૩૭૫
જરા કુત્તી જોબન શશ્યો, કાળ આહેડી મીટ;
દ્વો વૈરી બિચ ઝુંપડી, કુશળ કહાંસે ઈશ. ૩૭૬
ચલ સ્વરૂપ યૌવન સકલ, ચલ વૈભવ ચલ દેહ;
**ચલા ચલી** કે સમયમેં, **ભલા ભલી** કર લેહ. ૩૭૭
પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, **ચેત ચેત નર ચેત.** ૩૭૮
જોર કરીને જીતવું, ખરેખરૂં રણખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૩૭૯
ગાફીલ રહીશ ગમાર તું, ફોગટ થઈશ ફજેત;
હવે જરૂર હોંશિયાર થઈ, ચેત ચેત નર ચેત. ૩૮૦
તન ધન તે તારા નથી, નથી પ્રિય પરણેત;
પાછળ સૌ રહેશે પડ્યાં, ચેત ચેત નર ચેત. ૩૮૧
આણ જશે જ્યાં પિંડથી, પિંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત. ૩૮૨

રજકણ તારાં રઝળશે, જેમ રઝળતી રેત;
પછી નર તન પામીશ ક્યાં, ચેત ચેત નર ચેત. ૩૮૩

રહ્યા ન રાણા રાજીયા, સુર નર મુનિ સમેત;
તું તો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત. ૩૮૪

માટે મનમાં સમજીને, વિચારીને કર વેત;
ક્યાંથી આવ્યો ક્યાં જશે, ચેત ચેત નર ચેત. ૩૮૫

કાળા કેશ મટી ગયા, સર્વ બન્યા છે શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત. ૩૮૬

શુદ્ધ શિખામણ સમજીને, કર પ્રભુસે તું હેત;
અંતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત. ૩૮૭

ચડતો દશાને ચાકડે, મરતો પલકમાં માનવી;
રટતો નહિ જિન નામને, તે જીંદગી શું જાણવી? ૩૮૮

**મરણ** મરણ સબકો કહે, મરણ ન જાણે કોય;
એક મરણ ઐસા કીજીએ, ફેર ન મરણા હોય. ૩૮૯

આયો અકેલો જાસી અકેલો, છોડીને ઘરબાર;
શુભાશુભ ફળ સાથે આવે, નિશ્ચે એ નિરધાર. ૩૯૦

સંપદમાં આપદ વસે, સુખમાંહે દુઃખ વાસ;
રોગ વસે નિજ ભોગમાં, દેહ મરણ આવાસ. ૩૯૧

મરવાથી ડરવું નહિ, કરવું ઉત્તમ કામ;
ઉજ્જવળ જેથી વિશ્વમાં, રહે નિરંતર નામ. ૩૯૨

કવિ વિના કવિતા નહિ, રવિ વિના નહિ તેજ;
ચંદ્ર વિના આનંદ નહિ, સમજી શકાયે સ્હેજ. ૩૯૩

**આળસ** તજી ઉદ્યમ કરો, ચિત્તમાં કરી વિચાર;
સુખી થાશો તેથી સદા, નહિ તો થશો ખુવાર. ૩૯૪

આળસ ભૂંડી ભૂતડી, વ્યંતરનો વળગાડ;
પેઠે જિસકે પિંડમેં, બહુધા કરે બિગાડ. ૩૯૫

છોટે દુઃખ ઔર દર્દકે, કીજે વેગ ઉપાય;
વિલંબસે બઢ જાત હૈં, અપનો જોર જમાય. ૩૯૬

ઊઠ જાગ મુસાફિર ભોર ભઈ, અબ રૈન કહાં સો સોવત હૈ;
જો સોવત હૈ વહ ખોવત હૈ, જો જાગત હૈ વહ પાવત હૈ. ૩૯૭

નીચું જોઈને ચાલતાં, ત્રણ ગુણ મોટા થાય;
કાંટા ટળે દયા પળે, પગ પણ નવિ ખરડાય. ૩૯૮

ભૂલ થઈ કે ચેતવું, એજ ખરો ઉપાય;
ભૂલ્યા ત્યાંથી ફરી ગણો, જેથી ભૂલ જણાય. ૩૯૯

કાચ કટોરા નયન ધન, મોતી ઔર મન;
ઈતના તુટા ના સંધે, લાખો કરો જતન. ૪૦૦

ફાટ્યાં તુટ્યાં લુગડાં, સોય દોરે સંધાય;
પણ મન જ્યાં જુદાં પડ્યાં, તે નવ ભેગાં થાય. ૪૦૧

ધરતી ફાટે મેઘ જલ, કપડાં ફાટે દોર;
તન ફાટેકી ઔષધિ, મન ફાટે નહિ ઠોર. ૪૦૨

સંકટની શંકા ધરે, તેથી ન કાંઈ થાય;
શીખે તરવા શી રીતે, જો જળમાં નહિ ન્હાય. ૪૦૩

આપદ સંપદ બેનડી, રંક રાય દો ભ્રાત;
શાણા તો સમજી જશે, મૂરખ માને વાત. ૪૦૪

નરક વિગલેંદ્રિય તિર્યંગગતિ, ભવ કિયા બહુ હેવ;
ભુવનપતિ વ્યંતર જ્યોતિષી, ઔર વિમાનિક દેવ. ૧૦

ઈમ ભમતાં ભમતાં લિયો, મનુઅ જન્મ અવતાર;
મિથ્યાત્વપણે ભવ નિર્ગમ્યો, કાજ ન સીધ્યું લગાર. ૧૧

જગમાં જીવ અછે બહુ, એકેક શું અનંતી વાર;
વિવિધ પ્રકાર સગપણ કિયા, તું હીયા સાથ વિચાર. ૧૨

તો કુણ આપણું પારકું, કુણ વૈરી કુણ મિત્ત;
રાગ દ્વેષ ટાળી કરી, કર સમતા એક ચિત્ત. ૧૩

પૂર્વ કોડીને આઉખે, જ્ઞાની ગુરૂ અપાર;
ઉત્પત્તિ કહે જીવ તાહરી, કહેતાં નાવે પાર. ૧૪

પુત્ર પિતાપણે અવતરે, પિતા પુત્રપણે જોય;
માતા સગપણ નારી મળી, નારી માતા હોય. ૧૫

સૂતો સ્વપ્ન જંજાળમાં, પામ્યો જાણે રાજ;
જબ જાગ્યો તબ એકલો, રાજ ન સીજે કાજ. ૧૬

તિમ એ કુટુંબ સહુ મળ્યું, ખોટી માયા જાળ;
આય પહોંચે આપણું, ક્ષણમાં થાએ વિસરાળ. ૧૭

સોદો લેવણ જન મળે, જિહાં જોડી સહિ હાટ;
અર્થ સારૂ વિવસાય કરી, ફરી ચાલ્યા નિજ વાટ. ૧૮

તિમ ભવ ભમતાં સવિ મળ્યા, કુટુંબ જોડી જો હાટ;
પુણ્ય પાપ વ્યવસાય કરી, જો ઉતરીયે ઘાટ. ૧૯

ઈમ કુટુંબ મિલ્યું કારમું, માય અને વળી તાય;
બંધુ ભગિની ભારજા, કો કેહનાં ન કહાય. ૨૦

નવ નવ નાટક તું વળી, નાચ્યો કરી બહુ રૂપ;
નાટક એક ઈશું નાચિયે, જ્યું છૂટે ભવ કૂપ. ૨૧

ઉત્તમ કુળ નરભવ લહી, પામી ધર્મ જિનરાય;
પ્રમાદ મૂકી કીજિયે, ક્ષણ લાખેણો જાય. ૨૨

જિશું કીજે તિશું પાઈયે, કરે તૈસા ફળ જોય;
સુખ દુઃખ આપ કમાઇએ, દોષ ન દીજે કોય. ૨૩

દોષ દીજે નિજ કર્મને, જિણે નહિ કીધો ધર્મ;
ધર્મ વિના સુખ નવિ મળે, એ જિનશાસન મર્મ. ૨૪

વાવી કૂરી કોદરી, તો ક્યાં લણીયે શાળ;
પુણ્ય વિના સવિ જીવડા, આશા આળપંપાળ. ૨૫

આય પહોતી આતમા, કોઈ નવિ રાખણહાર;
ઇંદ્ર ચંદ્ર જિનવર વળી, ગયા સર્વે નિરધાર. ૨૬

મૂઢ મોહ ન કીજિયે, ન કીજે મ્હોટી વાત;
કોડી અનંત મેં વેચિયો, ત્યારે કિહાં ગઈ જાત. ૨૭

આપ સ્વરૂપ વિચાર તું, જો હોય હૈડે સાન;
કરણી તેહવી કીજિયે, જિમ વાધે જગ વાન. ૨૮

ઘડપણ ધર્મ થાએ નહિ, જોવન એળે જાય;
તરૂણપણે ધસમસ કરી, પછે ફરી પસતાય. ૨૯

જરા આવી જોવન ગયું, શિર પળિયાં તે કેશ;
લોલુપતા તો છોડી નહિ, ન કર્યો ધર્મ લવલેશ. ૩૦

પંચેંદ્રિય જિહાં પરવડાં, રોગ જરા નાવંત;
જોવન ચંચળ આવે સદા, કર તું ધર્મ મહંત. ૩૧

વિત્ત હાથ નવિ વાવર્યો, સંબળ ન કિયો સ
આય ગઈ મન ચેતિયો, પછે ઘસે નિજ હા

ધન જોવન નર રૂપનો, ગર્વ કરે તે ગમા
કૃષ્ણ બળભદ્ર દ્વારિકા, જતાં ન લાગી વા

આઠ પહોર તું ધક્ષમસી, ધનાર્થે દેશાંતર જાય
સો ધન મેળવ્યું તાહરૂં, ઓરજ કોઈ ખાય

આંખ તણે ફરૂકડે, ઉથલ પાથલ થાય
ઈશું જાણી બાપડા, મ કરીશ મમતા માય.

માયા સુખ સંસારમાં, તે સુખ સહિય અસાર;
ધર્મ પસાયે સુખ મળે, તે સુખ નાવે પાર.

નયન ફરૂકત જિહાં લગે, તિહાં ત્હારૂં સહુ હોય;
નયન ફરૂકત જબ રહી, તબ ત્હારૂં નહિ કોય.

પાપ કિયા જીવ તેં બહુ, ધર્મ ન કિયો લગાર;
નરક પડયો જમ કર ચડયો, તિહાં તું કરે પોકાર.

કોઈ દિન રાણો રાજિયો, કોઈ દિન ભયો તું દેવ;
કોઈ દિન રાંક તું અવતર્યો, કરતો ઓરજ સેવ.

કોઈ દિન કોડિશું પરિવર્યો, કો દિન નહિ કો પાસ;
કોઈ દિન ઘર ઘર એકલો, ભમે સહી જયું દાસ.

કોઈ દિન સુખાસન પાલખી, જેઠમચી ચકડોળ;
રથ પાળા આગળ ચલે, નિતનિત કરત કલ્લોલ:

કો દિન કૂર કપૂર તું, ભાવત નહિ લગાર;
કો દિન રોટી કારણે, ભમતો ઘર ઘર બાર. ૪

હીર ચીર અંગ પહેરિયા, ચૂઆ ચંદન બહુ લાય;
સો તન જતન કરત યું, ક્ષણમાંહી વિઘટાય. ૪૩
સાતમે ગોખ તું શોભતો, કામિની ભોગવિલાસ;
એક દિન ઓહી આવશે, રહેણો હી વનવાસ. ૪૪
રૂપે દેવકુમાર સમ, દેખી મોહે નર નાર;
સો નર ક્ષણ એકમાં વળી, બળી જળી હોવે છાર. ૪૫
જે વિણ ઘડીય ન જાતી, સો વરસાં સો જાય;
તે વલ્લભ વિસરી ગયો, ઓર હિશું ચિત્ત લાય. ૪૬
દેખત સબ જગ જાત હી, થિર ન રહે સવિ કોઈ;
ઈશું જાણી ભલું કીજિયે, હિયે વિમાસી જોય. ૪૭
સુરપતિ સવિ સેવા કરે, રાય રાણા નર નાર;
આયુ પહોતે આત્મા, જાતાં ન લાગે વાર. ૪૮
દેખત નર અંધા હુઆ, જે મોહ વિદ્યા જાળ;
ભણ્યા ગણ્યા મૂરખા વળી, નર નારી બાળ ગોપાળ. ૪૯
રાત દિવસ નિજ નારીશું, તું રમતો મન રંગ;
જે જોઈએ તે પૂરતો, ઊલટ આણી અંગ. ૫૦
સો રામા જીવ તાહરી, ક્ષણમાંહી વિઘટાય;
સ્વારથ પહોંચી જબ રહ્યો, તબ ફિરિ વૈરી થાય. ૫૧
સમુદ્ર દ્વીપ સાયર તણો, પામે કો નર પાર;
નારી હૃદય દોય આંગળા, કોઈ નવિ પામ્યો પાર. ૫૨
બ્રહ્મા નારાયણ ઈશ્વર, ઇંદ્ર ચંદ્ર નર કોડ;
લલના વચને લાલચી, તે રહ્યા બે કરજોડ. ૫૩

નારી વદન સોહામણું, પણ વાઘણ અવતાર;
જે નર એહને વશ પડ્યા, તસ લૂટ્યાં ઘરબાર. ૫૪

હસમુખી દિસે ભલી, કરતી કારમો નેહ;
કનકલતા બાહિર જિસી, અંતર પિત્તળ તેહ. ૫૫

પહેલી પ્રીત કરી રંગશું, મીઠા બોલી નાર;
નરને દાસ કરી આપણો, મૂકે ઠોકર માર. ૫૬

નારી મદન તલાવડી, બૂડ્યો સવિ સંસાર;
કાઢણહારો કો નહિ, બૂડ્યા અનંતી વાર. ૫૭

વીશ વસાના જે નરા, કોઈ નહિ તસ વંક;
પણ નારી સંગત તેહને, નિશ્ચે ચઢે કલંક. ૫૮

મુંજ ને ચંડપ્રદ્યોતના, દાસીપતિ પામ્યા નામ;
અભયકુમાર બુદ્ધિ આકરો, તેહ ઠગ્યો અભિરામ. ૫૯

નારી નહિ રે બાપડા, પણ એ વિષની વેલ;
જો સુખ વંછે મુક્તિનાં, તો તસ સંગતિ મેલ. ૬૦

નારી જગમાં તે ભલી, જિણ જાયો પુરૂષ રતન;
તે સતીને નિત પાય નમું, જગતમાં તે ધન ધન. ૬૧

તું પરકામ કરી સદા, નિજ કાજ ન કરિય લગાર;
લટપટ ખટપટ કરિય તું, કિમ ઉતરીશ ભવપાર. ૬૨

પાપ ઘડો પૂરણ ભરી, તેં લીધો શિર ભાર;
તો કિમ છૂટીશ જીવડા, ન કરી ધર્મ લગાર. ૬૩

ઈશું જાણી કૂડ કપટ, છળ છિદ્ર તું છાંડ;
તે છાંડીને જીવડા, જિન ધર્મે ચિત્ત માંડ.

જે વચને પર દુઃખ હુવે, જિણ હોય પ્રાણી ઘાત;
ક્લેશ પડે નિજ આતમા, તજ ઉત્તમ તે વાત. ૬૫
જિમ તિમ પરસુખ દીજિયે, દુઃખ નવિ દીજે કોય;
દુઃખ દેઈ દુઃખ પામિયો, સુખ દેઈ સુખ હોય. ૬૬
પરનિંદા નર જે કરે, કૂડાં દેવે આળ;
મર્મ પ્રકાશે પરતણા, તેથી ભલો ચંડાળ. ૬૭
ષટ્માસીને પારણે; એક સીથ લહે આહાર;
કરતો નિંદા નવિ ટળે, તસ દુર્ગતિ અવતાર. ૬૮
છાર ઉપર જિમ લીંપણું, તિમ ક્રોધે તપ કીધ;
તસ તપ જપ સંયમ મુધા, એકે કાજ ન સિદ્ધ. ૬૯
પૂર્વ કોડીને આઉખે, પાળી ચારિત્ર સાર;
સુકૃત સુણો સવિ તેહનું, ક્ષણમાં હોવે છાર. ૭૦
પર અવગુણ સરસવ સમો, અવગુણ નિજ મેરૂ સમાન;
કાં કરે નિંદા પારકી, મૂરખ આણ નિજ સાન. ૭૧
પર અવગુણ જિમ દેખિયે, તિમ પર ગુણ તું જોય;
પર ગુણ લેતાં જીવડા, અખય અજરામર હોય. ૭૨
ક્રોધી નર અછે સદા, કહિયે જે ઉલટી રીસ;
તો છોડી દૂર આતમા, રહે જોયણ પચવીસ. ૭૩
ગુણ કીધો માને નહિ, અવગુણ માંડી મૂળ;
નર સંગતિ છાંડિયે, પગ પગ માથા સૂળ. ૭૪
જે નિંદા કરે આપણી, તે જીવો જગ માંય;
મળ મૂત્ર ધોવે પરતણાં, પછે અધોગતિ જાય. ૭૫

જે મળ મૂત્ર ધોવે સદા, ગુણવંતના નિશદિશ;
તે દુર્જન જીવો ઘણું, જગમાં કોડી વરીસ. ૭૬

સજ્જન દુર્જન કિમ જાણિયે, જબ મુખ બોલે વાણ;
સજ્જન મુખ અમૃત લવે, દુર્જન વિષની ખાણ. ૭૭

નરભવ ચિંતામણી લહી, એળે તું મત હાર;
ધર્મ કરીને જીવડા, સફળ કરો અવતાર. ૭૮

સફળ સામગ્રી તેં લહી, જિણ તરિયે સંસાર;
પ્રમાદવશે ભવ કાં ગમે, કર નિજ હિયે વિચાર. ૭૯

દિયો ઉપદેશ લાગે નહિ, જો નવિ ચિંતે આપ;
આપ સ્વરૂપ વિચારતાં, છૂટીજે સવિ પાપ. ૮૦

જિણ રસ પાપ કિયાં તુમે, તિણ રસ તું કર ધર્મ;
આ ભવ પરભવના કર્યાં, છૂટીજે સવિ કર્મ. ૮૧

જિમ આઊખા દિન ગણી, વરસ માસ ઘડી માન;
ચેતી શકે તો ચેતજે, જો હોય હિયડે સાન. ૮૨

ધન કારણ તું તરફડે, તિમ ધર્મ કરે થઈ શૂર;
અનંત ભવનાં પાપ સવિ, ક્ષણમાં જાવે દૂર. ૮૩

જે રચના દિન ઊગતી, તે રચના નહિ સાંજ;
ઈશું જાણી રે જીવડા, ચેતહિ હિયડા માંજ. ૮૪

આશા અંબર જેવડી, મરવું પગલાં હેઠ;
ધર્મ વિના જે દિન ગયા, તિણ દિન કીધી વેઠ. ૮૫

રે જીવ સુણ તું બાપડા, ન કરીશ ગર્વ ગમાર;
મૂળ સ્વરૂપ દેખી કરી, નિજ જીવશું તું વિચાર. ૮૬

કર્મથી કો નવિ છૂટિયો, ઇંદ્ર ચંદ્ર નર દેવ;
રાય રાણા મંડલિક વળી, અવર નરજ કુણ હેવ. ૮૭

વરસ દિવસ ઘર ઘર ભમ્યા, આદિનાથ ભગવંત;
કર્મ વસે દુઃખ તિણે લહ્યાં, જે જગમાં બળવંત. ૮૮

પાસ જિણંદ પડિમા રહી, ઉપસર્ગ કિયો સુરિંદ,
તે ઉપસર્ગને ટાળિયો, પદ્માવતી ધરણિંદ. ૮૯

કાને ખીલા ઘાલિયા, ચરણે રાંધી ખીર;
તેહુને પણ કર્મ જ નડયાં, ચોવીશમા શ્રી વીર. ૯૦

મલ્લિ માયા તપ કરી, પામ્યા સ્ત્રી અવતાર;
સુરપતિ કોડિ સેવા કરી, કર્મનો એહ પ્રકાર. ૯૧

પુરૂષ વિષે ચૂડામણી, ભરત નરેસર રાય;
બાહુબલિ હાર મનાવીયો, આજ લગે કહેવાય. ૯૨

કીધાં કર્મ ન છૂટીયે, જેહનો વિષમો બંધ;
બ્રહ્મદત્ત નર ચક્કવઈ, સોળ વરસ લગે અંધ. ૯૩

આઠમો સુભૂમ ચક્કવી, ઋદ્ધિ તણો નહિ પાર;
કર્મવશે પરિવારશું, બૂડ્યો સમુદ્ર મઝાર. ૯૪

પાંચ પાંડવ અતુલી બળી, તેહ ભમ્યા વનવાસ;
ઈશા પુરૂષ જગમાં વળી, દીનપણે ફિર્યા નિરાશ. ૯૫

રામ લક્ષ્મણ જગમાં વળી, એહનું જપે સહુ નામ;
તે વનવાસ માંહે રહ્યા, જે બહુ ગુણના ધામ. ૯૬

રાવણ વિકટ રામે હણ્યો, કૃષ્ણે હણ્યો જરાસંઘ;
જરાકુમરે હરિને હણ્યો, દેખો કર્મનો બંધ. ૯૭

નિજ પુત્રી તાતે વરી, તસ કૂખે સુત એવ;
કર્મ વશે જીવ ઉપન્યો, ત્રિપૃષ્ઠ વાસુદેવ. ૯૮

ભમતાં ભમતાં અવતર્યા, દેવાનંદાની કુખ;
બ્યાશી રાત્રિ તિહાં રહી, કર્મે લહ્યું વળી દુઃખ. ૯૯

ઇંદ્ર અહિલ્યાશું જુઓ, લુબ્ધ હુઓ સુરદેવ;
ઈશ્વર દેવ નચાવીયો, પારવતી પિયુ હેવ. ૧૦૦

માસખમણને પારણે, કુળવાળુઓ અણગાર;
ચિત્ત વળગ્યું સંગ નારિયે, ચૂકતાં ન લાગી વાર. ૧૦૧

પાંચશે રામાને તજી, લીધો સંજમભાર;
દશ દશ નંદિષેણ બુઝવે, નર વેશ્યા દરબાર. ૧૦૨

બાંધી તાંતણા સૂત્રના, વિંટયો આર્દ્ર કુમાર;
સુત મોહની વશે રહી, પછી લિયો સંયમ ભાર. ૧૦૩

પંચસયા મુનિ નેમના, ઓર શ્રી પાસના ચાર;
ભોગ કારણ સંયમ તજી, માંડયો તિણે ઘરબાર. ૧૦૪

નવાણું કોડી કંચન તજી, ઓર તજી આઠે નાર;
તે દુક્કર નિત વંદિયે, શ્રી જંબુ ત્રણ કાળ. ૧૦૫

એક કન્યા કોડિ કંચન, તજી જેણે વળી દૂર;
વયરસ્વામી તે વંદીયે, નિત્ય ઉગમતે સૂર. ૧૦૬

નવાણું પેટી સુરતણી, નિત નિત હોય નિર્માલ્ય;
નરભવ સુર સુખ ભોગવે, તે શાલિભદ્ર સુકુમાળ. ૧૦૭

રત્નકંબળને કારણે, શ્રેણિક આવ્યો બાર;
ગોખ થકી ખોળે લીઓ, લીધો સંયમભાર. ૧૦૮

આઠ નારી જેણે તજી, તે ધન્નો ધન ધન્ન;
નારી હાસ્યે સંયમ લિયો, રાખ્યું ઠામ જિણે મન્ન. ૧૦૯

ષટ્ નંદન દેવકી તણા, ભદ્દિલપુર સુલસા નાર;
તાસ ઘરે તે ઉચ્છર્યા, રૂપે દેવકુમાર. ૧૧૦

બત્રીશ બત્રીશ પદ્મણી, બત્રીશ બત્રીશ હેમ કોડ;
નેમિ સમીપ સંયમ વર્યા, તે વંદુ કરજોડ. ૧૧૧

સહસ પુરૂષશું સંયમ લિયો, શ્રી નેમીસર હાથ;
તે થાવચ્ચો વંદીએ, સોચ્છવ કર્યો યદુનાથ. ૧૧૨

બાર વરસ છઠ્ઠ આંબિલ, કીધાં શિવકુમાર;
શીયળ વ્રત સદા ધર્યું, એ પણ દુક્કરકાર. ૧૧૩

કોશ્યા મંદિર ચોમાસુ રહ્યા, નામ ચોરાશી ચોવીશ;
તે સ્થૂલભદ્ર મુનિ વંદિયે, ભદ્રબાહુ ગુરૂ શિષ્ય. ૧૧૪

કપિલા સંગે નવિ ચળ્યો, શેઠ સુદર્શન ચંગ;
શૂળી સિંહાસન થઈ, સુર કરે મનને રંગ. ૧૧૫

શિવરમણીને કારણે, જિણ સુખ છંડ્યો દેહ;
તસ નામ દોય ચાર લીજિયે, ભવિજન સુણજો તેહ. ૧૧૬
વરસ દિવસ કાઉસ્સગ્ગ કિયો, બાહુબલિ અણગાર;
માન ગજેથી ઉતર્યો, તબ લિયો કેવળ સાર. ૧૧૭
ગજસુકુમાર શિર સોમિલે, દેખી ધર્યા અંગાર;
સમતા પસાયે તે વળી, પામ્યા ભવનો પાર. ૧૧૮
મેતારજ શિર સોનીએ, વાધર વિંટ્યું ધરી ભેદ;
નિજ મન ઠામજ રાખિયું, કિયો સંસારનો છેદ. ૧૧૯

સુકોમળ સુકુમાળ મુનિ, વલુર્યું વાઘણ અંગ;
બાપ નીર્જ઼ામિ મા ભખી, શિવપુરી વર્યો મનરંગ. ૧૨૦
પૂર્વભવ પ્રિયા શિયાલણી, તિણ ભખ્યો અવંતિસુકુમાળ;
નલિનીગુલ્મ વિમાનમાં, પામ્યો સુખ તત્કાળ. ૧૨૧
પંચ શત શિષ્ય ખંધક તણા, ઘાણી પીલ્યા સોય;
શિવનયરી શિવ પામિયા, એ સમતા ફળ જોય. ૧૨૨
ચિલાતીપુત્ર નારી શિર, છેદીને કર લીધ;
ઉપશમ સંવર વિવેકથી, કૃત કર્મ દૂરે કીધ. ૧૨૩
દિન પ્રત્યે સાત હત્યા કરી, અર્જુનમાળી નામ;
પરિસિહ દેખી ક્ષમા ધરી, પામ્યા શિવપુર ઠામ. ૧૨૪
મુનપતિ મુનિ કાઉસ્સગ્ગ રહે, અગ્નિયે દાઝી દેહ;
પરિષહ સહી પદવી વરી, અમર વધુ ધરી નેહ. ૧૨૫
વંશ ઉપર નાટક કરી, એલાપુત્ર કુમાર;
જાતિ સ્મરણ ઉપન્યું, જ્ઞાન અનંત અપાર. ૧૨૬
કર્મ વશે આષાઢ મુનિ, ભરતનું નાટક કીધ;
અનિત્ય ભાવના ભાવતાં, તિણે તિહાં કેવળ લીધ. ૧૨૭
સુશિષ્ય પંથકજી મુનિ, ગુરૂ પ્રમાદ કિયો દૂર;
શત્રુંજય અણસણ કરી, તે વંદુ ગુણ સૂર. ૧૨૮
ચંડરૂદ્ર ગુરૂ ખંધે કરી, રજની કીધો વિહાર;
શિષ્ય પણ કેવળ પામિયો, તિમ ગુરૂ કેવળ ધાર. ૧૨૯
ષટ્‌માસીને પારણે, ઢંઢણ નામ કુમાર;
મોદક ચુરત પામિયો, કેવળજ્ઞાન ઉદાર. ૧૩૦

ષટ્ખંડ રાજ હેલાં તજી, લીધો સંજમભાર;
ષટ્દશ રોગ ઈહાં સહ્યાં, શ્રી શ્રી સનતકુમાર. ૧૩૧

કૂર ભખતાં કેવળ લહ્યું, કુરગડૂ અણગાર;
ક્ષમા ખડ્ગ હાથે ધર્યું, જે મુનિમાં શિણગાર. ૧૩૨

પંખી પ્રાણુજ રાખવા, કરી ખંડોખંડ દેહ;
મેઘરથ રાયતણે ભવે, પ્રસન્ન હુઆ સુર તેહ. ૧૩૩

વંદી વીર ગુમાનશું, દશાર્ણભદ્ર નરસિંહ;
સુરપતિ પાય લગાડિયો, જગ રાખો જિણ લીહ. ૧૩૪

પ્રસન્નચંદ્ર કાઉસ્સગ્ગમાં, કોપી યુદ્ધ કરંત;
કોપ શમ્યો કેવળ લહ્યું, મ્હોટો એ ગુણવંત. ૧૩૫

અઈમુત્તો સુકુમાળ મુનિ, વખાણ્યો વીર જિણંદ;
ઇરિયાવહિ પડિક્કમતાં, કેવળ લહ્યું આણંદ. ૧૩૬

વીરજિન વચને થિર રહ્યા, શ્રેણિક સુત મેઘકુમાર;
જાતિસ્મરણ પામિયો, કરી દો નયણાં સાર. ૧૩૭

હાટ વેચાણી ચંદના, સુભદ્રા ચઢયું કલંક;
દમયંતી નળ વિયોગ લહો, એહ કર્મનો વંક. ૧૩૮

કળાવતી કર છેદિયા, દ્રૌપદી કાઢ્યાં ચીર;
અગ્નિ શિતળ સીતા કર્યો, શીળ ગુણે થયું નીર. ૧૩૯

ચંદના ચરણ મૃગાવતી, ખમાવી નિજ અપરાધ;
કેવળ લહી ગુરૂણી દિયો, દો જીવ ટાળ્યો વિષવાદ. ૧૪૦

ચંદ કલંક સાયર કર્યો, ખારો નીર કિરતાર;
નવસો નવાણું નદી તણો, દેખો એ ભરતાર. ૧૪૧

હરિચંદ રાય કરમ વશે, શિર વહ્યું ડુંબ ઘર નીર;
કર્મ વશે નર સવિ નમ્યા, જે જગ બાવન વીર. ૧૪૨

ગો બ્રાહ્મણ સ્ત્રી બાળની, દઢપ્રહારે હત્યા કીધ;
ચાર પહોર કાઉસ્સગ્ગ રહી, ષટ્‌માસ કેવળ લીધ. ૧૪૩

મેરૂ ઢળે નેવ મોભે ચઢે, સાયર લોપે લીહ;
કીધાં કર્મ ન છૂટિયે, જો ઊગે પશ્ચિમ દીહ. ૧૪૪

કીધા કર્મ તો છૂટિયે, જો કીજે જિનધર્મ;
મન વચ કાયાએ કરી, એ જિનશાસન મર્મ. ૧૪૫

કર્મ પ્રકાશે આપણાં, મન શુદ્ધ આણંદ પૂર;
સુહગુરૂ પાસે વળી, જાય પાપ સવિ દૂર. ૧૪૬

બળવંત અનંતા જે નરા, કોઈ સુર સુભટ ઝુઝાર;
કર્મ સુભટ જુઓ એકલે, સવી મનાવ્યા હાર. ૧૪૭

કર્મ સુભટ વિષમ વિકટ, તે વશ કિયો ન જાય;
જે નર એહને વશ કરે, હું વંદુ તસુ પાય. ૧૪૮

ઈમ જાણીને કીજિયે, જિમ આતમસુખ થાય;
પરજીવ દુઃખ ન દીજિયે, ઈમ બોલ્યા જિનરાય. ૧૪૯

દાન શિયળ તપ ભાવના, ધર્મનાં ચાર એ મૂળ;
પર અવગુણ બોલત સહી, એ સૌ થાએ ધૂળ. ૧૫૦

દાન સુપાત્રે દીજિયે, તસ પુણ્યનો નહિ પાર;
સુખ સંપત્તિ લહિયે ઘણી, મણિ મોતી ભંડાર. ૧૫૧

ધન્ના સારથપતિ જુઓ, ઘૃત વહોરાવ્યું મુનિ હાથ;
દાન પ્રભાવે જીવડો, પ્રથમ હુવા આદિનાથ. ૧૫૨

મુનિ દાન દિયો ધનસારથી, આનંદ હર્ષ અપાર;
નેમિનાથ જિનવર હુવા, યાદવ કુળ શણગાર. ૧૫૩

કળથી કેરા રોટલા, દીધું મુનિવર દાન;
વાસુપૂજ્ય ભવ પાછલે, જિનપદ લહ્યું નિદાન. ૧૫૪

મુનિ ભૂલ્યો એક મારગે, વહોરાવ્યો તસ આહાર;
સાથ મળ્યો નયસારથી, તે વીર જગદાધાર. ૧૫૫

સુલસા રેવતી રંગશું, દાન દિયો મહાવીર;
તીર્થંકર પદ પામશે, લહેશે ભવજળ તીર. ૧૫૬

દાને ભોગજ પામિયે, શિયળે હોય સોભાગ;
તપ કરી કરમજ ટાળિયે, ભાવના શિવસુખ માગ. ૧૫૭

ભાવના છે ભવનાશિની, જે આપે ભવ પાર;
ભાવના નટી સંસારમાં, જસ ગુણનો નહિ પાર. ૧૫૮

અરિહંત દેવ સુસાધુ ગુરૂ, કેવળીભાષિત ધર્મ;
ઈશું સમક્તિ આરાધતાં, છૂટીજે સવિ કર્મ. ૧૫૯

નવ પદ જાપજ કીજિયે, ચૌદ પૂરવનો સાર;
ઈશો મંત્ર ગણિયે સદા, જે તારે નર નાર. ૧૬૦

સકળ તીરથનો રાજિયો, કિજે તેહની યાત્ર;
જશ દરિસણે દુર્ગતિ ટળે, નિર્મળ થાયે ગાત્ર. ૧૬૧

અષ્ટાપદ અર્બુદગિરિ, સમેતશિખર ગિરનાર;
પંચે તીરથ વંદિયે, મન ધરી હર્ષ અપાર. ૧૬૨

ઋષભ શાંતિ જગ નેમિ જિણ, પાર્શ્વ અને વર્દ્ધમાન;
પાંચે તીરથ પ્રણમતાં, નિત્ય વાધે જીવ વાન. ૧૬૩

ઉત્તમ નર નારી તણાં, નામ કહ્યાં એ માંય;
નામ નિરંતર લીજિયે, જિમ સહિ આણંદ થાય. ૧૬૪
આતમશિક્ષા ભાવના, ગુણમણિ રયણ ભંડાર;
પાપ ટળે સવિ તેહનાં, જે ભણે નર નાર. ૧૬૫
આતમશિક્ષા ભાવના, જે સુણે અપાર;
નવનિધિ તસ ઘર સંપજે, પુત્ર કલત્ર પરિવાર. ૧૬૬
એ સુણતાં સુખ ઉપજે, અંગ ટળે સવિ રીસ;
સમતા રસમાં જીવડો, ઝીલે તે નિશદિશ. ૧૬૭
ઇણ ભવ પરભવ ભવે ભવે, જિન માંગું હું હેવ;
મન વચન કાયાએ કરી, ઘો તુમ ચરણની સેવ. ૧૬૮
એ ગુણને જિહાં ભાવશું, તિહાં રાન વેળાઉળ થાય;
આતમશિક્ષા નામથી, સુર નર લાગે પાય. ૧૬૯
વીરશાસન દીપાવતો, આણંદવિમળ સૂરિંદ;
પ્રમાદ પંથ દૂર કર્યો, પ્રણમું તેહ આણંદ. ૧૭૦
તાસ શિષ્ય મુનીશ્વર ધણી, શ્રી વિજયદાનસૂરીશ;
પ્રગટ મહિમા તસ જાગતો, પાય નમે નર ઈશ. ૧૭૧
ઉપશમ રસનો કૂંપલો, તાસ પટધર હીર;
સકળ સૂરિ શિરોમણી, સાયર જિમ ગંભીર. ૧૭૨
હીરવિજય ગુરૂ હીરલો, પ્રતિબોધ્યો અકબર ભૂપ;
રાય રાણા સેવા કરે, જેહનું અકળ સરૂપ. ૧૭૩
મ્લેચ્છ રાય જિણે વશ કર્યો, જગ વરતાવી અમાર;
વિમળાચળ મુક્તો કિયો, શાસન શોભાકાર. ૧૭૪

કુમારપાળ પ્રતિબોધિયો, શ્રી શ્રી હેમસૂરિંદ;
તિમ અકબર ગુરૂ હીરજી, મન ધરી અતિ આણંદ. ૧૭૫
ધ્યાન વશે નિજ પદ દિયો, નિજ મન હર્ષ અપાર;
વિજયસેનસૂરિ નામથી, નિત હોય જયજયકાર. ૧૭૬
કામકુંભ ચિંતામણિ, કલ્પતરૂ અવતાર;
તે સવિથી જેહ સિદ્ધિની, અધિક એ ભવિ વિચાર. ૧૭૭
વિજયસેન ગુરૂ રાયવર, વિજયદેવ સૂરિંદ;
વિજયમાન ગુરૂ વંદિયે, જિમ સૂરજ ઉર ચંદ. ૧૭૮
તપગચ્છ વાચકમેં વરૂ, વિમળહર્ષ શિરતાજ;
નામે નવ નિધિ સંપજે, દરિસણે સીઝે કાજ. ૧૭૯
આતમશિક્ષા ભાવના, તાસ શિષ્ય મન રંગ;
પ્રેમવિજય પ્રેમે કરી, ઊલટ આણી અંગ. ૧૮૦
શ્રી રત્નહર્ષ વિબુધ મુજ, બંધુ તાસ પસાય;
તસુ સાનિધ્ય ગ્રંથ મેં રચ્યો, મન ધરી હર્ષ અપાર. ૧૮૧
મૂઢ મતિ છે માહરી, કવિ મત કરજો હાસ;
કૃપા કરી મુજ ઉપરે, શોધી કરજો ખાસ. ૧૮૨
સંવત સોળ બાસઠિયે, વૈશાખ પૂનમ જોય;
વાર ગુરૂ સહી દિન ભલો, એહ સંવત્સર હોય. ૧૮૩
નયર ઉજ્જેણીમાં વળી, આતમશિક્ષા નામ;
મન ભાવ ધરીને તિહાં કરી, સિધ્યાં વંછિત કામ. ૧૮૪
એક શત એંશી પંચ એ, દોહા અતિ અભિરામ;
ભણે ગણે જે સાંભળે, તેહ લહે શિવ ઠામ. ૧૮૫

卐

તુલસી યે તન હ તવા, તપત સદા ત્રય તાપ;
શાંતિ હોય જબ શાંતિ પદ, પાવે રામ પ્રતાપ. ૯

તુલસી કહે યહ લોકમેં, કો જાને પરપીર;
કે તો જાને નિજ હૃદય, કે જાને રઘુબીર. ૧૦

તુલસી જગમેં આયકે, કર લીજે દો કામ;
દેને કો ટુકડા ભલા, લેને કા પ્રભુ નામ. ૧૧

સત્ય વચન અરૂ દીનતા, પરસ્ત્રી માત સમાન;
એતે સે પ્રભુ નહિ મિલે, તો તુલસીદાસ જમાન. ૧૨

જ્ઞાન ગરીબી ગુણ ધર્મ, નરમ વચન નિરમોષ;
તુલસી કબહુ ન છાંડીયે, શીલ સત્ય સંતોષ. ૧૩

તુલસી જગમેં યું રહો, જ્યું જીહ્વા મુખ માંહી;
ઘી બહોત ભક્ષણ કરે, તો ભી ચીકની નાંહી. ૧૪

તુલસી મનકે દુઃખકો, પ્રગટ ન કરીએ રોય;
ભરમ ગમાવે આપનો, બાંટી ન લહે કોય. ૧૫

પ્રારબ્ધ પહિલે બની, પીછે બના શરીર;
તુલસી એહ આશ્ચર્ય હૈ, મન નહિ ધારે ધીર. ૧૬

તુલસી તરૂવર સંત હિ, ફૂલે ફૂલે પરહેત;
ઈનકો જે પથ્થર હને, ઉનકો વો ફલ દેત. ૧૭

તુલસી કહે પુકારકે, સકલ દેજો નિજ કાન;
હેમદાન ગજદાન સે, બડા દાન સન્માન. ૧૮

તુલસી અદ્ભૂત દેવી એક, દેખી આશા નામ;
સેવે શોક સમર્પ દે, વિમુખ ભયે અભિરામ. ૧૯

ઉગે ત્યાં વાવે નહિ, વાવે ત્યાં જલ જાય;
તુલસી ઐસે સ્થાનમેં, માલ મફતમેં જાય. ૨૦

અલિ પતંગ મૃગ મીન ગજ, એક એક રસ આંચ;
તુલસી તિનકી કોન ગત, જાકું બ્યાપત પાંચ. ૨૧

તુલસી સંગત શ્વાનકી, દોય જાતિકા દુઃખ;
ખીજે તો પાઉં કટે, રીઝે ચાટે મુખ. ૨૨

તુલસી સ્વારથ કે સગે, બિન સ્વારથ કોઈ નાહી;
સરસ વૃક્ષ પંછી વસે, નિરસ ભયે ઊડ જાય. ૨૩

પારસમણિ કે સ્પર્શસે, કંચન ભઈ તલવાર;
તુલસી તિનો ના ગયે, ધાર માર આકાર. ૨૪

અપને ખોદે કૂપ મહે, ગિરે યથા દુઃખ હોઈ;
તુલસી સુખદ સમજી હિએ, રચત જગત સબ કોઈ. ૨૫

ઉદ્યમમેં લક્ષ્મી વસે, ઔર ઠોર કછુનાથ;
તુલસી કહે પરતક્ષ દેખ લો, પવન વીંઝણામાંય. ૨૬

મન મરે માયા મરે, મર મર ગયે શરીર;
આશા તૃષ્ણા ના મરી, કહ ગયે દાસ કબીર. ૨૭

કબીર ગર્વ ન કીજીએ, રંક ન હસીયે કોય;
અપનો નાવ સમુદ્રમેં, ના જાને કયા હોય. ૨૮

કબીર ગર્વ ન કીજીએ, ઊંચા દેખી આવાસ;
આજ કાલ ભુંઈ લેટણા, ઉપર જામે ઘાસ. ૨૯

સાહબકે દરબારમેં, કમી કાહેકી નાંહી;
બંદા મોજ ન પાવતતો, ચૂક ચાકર માંહી. ૩૦

કબીર શરીર સરાય[1] હૈ, ક્યોં સુતા સુખ ચેન;
કુચ નગારા શ્વાસકા, બજ રહા દિન રેન. ૩૧
ચક્કી ચલતી દેખતે, દિયા કબીરા રોય;
દો પડ ભીતર આયકે, સાબુત રહ્યા ન કોય. ૩૨
કબીર કૂવા એક હૈ, પનિહારી અનેક;
ન્યારે ન્યારે બર[2] તન ભયે, પાની સબમેં એક. ૩૩
બાહિર ધોયે કયા હુઆ, જો મન મેલ ન જાય;
મીન સદા જલમેં રહે, ધોયે વાસ ન જાય. ૩૪
ચંપા તુજમેં તિન ગુણ, રૂપ ગંધ ઓર વાસ;
પણ તુજમાં અવગુણ ભર્યા, ભ્રમર ન આવે પાસ. ૩૫
જબ લગ પૈસા હાથમેં, તબ લગ ઉસકે યાર;
સાંઈ ઈસ સંસારમેં, સ્વારથ કા વ્યવહાર. ૩૬
ભર્યા સો છલકે નહિ, છલકે સો અદ્ધા;
ઘોડા સો ભૂંકે નહિ, ભૂંકે સો ગદ્ધા. ૩૭
વચન વિવેક વિચારીને, ઉચ્ચરો જો મુખ આમ;
દુનિયામાં દલપત કહે, કદી ન બગડે કામ. ૩૮
સાજું હોય શરીર તો, સઘળી વાતે સુખ;
નહિ તો નાણું બહુ છતાં, દિન દિન પ્રત્યે દુઃખ. ૩૯
અજીર્ણે ભોજન તજે, અને ઉણોદરી થાય;
શરીર સુખકારી રહે, વિકાર થાય વિદાય. ૪૦
ભોજન બીચ પાણી ભલું, ભોજન અંતે છાશ;
મધ્યાહ્નને ભોજન કરે, સર્વ રોગનો નાશ. ૪૧

૧. ધર્મશાળા. ૨. વાસણ.

ઓછી દાતણ જે કરે, નરણે હરડે ખાય;
દૂધે વાળું જે કરે, તસ ઘર વૈદ ન જાય. ૪૮

દાંતે લૂણ જે વાપરે, કવળે ઉનું ખાય;
ડાબું પડખું દાબી સૂવે, તે ઘર વૈદ્ય ન જાય. ૪૩

હીંગ મરચું ને આંબલી, સોપારી ને તેલ;
જો ગાવાનો ખપ કરે, તો પાંચે વસ્તુ મેલ. ૪૧

દૂધ સાકર ને એલચી, વરિયાળી ને દ્રાક્ષ;
જો ગાવાનો ખપ કરે, તો પાંચે વસ્તુ રાખ. ૪૨

卐

# પ્રભુભક્તિ-ગર્ભિત દુહાઓ

ૐ નમઃ પાર્શ્વનાથાય, વિશ્વ ચિંતામણિયતે ।
હ્રીં ધરણેન્દ્ર વૈરૂટ્યા, પદ્‌માદેવી સુતાય તે ॥ ૧
ૐ નમઃ પરમાનન્દ-નિધાનાય મહસ્વિને ।
શંખેશ્વર પુરોત્તંસ-પાર્શ્વનાથાય તાયિને ॥ ૨
ૐ નમઃ પાર્શ્વનાથાય, વિઘ્ન-વિચ્છેદકારિણે ।
નાગેન્દ્ર-કૃતછત્રાય, સર્વાદેવાય ૐ નમઃ ॥ ૩
નમો દુર્વાર-રાગાદિ-વૈરિવાર-નિવારિણે ।
અર્હતે યોગિનાથાય, મહાવીરાય તાયિને ॥ ૪
ચિદાનંદૈક રૂપાય, જિનાય પરમાત્મને ।
પરમાત્મપ્રકાશાય, નિત્યં સિદ્ધાત્મને નમઃ ॥ ૫
મંગલં ભગવાન વીરો, મંગલં ગૌતમ પ્રભુઃ ।
મંગલં સ્થુલ ભદ્રાદ્યા, જૈનો ધર્મોસ્તુ મંગલમ્ ॥ ૬
નમસ્કાર સમો મંત્ર, શત્રુંજય સમો ગિરિ;
વીતરાગ સમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ. ૭
શ્રી શંખેશ્વર સાહિબો, સુર તરૂ સમ અવદાત;
પુરૂષાદાણી પાસજી, ખટ દર્શન વિખ્યાત. ૮
દુરિત ટળે વાંછિત ફળે, જાસ નામ સમરંત;
વામાનંદન જિનવરૂ, તે પ્રણમું એકંત. ૯

શાસન નાયક સમરીએ, શ્રી મહાવીર ભગવાન;
ચોવીસે જિનરાજને, નિત્ય નમું બહુમાન. ૧૦
સિદ્ધચક્રના ગુણ ઘણાં, કહેતાં નાવે પાર;
વાંછિત પૂરે દુઃખ હરે, વંદુ વારંવાર. ૧૧
ધન ધન શ્રી અરિહંતને, જેણે ઓળખાવ્યો લોક;
તે પ્રભુની પૂજા વિના, જન્મ ગુમાવ્યો ફોક. ૧૨
પ્રભુ પૂજા ભાવે કરો, પ્રેમ ધરી મનરંગ;
દુઃખ દોહગ દૂરે ટળે, પામે સુખ મન ચંગ. ૧૩
દ્રવ્ય ભાવથી અતિ ઘણો, હૈડે હરખ ન માય;
ઈણ વિધ જિનવર પૂજતાં, શિવ સંપત સુખ થાય. ૧૪
પૂજા કરતાં પ્રાણીયા, પોતે પૂજનિક થાય;
આ ભવ પરભવ સુખ ઘણાં, તસ તોલે કોઈ ન આય. ૧૫
ભવ દવ દહનને વારવા, જલદ ઘટા સમ જેહ;
જિનપૂજા જુગતે કરો, પામીજે ભવ છેહ. ૧૬
આતમ રૂપ નિહાળવા, જિનબિંબ અનૂપ નિદાન;
આતમ દરિસન આરિસો, પ્રતિમાજી ભગવાન. ૧૭
જિન પ્રતિમા જિન સારિખી, ભેદ નાહિ લવલેશ;
દર્શન પૂજા ભક્તિથી, ટાળે ભવ ભય કલેશ. ૧૮
જિન પ્રતિમા અવલંબને, તરીઆ જીવ અનેક;
મોટે પુણ્યે પામીયો, દર્શન શુદ્ધ વિવેક. ૧૯
જે ઘર જિનપૂજા નહિ, જે ઘર નહિ મુનિદાન;
જે ઘર ધર્મકથા નહિ, તે નહિ પુન્યનું સ્થાન. ૨૦

શાસન નાયક સમરીએ, શ્રી મહાવીર ભગવાન;
ચોવીસે જિનરાજને, નિત્ય નમું બહુમાન. ૧૦

સિદ્ધચક્રના ગુણ ઘણાં, કહેતાં નાવે પાર;
વાંછિત પૂરે દુઃખ હરે, વંદુ વારંવાર. ૧૧

ધન ધન શ્રી અરિહંતને, જેણે ઓળખાવ્યો લોક;
તે પ્રભુની પૂજા વિના, જન્મ ગુમાવ્યો ફોક. ૧૨

પ્રભુ પૂજા ભાવે કરો, પ્રેમ ધરી મનરંગ;
દુઃખ દોહગ દૂરે ટળે, પામે સુખ મન ચંગ. ૧૩

દ્રવ્ય ભાવથી અતિ ઘણો, હૈડે હરખ ન માય;
ઈણ વિધ જિનવર પૂજતાં, શિવ સંપત સુખ થાય. ૧૪

પૂજા કરતાં પ્રાણીયા, પોતે પૂજનિક થાય;
આ ભવ પરભવ સુખ ઘણાં, તસ તોલે કોઈ ન આય. ૧૫

ભવ દવ દહનને વારવા, જલદ ઘટા સમ જેહ;
જિનપૂજા જુગતે કરો, પામીજે ભવ છેહ. ૧૬

આતમ રૂપ નિહાળવા, જિનબિંબ અનૂપ નિદાન;
આતમ દરિસન આરિસો, પ્રતિમાજી ભગવાન. ૧૭

જિન પ્રતિમા જિન સારિખી, ભેદ નાહ લવલેશ;
દર્શન પૂજા ભક્તિથી, ટાળે ભવ ભય ક્લેશ. ૧૮

જિન પ્રતિમા અવલંબને, તરીઆ જીવ અનેક;
મોટે પુણ્યે પામીયો, દર્શન શુદ્ધ વિવેક. ૧૯

જે ઘર જિનપૂજા નહિ, જે ઘર નહિ મુનિદાન;
જે ઘર ધર્મકથા નહિ, તે નહિ પુન્યનું સ્થાન. ૨૦

જો દૃષ્ટિ પ્રભુ દર્શન કરે, તે દૃષ્ટિને પણ ધન્ય છે,
તે જીભ જિનવરને સ્તવે, તે જીભને પણ ધન્ય છે;
પીએ મુદા વાણી સુધા, તે કર્ણ યુગને ધન્ય છે,
તુજ નામ મંત્ર વિશદ ધરે, તે હૃદયને નિત્ય ધન્ય છે. ૪૨

આવ્યો શરણે તુમારે, જિનવર કરજો, આશ પુરી હમારી,
નાવ્યો ભવપાર મારો, તુમ વિણ જગમાં, સાર લે કોણ મારી;
ગાયો જિનરાજ આજે, હરખ અધિકથી, પરમ આનંદકારી,
પાયો તુમ દર્શનાસે, ભવભય ભ્રમણા, નાથ સર્વે હમારી. ૪૩



# ભાવના દુહાઓ

અરિહંત અરિહંત સમરતાં, લાધે મુક્તિનું ધામ;
જે નર અરિહંત સમરશે, તેહનાં સરશે કામ. ૧

સુતાં બેસતાં ઊઠતાં, જે સમરે અરિહંત;
દુઃખીયાના દુઃખ ભાંગશે, લેશે સુખ અનંત. ૨

આશ કરો અરિહંતની, બીજી આશ નિરાશ;
જેમ જગમાં સુખીયા થયા, પામ્યા લીલ વિલાસ. ૩

ચેતન તેં એસી કરી, જેસી ન કરે કોઈ;
વિષયા રસને કારણે, સર્વસ્વ બેઠો ખોઈ. ૪

જો ચેતાય તો ચેતજો, જો બુઝાય તો બુઝ;
ખાનારા સૌ ખાઈ જશે, માથે પડશે તુઝ. ૫

મુનિવર ચૌદ હજારમાં, શ્રેણિક સભા મોઝાર;
વીર જિણંદ વખાણીયો, ધન ધન્નો અણગાર. ૬

રાત્રિ ગમાઈ સોવતે, દિવસ ગમાયા ખાય;
હીરા જૈસા મનુષ્યભવ, કવડી બદલે જાય. ૭

અનંત ચોવીશી જિન નમું, સિદ્ધ અનંતી કોડ;
કેવલનાણી મુગતે ગયા, વંદુ બે કર જોડ. ૮

બે કોડી કેવળ ધરા, વિહરમાન જિન વીશ;
સહસ કોડી યુગલ નમું, સાધુ નમું નિશદિશ. ૯

જે ચારિત્રે નિર્મળા, તે પંચાનન સિંહ;
વિષય કષાયને ગંજીયા, તે પ્રણમું નિશદિન. ૧૦

રાંક તણી પરે રળવળ્યો, નિધણીઓ નિરધાર;
શ્રી સીમંધર સાહિબા, તુમ વિણ ઈણ સંસાર. ૧૧
સમકિત પામે જીવને, ભવ ગણતીએ ગણાય;
જો વળી સંસારે ભમે, તો પણ મુક્તે જાય. ૧૨
સમકિત વિણ નવ પૂરવી, અજ્ઞાની કહેવાય;
સમકિત વિણ સંસારમાં, અરહો પરહો અથડાય. ૧૩
વીર જિનેશ્વર સાહિબો, ભમિયો કાળ અનંત;
પણ સમકિત પામ્યા પછી, અંતે થયા અરિહંત. ૧૪
સ્વામીના સગપણ સમું, અવર ન સગપણ કોય;
ભક્તિ કરો સ્વામી તણી, સમકિત નિરમળ હોય. ૧૫
પુણીઆ શ્રાવકને નમું, વીરે વખાણ્યો જેહ;
દોકડા સાડા બારમાં, સ્વામી ભક્તિ કરેહ. ૧૬
વિઘ્ન ટળે તપ-ગુણ થકી, તપથી જાય વિકાર;
પ્રશંસ્યો તપ-ગુણ થકી, વીરે ધન્નો અણગાર. ૧૭
કર્મ ખપે તપ જોગથી, તપથી જાય વિકાર;
ભાવ મંગળ તપ જિન કહ્યો, શિવ સુખનો દાતાર. ૧૮
શીલે સદ્ગતિ પામીએ, શીલે સુધરે કાજ;
શીલે સુર નર સંપદા, શીલે શિવપુર રાજ. ૧૯
જિન પ્રતિમા જિન મંદિરા, કંચનના કરે જેહ;
બ્રહ્મવ્રતથી બહુ ફળ લહે, નમો નમો શિયળ સદેહ. ૨૦
જ્ઞાન સમું કોઈ ધન નહિ, સમતા સમું નહિ સુખ;
જીવિત સમી આશા નહિ, લોભ સમું નહિ દુઃખ. ૨૧

શાસ્ત્ર સાંભળી ગુરૂ કને, અર્થ વિચારે જેહ;
બુદ્ધિ વધારે આપણી, શ્રાવક જાણે તેહ. ૨૨

સુણતાં પૂરા ધ્યાનથી, તત્ત્વ વિચારે જેહ;
જ્ઞાન કાજ ધન વાપરે, શ્રાવક જાણો તેહ. ૨૩

જ્ઞાનવાન ગુરૂ સેવીને, જ્ઞાન મેળવે જેહ;
દે ઉત્તેજન જ્ઞાનમાં, શ્રાવક જાણો તેહ. ૨૪

સાંભળીને સંભળાવતો, થાય કૃતારથ જેહ;
સજ્જનપણું રાખે સદા, શ્રાવક જાણે તેહ. ૨૫

ભક્ષ્ય ભક્ષ્યાદિક તણો, વિવેક રાખે જેહ;
વિરતિને બહુ આચરે, શ્રાવક જાણો તેહ. ૨૬

આદર આણીને કરે, જિન પૂજાદિક જેહ;
સામાયિક વ્રતમાં રહે, શ્રાવક જાણો તેહ. ૨૭

અધર્મથી અલગો રહે, ધર્મ રથ જેહ;
સદાચાર પાળે સદા, સાચો શ્રાવક તેહ. ૨૮

કૂડ કપટ ના કેળવે, જુઠ્ઠું વદે ન જેહ;
સાચે રાચે સર્વદા, સાચો શ્રાવક તેહ. ૨૯

અતિથિને આદર વડે, જમી જમાડે જેહ;
આપે દાન સુપાત્રમાં, સાચો શ્રાવક તેહ. ૩૦

卐

# સાચો જૈન

સાચો જૈન તો તેને કહીએ, જે જીવદયાને જાણે રે;
નિર્લોભી ને કપટ રહિત જે, રાગ રીશ નવિ રાખે રે;
મન વચન કાયાએ નિરમલ, તૃષ્ણાને જે જીતે રે. ૧
હિંસા જુઠ ને ચોરી છાંડે, પરનારી નવ પેખે રે;
પરદ્રવ્યને તૃણ સમ માને, વિષયાસક્તિ વારે રે. ૨
સમભાવી ને આતમરામી, પરનિંદાને ત્યાગે રે;
મોહમાયાને જીતી જાણે, શ્રદ્ધા હૃદયે ધારે રે. ૩
ધૈર્ય અનુપમ વાણી ગંભીર, માન નિવાર્યું જેણે રે;
અરિહંત પ્રતિમા પ્રેમે પૂજે, ધન ધન આતમ તેને રે. ૪

卐

# માનવ જૈન

માનવ જૈન તે તેને કહીએ, જે આત્મસમ જગ જાણે રે;
પરહિત કારણ પ્રાણ અર્પે, પરસુખમાં સુખ માને રે. ૧
સત્ય દયા શાંતિ ઉર ધારે, હિંસા દોષને ટાળે રે;
બ્રહ્મચર્ય સંયમ વૈરાગ્યે, અંતરને અજુવાળે રે. ૨
વિષય કષાયને દૂર નિવારે, પ્રભુભક્તિ ચિત્ત સ્થાપે રે;
તન મન ધન જીવનના ભોગે, પરનાં દુખડાં કાપે રે. ૩
આશા તૃષ્ણા મમતા ત્યાગી, પરધન હાથ ન લેવે રે;
આત્મજ્ઞાન અંતરમાં પામે, સકલ તીરથને સેવે રે. ૪
મહાવીર મૂરતિને પગલે ચાલી, ધર્મદાઝ દિલ ધારે રે;
આત્મ સ્વરાજ્ય હૃદયે પ્રગટાવે, જય જયકાર ઉચ્ચારે રે. ૫

# સાચી શીખામણ

શ્રી ચિંતામણી પાર્શ્વનાથ, પ્રેમે પ્રણમું પાય;
નામ જપંતા પ્રાણીને, આધિ વ્યાધિ ભય જાય. ૧

અથિર અસાર સંસારમાં, ધર્મ વિના નથી સુખ;
ધર્મ વિનાના જીવડા, પગ પગ પામે દુઃખ. ૨

મનુષ્યજન્મ શ્રાવક કુલે, ઉત્તમ લહી અવતાર;
પાપ પ્રપંચને છોડીને, ધર્મ હૈયામાં ધાર. ૩

નિત્ય સવારે ઊઠીને, ગણો મંત્ર નવકાર;
જિનમંદિર વહેલા જઈ, પૂજો જિન જયકાર. ૪

ગુરૂવંદન વિધિશું કરી, નવકારશી પચ્ચક્‌ખાણ;
કરતાં સાચા ભાવથી, પાપ કરમની હાણ. ૫

પાઠશાળામાં પ્રેમથી, વિનય સહિત ગુરૂ પાસ;
આશાતના તજી જ્ઞાનની, કરો ધર્મ અભ્યાસ. ૬

જીવદયા પાળો બહુ, જુઠ્ઠું કદીય ન ભાખ;
ચોરીથી ચિત્ત વારવું, લાજ હિયામાં રાખ. ૭

કંદમૂળ અભક્ષ્યને, ખાતાં બહુલાં પાપ;
તે કારણ છંડો સદા, સમજી મનમાં આપ. ૮

રાત્રિભોજન મત કરો, સાંજે કરો ચોવિહાર;
લાભ અતિશય પામશો, થાશે સુખ શ્રીકાર. ૯

સામાયિક સુંદર કરી, કરો તત્ત્વ વિચાર;
પાપ કરમ દૂરે તજો, વેગે લહો ભવપાર. ૧૦

શ્રાવકના બાલક તણા, એ સુંદર આચાર;
પાળે જે બહુ પ્રેમથી, ઉત્તમ તસ અવતાર. ૧૧
પ્રભુ આણાને શિર ધરી, ધર્મ તણું ધરે ધ્યાન;
સુખ સઘળાં પામી કરી, અનુક્રમે લહે નિરવાણ. ૧૨

---

# મૈત્રી આદિ ભાવના

નિર્મળ મૈત્રી ભાવથી, ભરપૂર હે ભગવંત;
મુદિતભાવ ઉદિત્ત થયો, પૂર્ણ કળાએ સંત. ૧
નિર્મળ કરૂણાનો ઝરો, ચૌદ રાજ રેલાય;
તેના પ્રભાવે હે પ્રભુ !, જગજીવ દુઃખ ધોવાય. ૨
મધ્યસ્થ દૃષ્ટિ છે આપની, પક્ષપાત નહીં લેશ;
ધર્મબીજ છો હે પ્રભુ, યોગ સ્વરૂપ વિશેષ. ૩
એવા શ્રી વીતરાગને, ત્રિકરણ શુદ્ધે આજ;
વંદન કરૂં હું ભાવથી, જય જય શ્રી જિનરાજ. ૪
સૌ પ્રાણી આ સંસારના, સન્મિત્ર મુજ વહાલા હજો;
સદ્‌ગુણમાં આનંદ માનું, મિત્ર કે વૈરી હજો. ૫
દુઃખિયા પ્રતિ કરૂણા, અને દુશ્મન પ્રતિ મધ્યસ્થતા;
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમાં સ્થિરતા. ૬
ગુણી જનોકું વંદના, અવગુણ દેખ મધ્યસ્થ;
દુઃખી દેખી કરૂણા કરો, મૈત્રી ભાવ સમસ્ત. ૭
ખમાવું બધા જીવને આજ પ્રીતે,
ખમો તે બધા મુજને સર્વ રીતે;

બધા જીવમાં મિત્રતાને પ્રસારું,
નથી કોઈ સાથે હવે વેર મારું. ૮

બધા વિશ્વનું થાવ કલ્યાણ આજે,
બનો સજ્જ સૌ પારકા હિત કાજે;
બધા દૂષણો સર્વથા નાશ પામો,
જનો સર્વ રીતે સુખો માંહિ જામો. ૯

સર્વ વિશ્વમાં શાંતિ પ્રગટો,
થાઓ સૌ કોનું કલ્યાણ;
સર્વ લોકમાં સત્ય પ્રકાશો,
દિલમાં પ્રગટો શ્રી ભગવાન. ૧૦

શાન્તિ તુષ્ટિ પુષ્ટિ પામો,
જીવો પામો મંગલમાળ;
આત્મિક ઋદ્ધિ સિદ્ધિ પામો,
પામો સર્વે પદ નિરવાણ. ૧૧

## લોકોત્તર ભાવના

### અનુપમ મૈત્રી

જો શક્તિ મુજને મલે, (તો) આપું સહુને સુખ;
કર્મના બંધન ટાળીને, કાપું સહુનાં દુઃખ. ૧૨

### ક્ષમાપના

મુજને દુઃખ આપે ભલે, તો પણ હું ખમું તાસ;
સુખ પીરસવા સર્વને, છે મારો અભિલાષ. ૧૩

## સર્વાત્મભાવ

જગના પ્રાણી માત્રને, વ્હાલા છે નિજ પ્રાણ;
માટે મન વચ કાયથી, સદા કરૂં તસ ત્રાણ. ૧૪

## પરહિત-ચિંતા

આશીર્વાદ મુજને મળો, ભવોભવ એહ મુજ ભાવ;
ત્રસ સ્થાવર જીવો બધા, દુઃખિયા કો નવિ થાવ. ૧૫

## અનુપમ વાત્સલ્યભાવ

ભવો ભવ એ મુજ ભાવના, જો મુજ ધાર્યું થાય;
(તો) જિન શાસન વિષે, સ્થાપું જીવ બધાય. ૧૬



# શ્રી મકન કૃત બાર માસ

શ્રી સરસ્વતી ચરણે નમું, સદ્‌ગુરૂને આધાર;
સત્ય વચન દ્યો શારદા, ભાવે ભણું માસ બાર. ૧
ચૈત્ર ચિત્ત ચોક્ખું કરી, ધરો પ્રભુ પાર્શ્વનું ધ્યાન;
ધન પામ્યા પુન્ય કિજીયે, મ કરો મન અભિમાન. ૨
કાયા છાયા વાદળી, સાચો મ જાણ સંસાર;
કાચો કુંભ જળે ભર્યો, ગળતાં ન લાગે વાર. ૩
દાન ઉલટ ધરી દીજીયે, શિયળ પાળો નર–નાર;
તપ કરો ભાવ ભલો ધરો, ધર્મના ચાર પ્રકાર. ૪
ચતુર વિચારી ચેતજો, આદરજો ધર્મ એહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૫
વૈશાખે વળી વ્રત આદરો, શ્રાવકના સુણી બાર;
વિધિપૂર્વક વ્રત પાળીયે, પામીયે ભવનો પાર. ૬
વહાલાથી વેર ન કીજીયે, વળી મ કરશો વિષવાદ;
વિષવાદે વેર વધે ઘણો, તેનો કરો નિષેધ. ૭
વાત મ કરો વનિતા તણી, વિષય તણી લવલેશ;
વાતે વિષય વધે ઘણો, વનિતા વચણે વિશેષ. ૮
વિનય વિવેક ને વ્રત વળી, ક્ષમા કરો મન ખંત;
આળસ અંગથી પરિહરો, ભાવે ભજો ભગવંત. ૯
વચન પાળો વીતરાગનું, જગતમાં તારણ જેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૧૦

જુઠ ન બોલશો જેઠમાં, સુણજો સહુ નર–નાર;
જુઠ બોલ્યાથી જીવડા, ભમશો ભવ મોઝાર. ૧૧
જીવ જતન કરો જેઠમાં, ભગવંતે ભાખી છકાય;
પૃથ્વી પાણી તેઉ વાઉ, વનસ્પતિ ત્રસકાય. ૧૨
જીવ સરવે જાણજો, આપણા જીવ સમાન;
રક્ષા કરો છકાયની, આપી અભયનું દાન. ૧૩
જોઈ વિચારી જીવ તું, સહુ છે આળ પંપાળ;
થઈ આવ્યું તે સ્થિર નહિ, પ્રીતે પ્રભુને સંભાળ. ૧૪
જન્મ મરણ દુઃખ જીવને, ટાલણહાર છે તેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૧૫
આષાઢે ઓળખો આતમા, અવસર વુઠયો મેહ;
ક્ષમા ખેતર ખેડો ખંતશું, આણી અધિક સનેહ. ૧૬
જ્ઞાની ગુરૂ ધોરી ધર્મના, દિલમાં દયાનો દંતાળ;
બુદ્ધિ તણા બી વાવજો, ઉરણી અંગ ઉજમાળ. ૧૭
ઉગશે બી ઉલટ ઘણે, પુણ્ય તણા બહુ પાન;
વખેડું તે વિવેકનું, જીવ સત્યને અભયનું દાન. ૧૮
નિંદા નિંદામણ કાઢજો, પરતણી ઉંડી જે પાળ;
મન સ્થિરને માળે ચડી, પાપનાં પક્ષી ઉડાળ. ૧૯
સાચવે સત્ય વચન કરી, ભાવ ભલાથી સંભાળ;
ચિત્ત ચોખાની ચોકી કરે, ચોર ચારે કરી ટાળ. ૨૦
ધાન્ય થાય બહુ ધર્મનું, મન નિર્મળના મેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૨૧

શિયળ પાળે સૌ શ્રાવણે, શિયળ સમો નહિ કોય;
શિયળ સાચે મન પાળજો, શિવરમણી સુખ હોય. ૨૨

સંતોષ શું ચિત્ત રાખજે, મ કરીશ મોહ લગાર;
સમતા સાયરમાં ઝીલતા, પાપ તણો પરિહાર. ૨૩

શોસ માયાનું શું કરે, શોસ કર્યે શું હોય;
પુણ્ય વિના નહિ પામીએ, જીવ વિચારી જોય. ૨૪

સૂઈ રહ્યો શું જીવડા, જીવે ત્યાં લગી જાગ;
પાછલી રાતને પરોઢિયે, ધ્યાન ધર્મને લાગ. ૨૫

સુગુરૂ વાણી સાંભળી, સામો ન રાખ સંદેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૨૬

**ભાદરવે** મત ભૂલજો, ભજજો શ્રી ભગવંત;
આઠે કર્મ અલગાં કરી, આણજો ભવનો અંત. ૨૭

ભવ અનંત ભમતાં થકાં, ઉત્તમ કૂળ અવતાર;
પુણ્ય જોગે તું પામીયો, મૂઢ મિથ્યા મતહાર. ૨૮
ભોળા ભેદ પામ્યો નહિ, ભમતો ભવ મોઝાર;
ધર્મ હૃદયમાં ધર્યો નહિ, પામીશ કેમ ભવ પાર. ૨૯

ભૂથલમાં ભટક્યો ઘણો, નરક નિગોદ મોઝાર;
પરમાધામીને વશ પડયો, કરતો મહા પોકાર. ૩૦
જીવ અનેક એમ નરકમાં, કુકવા કરતા તેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૩૧
આળસ મ કરો **આસુએ**, ધરતા ધર્મનો લેશ;
ઉપશમ ગુણને આદરો, એ સદ્‌ગુરૂ ઉપદેશ. ૩૨

આપ વિચારો આપમાં, આવ્યો અનંતી વાર;
ધર્મ વિના ઘોરી પેરે, એળે ગયો અવતાર. ૩૩
અમર આ જગમાં કોઈ નહિ, અમર શ્રી પાર્શ્વનું નામ;
એક ચિત્તે આરાધતાં, આપે અવિચળ ઠામ. ૩૪
અર્થે મ રાચીશ આતમા, અર્થ ન આવે સાથ;
અંતરજામીને ઓળખી, ભીડજે ધર્મ શું બાથ. ૩૫
અણજાણ્યા ઊઠી ચાલવું, ક્ષણમાં ઉડશે ખેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૩૬
કુડ મ રાખો કોર્તકે, કુડ કર્યાથી જોય;
કહેણ તો કોઈ માને નહિ, પત પોતાની ખોય. ૩૭
ક્રોધ ન કરીએ પ્રાણીઆ, ક્રોધે કર્મ બંધાય;
ક્રોધે દ્વિપાયન ઋષિ, દીધો દ્વારિકા દાહ્ય. ૩૮
ક્રોડો પૂરવ લગે તપ કરી, કાયા ગાળે મુનિ કોય;
દોય ઘડી ક્રોધે કરી, ક્ષણમાં ખેરૂ હોય. ૩૯
ક્રોધ કપટ કુળ પરિહરો, કુમતિ ન રાખો કોય;
સેવા કરો શુદ્ધ સાધુની, શિવપુરનાં સુખ હોય. ૪૦
કાયા માયા કારમી, ઠોર નહિ રહે એહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૪૧
**માગશરે** મન માહરૂં, મ કરીશ માન લગાર;
માન કરતાં મુનિવરા, પામે નહિ કોઈ પાર. ૪૨
માત-પિતા સુત માનિની, બેન બંધવ પરિવાર;
સ્વારથનું સહુ કોય છે, આખર ધર્મ આધાર. ૪૩

માનવી કહે ધન માહરૂં, એ ધન તારૂં ન કોય;
નજર ફરે જણ નાથની, પલમાં પારકું હોય. ૪૪

મુનિ બાહુબલ માને રહ્યા, તો અટકાવ્યું કેવલનાણ;
માન મૂકીને ડગ ભર્યું, તો થયા ત્રવિ ભાવના જાણ. ૪૫

માન મૂકે જે માનવી, જ્ઞાની તે ગુણ ગેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૪૬

પાપને ટાળી પ્રાણીયા, પોપે કરજો પુન્ય;
પ્રભાતે પ્રભુને સંભારજો, નિર્મળ રાખજો મન. ૪૭

પાપે પરિગ્રહ ભેગું કર્યું, સાથ ન આવ્યું કાંહી;
પલમાં પલટાઈ ગયું, રહ્યું સૌ જ્યાંનું ત્યાંહી. ૪૮

પાંચ આદરો પાંચ પરિહરો, ધરો પાંચનું ધ્યાન;
પાંચ ટાળો પાંચ પાળજો, પામશો પાંચમું જ્ઞાન. ૪૯

પાપ કરે જે પ્રાણીઆ, ઉલટ આણી અપાર;
કઠણ કર્મ કરી આકરાં, જાય નરક મોઝાર. ૫૦

પાપને ટાળી પ્રાણીઆ, ધર્મ હૃદયમાં ધરેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૫૧

મનને મોકળું ન મૂકજો, આઘ પાસે મુનિરાજ;
મનને મોકળું મેલતાં, બૂડે સંજય જહાજ. ૫૨

મોટાં મંદિર માળિયાં, મંજુષમાં ભર્યા છે માલ;
ક્ષણમાં ખાલી થાય છે, પાણી જેમ પખાલ. ૫૩

મોહ મ રાખો માયા થકી, માન મ કરો શરીર;
યૌવનીયું વહી જાય છે, નદી તણું જેમ નીર. ૫૪

મનમાં મેલ મ રાખજો, આઘ માસે લગાર;
મેલ તજી મુગતે ગયા, અનેક મુનિ અણગાર. ૫૫
માયા કાયા માનિની, ક્ષણમાં આપશે છેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૫૬
ફાગણમાં તું મ ફૂલજે, ફેરા ફર્યો ગતિ ચાર;
દેવ તિર્યંચ ને નારકી, મનુષ્ય જનમ અવતાર. ૫૭
ફોગટ ફેરા તું ફર્યો, અવતર્યો વાર અનંત;
પ્રભુને વિસાર્યા પાપીઆ, આવશે કેમ કરી અંત. ૫૮
દશ દૃષ્ટાંતે દોહીલો, મનુષ્ય જનમ અવતાર;
રત્ન ચિંતામણિ સારીખો, જીવ તું જોને વિચાર. ૫૯
સુગુરૂ સંજોગે પામીયો, શ્રાવક કુળ સુણો એહ;
સામગ્રી સઘળી મળી, હવે મત હારજો તેહ. ૬૦
એમ વિચારી આતમા, ધર્મ હૃદયમાં ધરેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૬૧
અધિક માસ કોઈ આવતા, ઉલટ અતિહી અપાર;
શિખામણ સદ્ગુરૂ તણી, મન ધરજો માસ બાર. ૬૨
વચન ખરાં વીતરાગનાં, સાંભળી શાસ્ત્ર મોઝાર;
સાચી સદ્દહણાએ દિલ ધરો, ભાવે ભણ્યા માસ બાર. ૬૩
સાચી શિખામણ જાણજો, નિત્ય સમરો નવકાર;
સમકિત મન સુધો ધરો, એ સદ્ગુરૂ ઉપગાર. ૬૪
રસ વિણ કનક ન નિપજે, વાજાં વિણ નહિ તાન;
કર્ણ વિણ નહિ રસ કથા, તેમ ગુરૂ વિણ નહિ જ્ઞાન. ૬૫

ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ જ્ઞાની ગુણવંત;
ગુરૂ વિણ જ્ઞાન ન પામીએ, ચોક્ખું રહે કેમ ચિત્ત. ૬૬
ભાવના બારે ભલી પેરે, તેમ વળી માસ એ બાર;
ભાવ ભલાથી જે મન ધરે, પામે તે ભવનો પાર. ૬૭
શ્રી વિજયધર્મસૂરિ પાટવી, વિજય જિણંદ સૂરિરાય;
સાચો શ્રાવક તેહનો, પભણે સુગુરૂ પસાય. ૬૮
યુક્તિથી જિનવર સેવજો, ભાવરી ભક્તિ કરેહ;
મકન કહે સુણો માનવી, ધરજો ધર્મશું નેહ. ૬૯
અડતાલામાં આણુ પૂરે, સંવત સોએ અઢાર;
ગુણ ગાયા માસ ફાલ્ગુણે, શુકલ દશમી તેણી વાર. ૭૦



## સોબત તેવી અસર

જ્ઞાન બઢે ગુણવાનકી સંગત,
ધ્યાન બઢે તપસી સંગ કીને;
મોહ બઢે પરિવારકી સંગત,
લોભ બઢે ધનમેં ચિત્ત દીને. ૧

ક્રોધ બઢે નર મૂઢકી સંગત,
કામ બઢે તિયકે સંગ કીને;
બુદ્ધિ વિવેક વિચાર બઢે,
કવિ દીન સુસજ્જન સંગ કીને. ૨

# ક્ષમા છત્રીશી

(જે ચપક્ષને ચિંતવું નિશદિન, તે મુજથી એ દિલ રહે રે—એ લયમાં ગવાશે.)

આદર જીવ ! ક્ષમા ગુણ આદર, ન કરીશ રાગ ને દ્વેષજી;
સમતાએ શિવસુખ પામીજે, ક્રોધે કુગતિ વિશેષજી. આ. ૧

સમતા સંજમ સાર સુણીને, કલ્પસૂત્રની સાખજી;
ક્રોધે પૂર્વ કોડી ચારિત્ર બળે, ભગવંત એણીપરે ભાખજી. આ. ૨

કોણ કોણ જીવ તર્યા ઉપશમથી, સાંભળ તું દૃષ્ટાંતજી;
કોણ કોણ જીવ ભમ્યા વનમાંહે, ક્રોધ તણે [1]વિરતંતજી. આ. ૩

સોમલ સસરે શીવ પ્રજાળ્યો,[2] બાંધી માટીની પાળજી;
ગજસુકુમાર ક્ષમા મન ધરતો, મુક્તિ ગયો તત્કાળજી. આ. ૪

કુળવાળુઓ સાધુ કહાતો, કીધો ક્રોધ અપારજી;
કોણિકની ગણિકા વશ પડીઓ, રડવડીઓ સંસારજી. આ. ૫

[3]સોવનકાર [4]કરી અતિ વેદન, [5]વ્યાધ્રશું વીંટ્યો શીષજી;
મેતાર્ય ઋષિ મુક્તિએ પહોંતો, ઉપશમ એહ [6]જગીશજી. આ. ૬

કુરડ મહાકુરડ બે સાધુ કહંતા, રહ્યા [7]કુણાલા ખાલજી;
ક્રોધ કરીને કુગતિએ પહોંતા, જન્મ ગમાયો [8]આળજી. આ. ૭

---

૧. વૃત્તાંત—એટલે તે બાબતથી. ૨. બાળ્યો. ૩. સુવર્ણકાર—સોની. ૪. અતિ દુઃખ—વેદના પામી—પરીષહ સહન કરી. ૫. વાધ્ર. ૬. જગીશ—જગતમાં પ્રધાન. ૭. કુણાલા નગરીની ખાળ. ૮. ફોગટ.

કર્મ ખપાવી મુક્તિએ પહોંતા, સ્કંધક સૂરિના શિષ્યજી;
પાલક પાપીએ ઘાણી પીલ્યા, નાણી મનમાં રીસજી. આ.
[9]અંચુકારી નારી ચૂકી, તોડ્યો પીયુશું નેહજી;
બબ્બર કુલના દુઃખ સહ્યા બહોળાં, ક્રોધતણાં ફળ એહજી. આ.
વાઘણે સર્વ શરીર વિલોડ્યું, તત્ક્ષણ છોડ્યા પ્રાણજી;
સાધુ સુકોશલ શિવસુખ પામ્યા, એહ ક્ષમાગુણ જાણજી. આ.૧
કોણ ચંડાલ કહીજે બેઉમાં, [10]નિરતિ નહિ કહે દેવજી;
ઋષિ ચંડાલ કહીજે વઢતો, ટાળો [11]વેઢની ટેવજી. આ.૧
સાતમી નરકે ગયો તે બ્રહ્મદત્ત, કાઢી બ્રાહ્મણની આંખજી;
ક્રોધતણાં ફળ કડવાં જાણી, રાગ–દ્વેષ દ્યો નાંખજી. આ.૧
સ્કંધક ઋષિની [12]ખાલ ઉતારી, સહ્યો પરિષહ જેણેજી;
ગર્ભાવાસનાં દુઃખથી છૂટયો, સબલ ક્ષમાગુણ તેણેજી. આ.૧૩
ક્રોધ કરી સ્કંધક આચાર્ય, હુઓ અગ્નિકુમારજી;
દંડક નૃપનો દેશ પ્રજાળ્યો, ભમશે ભવ મોઝારજી. આ.૧૪
ચંડરૌદ્ર આચાર્ય ચાલંતા, મસ્તક દીધ પ્રહારજી;
ક્ષમા કરંતા કેવલ પામ્યો, [13]નવદીક્ષિત અણગારજી. આ.૧૫
પાંચ વાર ઋષિને સંતાપ્યો, આણી મનમાં દ્વેષજી;
પાંચ ભવ સીમ દહ્યો નંદનાવિક, ક્રોધ તણાં ફળ દેખજી. આ.૧૬
સાગરચંદનો શિષ પ્રજાળ્યો, નિશિ નભસેન નરિંદજી;
સમતાભાવ ધરી સુરલોકે, પહોંતો પરમાનંદજી. આ.૧૭

૯–૧૦. ક્રોધમાં આસક્તિ નહિ તે સ્થિતિ, ૧૧. વેઢની–વઢવાની, વાંધા કાઢવાની. ૧૨. ચામડી. ૧૩. જેણે હમણાં જ–નવીન દીક્ષા લીધી છે તે મુનિ.

ચંદના ગુરૂણીએ ઘણું[14] નિભ્રંછી, ધિક ધિક તુજ અવતારરે;
મૃગાવતી કેવલશ્રી પામી, એહ ક્ષમાનો સારરે. આ. ૧૮

સાંબ પ્રદ્યુમ્નકુંવર સંતાપ્યો, કૃષ્ણ દ્વૈપાયન[15] સાહજી;
ક્રોધ કરી તપનો ફળ હાર્યો, કીધો દ્વારિકા દાહજી. આ. ૧૯

ભરતને[16] મારણ મુઠી ઉપાડી, બાહુબલ બલવંતજી;
ઉપશમરસ મનમાંહી આણી, સંજમ લીએ મતિવંતજી. આ. ૨૦

કાઉસ્સગ્ગમાં ચડીઓ અતિ ક્રોધે, પ્રસન્નચંદ્ર ઋષિરાયજી;
સાતમી નરક તણાં દળ મેલ્યા, કડવા તેહો કષાયજી. આ. ૨૧

આહારમાંહીં ક્રોધે ઋષિ થુંકયો, આણ્યો અમૃત ભાવજી;
કુરગડુએ કેવલ પામ્યો, ક્ષમા તણો પ્રભાવજી. આ. ૨૨

પાર્શ્વનાથને ઉપસર્ગ કીધો, કમઠ[17] ભવાંતર[18] ધીઠજી;
નરક તિર્યંચ તણાં દુઃખ લીધાં, ક્રોધતણું ફળ દીઠજી. આ. ૨૩

ક્ષમાવંત દમદંત મુનીશ્વર, વનમાં રહ્યો કાયોત્સર્ગ રે;
કૌરવ[19] કટકે હણ્યો એ ટાણે, તોડયા કર્મના વર્ગ રે. આ. ૨૪

સજ્જતપાલક કાને[22] તરૂઓ, નાખ્યો ક્રોધ[22] ઉદીરજી;
બેઉ કાને ખીલા ઠોકાણા, નવી છૂટા મહાવીરજી. આ. ૨૫

[23] ચાર હત્યાનો કારક હુંતો, દૃઢપ્રહાર અતિરંકજી;
ક્ષના કરીને મુક્તિએ પહોંતો, ઉપસર્ગ સહ્યા અનેકજી. આ. ૨૬

૧૪. ધિક્કારી—આત્મનિંદા કરી. ૧૫. સાથ. ૧૬. મારવાને માટે. ૧૭. બીજે ભવે. ૧૮. ઉચ્છૃંખલ. ૧૯. લશ્કર—પરિવાર. ૨૦. સમૂહ. ૨૧. શાનું. ૨૨. ઉદીરણા. ૨૩. બ્રહ્મહત્યા, સ્ત્રીહત્યા, બાલહત્યા અને ગૌહત્યા.

# આત્મભાવના પચ્ચીશી

એવો અવસર મારો ક્યારે આવશે,
ક્યારે જઇશું જિનવર દેવ હજુર જો;
આણા શ્રી જિનવરની શિર પર ધારીને,
વિચરશું પરભાવ દશાથી દૂર જો. એવો૦ ૧

મોહ મહા મદ છાક મુને મુંઝવે ઘણું,
ઢાંક્યું જેણે જીવતણું છે ભાન જો;
દૂર થશે પડદો ક્યારે એ જીવનો,
પ્રાપ્ત થશે ક્યારે પોતાનું સ્થાન જો. એવો૦ ૨

ભવાભિનંદિતાને પુદ્ગલનંદિતા,
દોય દશાનો અનાદિ છે મુજ જોગ જો;
આત્માનંદ દશા અમૃતના યોગથી,
અળગો થાશે ક્યારે એ મારો રોગ જો. એવો૦ ૩

આર્ત્ત રૌદ્ર યુગ્મ અનાદિ કાળનું,
વર્તે છે મુજ આતમમાં વડ ભાવ જો;
ધર્મ શુક્લ અગ્નિના અતિશય જોરથી,
ભસ્મીભૂત થઈ જાશે ક્યારે સાવ જો. એવો૦ ૪

આશ્રવ પાંચ અનાદિ શત્રુ જીવના,
હિંસા તેહમાં સૌથી મોટી બહેન જો;
મૃષાવાદ ચોરી ને મૈથુન પરિગ્રહા,
અળગું થાશે ક્યારે મોહનું ઘેન જો. એવો૦ ૫

દાન શીલ તપ ભાવ જિનેશ્વર ભાખીયા,
મુજને મળશે ક્યારે એનો યોગ જો;
પ્રત્યેક કરણી કરશું જિન વચનો ગ્રહી,
મીટાવીશું વળી કર્મ તણો કળ રોગ જો. એવો૦ ૬

સમવસરણ જિનવરનું જોશું કઈ પળે,
બાર પર્ષદામાં બેસીશું કઈ વારજો;
વાણી શ્રી જિનવરની સુણવા કારણે,
શરીર વાણીને સ્વાન્ત થશે એકતાર જો. એવો૦ ૭

પ્રવચન માતા આઠે મુજ માતા થશે,
આણા જિનની કરશે મુજ સહકાર જો;
ચરણ કરણ સીત્તરીઓ સહકારી થશે,
વાસ કરીશું સંયમ ગુણ દરબાર જો. એવો૦ ૮

કેવલજ્ઞાની મનપર્યવ ઓહી મુણી,
પૂરવધરને ગણધર લબ્ધિવંત જો;
ગૌતમ સ્વામી સૌધર્મા જંબૂ સમા,
મુજને મળશે ક્યારે એવા સંત જો. એવો૦ ૯

શ્રી જિનવરની પાસે સંજમ આદરી,
ક્યારે થઈશું અભ્યંતર અણગાર જો;
મન વચ કાયા રત્નત્રયી રટતાં હશે,
અળગા થાશે ક્યારે દોષ અઢાર જો. એવો૦ ૧૦

ગીતારથ ગુરૂવરનું શરણું આદરી,
વિચરશું વિકથા ચારેથી દૂર જો;

સર્વકાલ સ્વાધ્યાય સખા થઈને વળી,
ધ્યાતા થઈશું ધર્મ ધ્યાનના પૂર જો. એવો૦ ૧૧.

બાહ્ય અભ્યંતર ગ્રન્થ મુજને દૂર થશે,
પ્રશમ સુધાનું કરશું ક્યારે પાન જો;
સર્વ સંસારી સંયોગો દૂરે કરી,
ગિરિ ગુહામાં રહીશું કબ એક તાન જો. એવો૦ ૧૨.

કાલ અનાદિ સંજ્ઞા ચોકી ચારની,
અળગી થાશે કબ આતમથી સાવ જો;
નંદન મુનિવર જીવ જિનેશ્વર વીરના,
જેવો તપશું તપ ભવ દરીયે નાવ જો. એવો૦ ૧૩.

રૂપ ગંધ રસ સ્પર્શ શબ્દના વૃન્દનો,
બાહ્ય અભ્યંતર ત્યાગ કદા મુજ થાય જો;
ગજસુકુમાર સુકોશલ મેતારજ મુનિ,
જેવો થઈને જીતું ચાર કષાય જો. એવો૦ ૧૪

કાકંદી નગરીનો ધન્નો મુનિવરૂ,
ધન્ના શાલી મુનિવર મેઘકુમાર જો;
બાહુબલી ને ઢંઢણ ખંધક ત્યાગીયા,
જેવા વ્રત પાળીશું નિરતિચાર જો. એવો૦ ૧૫.

વન વગડે વીતરાગ મુનિના વૃન્દમાં,
પ્રેતવનોમાં ધરશું ક્યારે ધ્યાન જો;
શત્રુ-મિત્રને સુખ-દુઃખમાં સમતા કરી,
ક્યારે રહીશું કાઉસ્સગ્ગમાં એકતાન જો. એવો૦ ૧૬.

અપૂર્વકરણ ગુણઠાણું ક્યારે પામશું,
ક્ષેપકશ્રેણિનો કરશું ક્યારે સ્વાદ જો;
સહાજાનંદ સ્વભાવ દશા મળશે કદા,
યથાખ્યાતનો મેળવશું આહ્‌લાદ જો. એવો૦ ૧
જન્મ ભલે મુજ જ્યારે જ્યાં ત્યાં જે મળે,
પણ મળજો મુજ અપુનર્બંધક ભાવ જો;
સુખ દુઃખને સહેવાની સાચી ધીરતા,
'સોહં' પદનું રટન થજો શુભ ભાવ જો. એવો૦ ૧૮
અનિત્ય અશરણ આદિ બારે ભાવના,
મત્રી પ્રમોદો આદિ ભાવના ચાર જો;
પાંચ મહાવ્રત કેરી પચવીશ ભાવના,
ભાવીને ઉતરશું ક્યારે પાર જો. એવો૦ ૧૯
પાંચસો ત્રેસઠ જીવ જિનેશ્વર ભાખીયા,
ચાર ગતિના છકાય ધારી સર્વ જો;
સૂક્ષ્મ ને બાદર ત્રસ ને સ્થાવર જીવથી;
ત્રિવિધ ખામણાં કરશું મૂકી ગર્વ જો. એવો૦ ૨૦
મરણ ભવોભવ જિનવરને જપતાં થજો,
સિદ્ધ નિરંજન કેરૂં મળજો ધ્યાન જો;
સૂરિ વાચક ને મુનિવરથી નિર્યામણા,
જિનવાણીમાં ચિત્ત રહો એક તાન જો. એવો૦ ૨૧
સિંહ સમો થઈ સંયમ આરાધું સદા,
સત્ય ભાવ મન વચ કાયા મુજ થાય જો;
કપૂર થકી પણ આતમ ઉજ્જવલતા વધે,
ક્ષમા પ્રમુખ દશ ધર્મ મળે સુખ દાય જો. એવો૦ ૨૨

જિન ઉત્તમ પદ પદ્મતણી સેવા મળે,
રૂપ નીરખવા રોજ મળે જિનરાજ જો;
શાસન કીર્તિ કસ્તુરી ખૂશબો મળે,
ચિન્તામણી સમ મળે મને ગુરૂરાજ જો. એવો૦ ૨૩

વીર વીર વીતરાગ પ્રભુના નામનો,
પ્રતિ પ્રદેશે થઈ રહેજો મુજ વાસ જો;
સિદ્ધિ સુખોની વાંછા વિણ વાંછા બધી,
મુજ મનમાંથી દૂર રહો તસ પાસ જો. એવો૦ ૨૪

વિનય ચતુર્વિધ સંઘ તણો મળજો મને,
ભક્તિ મળજો મુનિવર શ્રી જિનદેવ જો;
સુંદર શાસન મળજો શ્રી વીતરાગનું,
ભવોભવ મળજો જિન ચરણની સેવ જો. એવો૦ ૨૫

卐

યોગાભ્યાસ રસાયણે હૃદયને, રંગી અસંગી બની,
ક્યારે અસ્થિરતા તજી શરીરને, વાણી તથા ચિત્તની;
આત્માનંદ અપૂર્વ અમૃત રસે, ન્હાઈ થશું નિર્મળા,
ને સંસારસમુદ્રના વમળથી, ક્યારે થશું વેગળા?

ક્યારે પ્રભો સંસારકારણ, સર્વ મમતા છોડીને,
આજ્ઞા પ્રમાણે આપની, મન તત્ત્વજ્ઞાને જોડીને;
રમીશ આત્મ વિષે વિભો, નિરપેક્ષ વૃત્તિ થઈ સદા,
તજીશ ઈચ્છા મુક્તિની પણ, સંત થઈને હું કદા?

# શ્રી ચિદાનંદજી કૃત પ્રશ્નોત્તર રત્નમાળા

( દુહા )

પરમ જ્યોતિ પરમાતમા, પરમાનંદ અનૂપ;
નમો સિદ્ધ સુખકર સદા, કલાતીત ચિદ્-રૂપ. ૧
પંચ મહાવ્રત આદરત, પાળત પંચાચાર;
સમતારસ સાયર સદા, સત્તાવીશ ગુણ ધાર. ૨
પંચ સમિતિ ગુપ્તિધરા, ચરણકરણ ગુણ ધાર;
ચિદાનંદ જિનકે હિયે, કરુણા ભાવ અપાર. ૩
સુરગિરિ હરિ સાયર જીસે, ધીર વીર ગંભીર;
અપ્રમત્ત વિહારથી, માનું અપર સમીર. ૪
ઈત્યાદિક ગુણયુક્ત જે, જંગમ તીરથ જાણ;
તે મુનિવર પ્રણમું સદા, અધિક પ્રેમ મન આણ. ૫
લાખ બાતકી એક બાત, પ્રશ્ન પ્રશ્નમેં જાણ;
એક શત ચૌદે પ્રશ્નકો, ઉત્તર કહું વખાણ. ૬
પ્રશ્નમાળ એ કંઠમેં, જે ધારત નર નાર;
તાસ હિયે અતિ ઉપજે, સાર વિવેક વિચાર. ૭

**પ્રશ્ન**

દેવ ધરમ અરુ ગુરુ કહા ?, સુખ દુઃખ જ્ઞાન અજ્ઞાન;
ધ્યાન ધ્યેય ધ્યાતા કહા ?, કહા માન અપમાન ? ૧

જીવ અજીવ કહો કહા ?, પુણ્ય પાપ કહા હોય ?
આશ્રવ સંવર નિર્જરા, બંધ મોક્ષ કહા હોય ? ૨

હેય જ્ઞેય કુનિ હે કહા ?, ઉપાદેય કહા હોય ?
બોધ અબોધ વિવેક કહા ?, કુનિ અવિવેક અસોય ? ૩

કૌન ચતુર મૂરખ કવણ ?, રાવ રંક ગુણવંત ?
જોગી જતિ કહો જીકે, કો જગ સંત મહંત ? ૪

શૂરવીર કાયર કવણ, કો પશુ માનવ દેવ ?
બ્રાહ્મણ ક્ષત્રિય વશ્ય કો, કહો શુદ્ર કહા ભેવ ? ૫

કહા અથિર થિર હે કહા ?, છિલ્લર કહા અગાધ ?
તપ જપ સંજમ હે કહા ?, કવણ ચોર કો સાધ ? ૬

અતિ દુર્જય જગમેં કહા ?, અધિક કપટ કહાં હોય ?
નીચ ઉંચ ઉત્તમ કહા ?, કહો કૃપા કર સોય ? ૭

અતિ પ્રચંડ અગ્નિ કહા ?, કો દુરદમ માતંગ ?
વિષવેલી જગમેં કહા ?, સાયર પ્રબળ તરંગ ? ૮

કિણથી ડરીએ સર્વદા ?, કિણથી મળીએ ધાય ?
કિણકી સંગત ગુણ વધે ?, કિણ સંગત પત જાય ? ૯

ચપળા તિમ ચંચળ કહા ?, કહા અચળ કહા સાર ?
કુનિ અસાર વસ્તુ કહા ?, કો જગ નરક દુવાર ? ૧૦

અંધ બધિર જગ મૂક કો ?, માત પિતા રિપુ મિત;
પંડિત મૂઢ સુખી દુઃખી, કો જગમાંહે અભીત ? ૧૧

મ્હોટા ભય જગમેં કહા ?, કહા જરા અતિ ઘોર ?
પ્રબળ વેદના હે કહા ?, કહા વક્ર કિશોર ? ૧૨

કલ્પવૃક્ષ ચિંતામણી, કામગવી શું થાય ?
ચિત્રાવેલી હે કહા ?, શું સાધ્યાં દુઃખ જાય ? ૧૩

શ્રવણ નયન મુખ કર ભુજા, હૃદય કંઠ અરુ ભાલ;
ઈનકા મંડન હે કહા ? કહા જગ મ્હોટા જાલ ? ૧૪

પાપ રોગ અરુ દુઃખના ?, કહો કારણ શું હોય ?
અશુચિ વસ્તુ જગમેં કહા ?, કહા શુચિ કહા જોય ? ૧૫

કહા સુધા અરુ વિષ કહા ?, કહા સંગ કુસંગ ?
કહા હે રંગ પતંગકા ?, કહા મજીઠી રંગ ? ૧૬



# ૧૧૪ પ્રશ્નોના નીચે પ્રમાણે ઉત્તર.

(ચોપાઈ)

દેવ શ્રી અરિહંત નિરાગી, દયામૂલ શુચિ ધર્મ સોભાગી;
હિત ઉપદેશ ગુરુ સુસાધ, જે ધારત ગુણ અગમ અગાધ. ૧

ઉદાસીનતા સુખ જગમાંહિ, જન્મમરણ સમ દુઃખ કોઈ નાહીં;
આત્મબોધ જ્ઞાન હિતકાર, પ્રબળ અજ્ઞાન ભ્રમણ સંસાર. ૨

ચિત્તનિરોધ તે ઉત્તમ ધ્યાન, ધ્યેય વીતરાગી ભગવાન;
ધ્યાતા તાસ મુમુક્ષુ વખાણ, જે જિનમત તત્ત્વારથ જાણ. ૩

લહી ભવ્યતા મ્હોટો માન, કવણ અભવ્ય ત્રિભુવન અપમાન;
ચેતન લક્ષણ કહીએ જીવ, રહિત ચેતન જાણ અજીવ. ૪

પર ઉપગાર પુણ્ય કરી જાણ, પર પીડા તે પાપ વખાણ;
આશ્રવ કર્મ આગમન ધાર, સંવર તાસ વિરોધ વિચાર. ૫

નિર્મળ હંસ અંશ જિહાં હોય, નિર્જરા દ્વાદશવિધ તપ જોય;
વેદ ભેદ બંધન દુઃખ રુપ, બંધ અભાવ તે મોક્ષ અનૂપ. ૬

પર પરિણતિ મમતાદિ હેય, સ્વ સ્વભાવ જ્ઞાન કર જ્ઞેય;
ઉપાદેય આતમ ગુણવૃંદ, જાણો ભવિક મહા સુખકંદ. ૭

પરમ બોધ મિથ્યાદૃગ્ રોધ, મિથ્યાદૃગ્ દુઃખ હેત અબોધ;
આતમહિત ચિંતા સુવિવેક, તાસ વિમુખ જડતા અવિવેક. ૮

પરભવ સાધક ચતુર કહાવે, મૂરખ તે જે બંધ બઢાવે;
ત્યાગી અચળ રાજ પદ પાવે, જે લોભી તે રંક કહાવે. ૯

ઉત્તમ ગુણરાગી ગુણવંત, જે નર લહત ભવોદધિ અંત;
જોગી જસ મમતા નહીં રતિ, મન ઇંદ્રિય જીતે તે જતિ. ૧૦

સમતા રસ સાયર સો સંત, તજત માન તે પુરુષ મહંત;
શૂરવીર જે કંદર્પ વારે, કાયર કામ આણા શિર ધારે. ૧૧

અવિવેકી નર પશુ સમાન, માનવ જસ ઘટ આતમજ્ઞાન;
દિવ્ય દૃષ્ટિ ધારી જિનદેવ, કરતા તાસ ઇંદ્રાદિક સેવ. ૧૨

બ્રાહ્મણ તે જે બ્રહ્મ પિછાણે, ક્ષત્રી કર્મરિપુ વશ આણે;
વૈશ્ય હાનિ વૃદ્ધિ જે લહે, શુદ્ર ભક્ષ્ય અભક્ષ્ય જે ભખે. ૧૩

અથિર રૂપ જાણો સંસાર, થિર એક જિનધર્મ હિતકાર;
ઇંદ્રિય સુખ છિલ્લર જલ જાણો, શ્રમણ અતીંદ્રિ અગાધ વખાણો. ૧૪

ઈચ્છારોધન તપ મનોહાર, જપ ઉત્તમ જગમેં નવકાર;
સંજમ આતમ થિરતા ભાવ ભવસાયર તરવાકો નાવ. ૧૫

છતી શક્તિ ગોપવે તે ચોર, શિવસાધક તે સાધ કિશોર;
અતિ દુર્જય મનકી ગતિ જોય, અતિ કપટ નારીમેં હોય. ૧૬

નીચ સોઈ પરદ્રોહ વિચારે, ઊંચ પુરુષ પર વિકથા નિવારે;
ઉત્તમ કનક કીચ સમ જાણે, હરખ શોક હૃદયે નવિ આણે. ૧૭
અતિ પ્રચંડ અગ્નિ છે ક્રોધ, દુર્દમ માન મતંગજ જોધ;
વિષવલ્લી માયા જગમાંહી, લોભ સમો સાયર કો નાંહિ. ૧૮
નીચ સંગથી ડરીએ ભાય, મળીએ સદા સંતકું જાય;
સાધુ સંગ ગુણવૃદ્ધિ થાય, નારીકી સંગત પત જાય. ૧૯
ચપળા જેમ ચંચળ નર આય, ખિરત પાન જબ લાગે વાય;
છિલ્લર અંજલિ જળ જેમ છિજે, ઈણવિણ જાણી મમતા કહા કીજે. ૨૦

ચપળા તિમ ચંચળ ધનધામ, અચળ એક જગમેં પ્રભુનામ;
ધર્મ એક ત્રિભુવનમેં સાર, તન ધન યૌવન સકલ અસાર. ૨૧

નરકદ્વાર નારી નિત જાણો, તેહુથી રાગ હિયે નવિ આણો;
અંતર દૃષ્ટ રહિત તે અંધ, જાનત નહિ મોક્ષ અરુ બંધ. ૨૨

જે નવિ સુણત સિદ્ધાંત વખાણ, બધિર પુરુષ જગમેં તે જાણ;
અવસર ઉચિત બોલી નવિ જાણે, તાકું જ્ઞાની મૂક વખાણે. ૨૩

સકળ જગત જનની હે દયા, કરત સહુ પ્રાણીકી મયા;
પાલન કરત પિતા તે કહીએ, તેનો ધર્મ ચિત્ત સદ્દહીએ. ૨૪

મોહ સમાન રિપુ નહિ કોય, દેખો સહુ અંતરગત જોય;
સુખમેં મિત્ત સકળ સંસાર, દુઃખમેં મિત્ત નામ આધાર. ૨૫

ડરત પાપથી પંડિત સોય, હિંસા કરત મૂઢ સો હોય;
સુખિયા સંતોષી જગમાંહી, જાકું ત્રિવિધ કામના નાંહિ. ૨૬

જાકું તૃષ્ણા અગમ અપાર, તે મ્હોટા દુઃખિયા તનુ ધાર;
થયા પુરુષ જે વિષયાતીત, તે જગમાંહે પરમ અભીત. ૨૭

મરણ સમાન ભય નહિ કોય, પંથ સમાન જરા નવિ હોય;
પ્રબળ વેદના ક્ષુધા વખાણો, વક્ર તુરંગ ઇંદ્રિય મન જાણો. ૨૮

કલ્પવૃક્ષ સંજમ સુખકાર, અનુભવ ચિંતામણિ વિચાર;
કામગવી વર વિદ્યા જાણ, ચિત્રાવેલી ભક્તિ ચિત્ત આણ. ૨૯

સંજમ સાધ્યા સવિ દુઃખ જાવે, દુઃખ સહુ ગયા મોક્ષપદ પાવે;
શ્રવણશોભા સુણીએ જિનવાણી, નિર્મળ જિમ ગંગાજળ પાણી. ૩

નયનશોભા જિનબિંબ નિહારો, જિનપડિમા જિનસમ કરી ધારો;
સત્ય વચન મુખ શોભા સારી, તજ તંબોળ સંત તેવારી. ૩

કરકી શોભા દાન વખાણો, ઉત્તમ ભેદ પંચ તસ જાણો;
ભુજાબળે તરીએ સંસાર, ઈણુવિધ ભુજ શોભા ચિત્ત ધાર. ૩૨
નિર્મળ નવપદ ધ્યાન ધરીજે, હૃદય શોભા ઈણુવિધ નિત કીજે;
પ્રભુગુણ મુક્તામાળ સુખકારી, કરો કંઠ શોભા તે ભારી. ૩૩
સદ્ગુરુ ચરણરેણુ શિર ધરીએ, ભાલે શોભા ઈણુવિધ ભવી કરીએ;
મોહજાળ મ્હોટો અતિ કહીએ, તાકું તોડ અક્ષયપદ લહીએ. ૩૪
પાપકા મૂળ લોભ જગમાંહી, રોગ મૂળ રસ દુજો નાંહી;
દુઃખકા મૂળ સનેહ પિયારે, ધન્ય પુરુષ જે તિનુથી ન્યારે. ૩૫
અશુચિ વસ્તુ જાણો નિજ કાયા, શુચિ પુરુષ જે વરજિત માયા;
સુધા સમાન અધ્યાતમ વાણી, વિષમય કુકથા પાપ કહાણી. ૩૬
જિહાં બેઠા પરમારથ લહીએ, તાકું સદા સુસંગતિ કહીએ;
જિહાં ગયા અપલક્ષણ આવે, તે તો સદા કુસંગ કહાવે. ૩૭
રંગ પતંગ દુરજનકા નેહા, મધ્ય ધાર જે આપત છેહા;
સજ્જન સ્નેહ મજીઠી રંગ, સર્વ કાળ જે રહત અભંગ. ૩૮
પ્રશ્નોત્તર ઈમ કહી વિચારી, આત સંક્ષેપ બુદ્ધિ અનુસારી;
અતિ વિસ્તાર અરથ ઈણુ કેરા, સુણત મિટે મિથ્યાત અંધેરા. ૩૯

### કળશ

રસ પૂર્ણ નંદ સુચંદ સંવત (૧૯૦૬), માસ કાર્તિક જાણીએ;
પક્ષ ઉજ્જવલ તિથિ ત્રયોદશી, વાર અચળ (શનિ) વખાણીએ.
આદીશ પાસ પસાય પામી, ભાવનગર રહી કરી;
ચિદાનંદ જિણંદ વાણી, કહી ભવસાયર તરી. ૪૦

卐

# શ્રી અરિહંત વંદનાવલી

(છંદ-હરિગીત)

જે ચૌદ મહા સ્વપ્નો થકી નિજ માતને હરખાવતા,
વળી ગર્ભમાંહી જ્ઞાનત્રયને ગોપવી અવધારતા;
તે જન્મતાં પહેલાં જ ચોસઠ ઇંદ્ર જેને વંદતા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧

મહા યોગના અભ્યાસમાં, જે ગર્ભમાં ઉલ્લાસતા,
ને જન્મતાં ત્રણ લોકમાં મહા સૂર્ય સમ પ્રકાશતા;
ને જન્મકલ્યાણક વડે સૌ જીવને સુખ અર્પતા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨

છપ્પન દિક્કુમરી તણી સેવા સુભાવે પામતા,
દેવેન્દ્ર કરસંપુટ મહીં ધારી જગત હરખાવતા;
મેરૂ શિખર સિંહાસને જે નાથ જગના શોભતા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩

કુસુમાંજાલથી સુર અસુર જે ભવ્ય જિનને પૂજતા,
ક્ષીરોદધિના ન્હવણજળથી દેવ જેને સિંચતા;
વળી દેવદુંદુભિ નાદ ગજવી દેવતાઓ રીઝતા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪

મઘમઘ થતા ગોશિર્ષ ચંદનથી વિલેપન પામતા-
દેવેન્દ્ર દૈવી પુષ્પની માળા ગળે આરોપતા;

કુંડલ કડાં મણિમય ચમકતા હાર મુકુટે શોભતા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૫

ને શ્રેષ્ઠ વેણુ મોરલી વીણા મૃદંગ તણા ધ્વનિ,
વાજિંત્ર તાલે નૃત્ય કરતી કિન્નરીઓ સ્વર્ગની;
હર્ષે ભરી દેવાંગનાઓ નમન કરતી લળી લળી,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૬

જયનાદ કરતા દેવતાઓ હર્ષના અતિરેકમાં,
પધરામણી કરતા જનેતાના મહા પ્રાસાદમાં;
જે ઈન્દ્રપૂરિત વરસુધાને ચૂસતા અંગુષ્ઠમાં,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૭

આહાર ને નિહાર જેના છે અગોચર ચક્ષુથી,
પ્રસ્વેદ વ્યાધિ મેલ જેના અંગને સ્પર્શે નહીં;
સ્વર્ધેનુ દુગ્ધ સમા રુધિર ને માંસ જેના તન મહીં,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૮

મંદાર પારિજાત સૌરભ શ્વાસ ને ઉચ્છ્વાસમાં,
ને છત્ર ચામર જયપતાકા સ્તંભ જવ કરપાદમાં;
પૂરાં સહસ્ર વિશેષ અષ્ટક લક્ષણો જ્યાં શોભતા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૯

દેવાંગનાઓ પાંચ આજ્ઞા ઈન્દ્રની સન્માનતી,
પાંચે બની ધાત્રી દિલે કૃતકૃત્યતા અનુભાવતી;
વળી બાળક્રીડા દેવગણના કુંવરો સંગે થતી,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧૦

જે બાલ્યવયમાં પ્રૌઢ જ્ઞાને મુગ્ધ કરતા લોકને,
સોલે કળા વિજ્ઞાન કેરા સારને અવધારીને;
ત્રણ લોકના વિસ્મય સમા ગુણ રૂપ યૌવન યુક્ત જે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧૧

મૈથુન પરીષહ રહિત જે નંદતા ભિજ ભાવમાં,
મૈથુન પરીષહ વારવા વિવાહ કંકણ ધારતા;
ને બ્રહ્મચર્ય તણો જગાવ્યો નાદ જેણે વિશ્વમાં,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧૨

મૂર્છા નથી પામ્યા મનુજના પાંચ ભેદે ભોગમાં,
ઉત્કૃષ્ટ જેની રાજ્યનીતિથી પ્રજા સુખચેનમાં;
વળી શુદ્ધ અધ્યવસાયથી જે લીન છે નિજ ભાવમાં,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧૩

પામ્યા સ્વયંસંબુદ્ધ પદ જે સહજ વર વિરાગવંત,
ને દેવ લોકાંતિક ઘણી ભક્તિ થકી કરતા નમન;
જેને નમી કૃતાર્થ બનતાં ચાર ગતિનાં જીવગણ.
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧૪

'આવો પધારો ઈષ્ટ વસ્તુ પામવા નર નારીઓ,'
—એ ઘોષણાથી અર્પતા સાંવત્સરિક મહા દાનને;
ને છેદતા દારિદ્ર સૌનું દાનના મહા કલ્પથી,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧૫

દીક્ષા તણો અભિષેક જેનો યોજતા ઇંદ્રો મળી,
શિબિકા સ્વરૂપ વિમાનમાં વિરાજતા ભગવંતશ્રી;
અશોક પુન્નગ તિલક ચંપા વૃક્ષ શોભિત વનમહીં,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧૬

શ્રી વજ્રધર ઇંદ્રે રચેલા ભવ્ય આસન ઉપરે,
બેસી અલંકારો ત્યજે દીક્ષા સમય ભગવંત જે;
જે પંચમુષ્ટિ લોચ કરતા કેશ વિભુ નિજ કર વડે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧૭

લોકાગ્રગત ભગવંત સર્વે સિદ્ધને વંદન કરે,
સાવદ્ય સઘળા પાપયોગોનાં કરે પચ્ચક્‌ખાણને;
જે જ્ઞાન દર્શન ને મહા ચારિત્ર રત્નત્રયી ગ્રહે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧૮

નિર્મળ વિપુલમતિ મનઃપર્યવ જ્ઞાન સહ જે દીપતા,
જે પંચ સમિતિ ગુપ્તિત્રયની રયણમાળા ધારતા;
દશ ભેદથી જે શ્રમણસુંદર ધર્મનું પાલન કરે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૧૯

પુષ્કર-કમલના પત્રની ભાંતિ નહિ લેપાય જે,
ને જીવની માફક અપ્રતિહત વર ગતિએ વિચરે;
આકાશની જ્યમ નિરાલંબન ગુણ થકી જે ઓપતા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨૦

તે અસ્ખલિત વાયુસમૂહની જેમ જે નિર્બંધ છે,
સંગોપિતાંગ ઉપાંગ જેને ગુપ્ત ઇન્દ્રિય દેહ છે;
નિઃસંગતાય વિહંગ શી જેના અમૂલખ ગુણ છે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨૧

ખડ્‌ગી તણા વરશૃંગ જેવા ભાવથી એકાકી જે,
ભારંડ પંખી સરિખા ગુણવાન અપ્રમત્ત છે;
વ્રતભાર વહેતા વર વૃષભની જેમ જેહ સમર્થ છે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨૨

કુંજર સમા શૂરવીર જે છે સિંહ સમ નિર્ભય વળી,
ગંભીરતા સાગર સમી જેનાં હૃદયને છે વરી;
જેના સ્વભાવે સૌમ્યતા છે પૂર્ણિમાના ચંદ્રની,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨૩

આકાશભૂષણ સૂર્ય જેવા દીપતા તપ તેજથી,
વળી પૂરતા દિગંતને કરુણા ઉપેક્ષા મૈત્રીથી;
હરખાવતા જે વિશ્વને મુદિતા તણા સંદેશથી,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨૪

જે શરદઋતુના જળ સમા નિર્મળ મનોભાવો વડે,
ઉપકાર કાજ વિહાર જે કરતા વિભિન્ન સ્થળો વિષે;
જેની સહનશક્તિ સમીપે પૃથ્વી પણ ઝાંખી પડે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨૫

બહુ પુણ્યનો જ્યાં ઉદય છે એવાં ભવિકના દ્વારને,
પાવન કરે ભગવંત નિજ તપ, છઠ્ઠ અઠ્ઠમના પારણે;
સ્વીકારતા આહાર બેંતાલીશ દોષવિહીન જે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨૬

ઉપવાસ માસખમણ સમાં તપ આકરાં કરતા વિભુ,
વીરાસનાદિ આસને સ્થિરતા ધરે જગના વિભુ;
બાવીશ પરીષહને સહંતા ખૂબ જે અદ્ભુત વિભુ,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨૭

બાહ્ય અભ્યંતર બધા પરિગ્રહ થકી જે મુક્ત છે,
વર ધર્મપાવક શુકલ ધ્યાને જે સદાય નિમગ્ન છે;
જે ક્ષપકશ્રેણી પ્રાપ્ત કરતા મોહમલ્લ વિદારીને,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨૮

જે પૂર્ણ કેવળજ્ઞાન લોકાલોકને અજવાળતું,
જેના મહા સામર્થ્ય કેરો પાર કો' નવ પામતું;
એ પ્રાપ્ત જેણે ચાર ઘાતી કર્મને છેદી કર્યું,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૨૯

જે રજત સોના ને અનુપમ રત્નના ત્રણ ગઢમહીં,
સુવર્ણનાં નવ પદ્મમાં પદકમલને સ્થાપન કરી;
ચારે દિશા મુખ ચાર ચાર સિંહાસને જે શોભતા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૦

જ્યાં છત્ર પંદર ઉજ્જવલાં શોભી રહ્યાં શિર ઉપરે,
ને દેવ દેવી રત્નચામર વીંઝતાં કરદ્વય વડે;
દ્વાદશ ગુણા વર દેવવૃક્ષ અશોકથીય પૂજાય જે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૧

મહા સૂર્ય સમ તેજસ્વી શોભે ધર્મચક્ર સમીપમાં,
ભામંડળે પ્રભુપીઠથી આભા પ્રસારી દિગંતમાં;
ચોમેર જાનુપ્રમાણ પુષ્પો અર્ઘ્ય જિનને અર્પતાં,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૨

જ્યાં દેવદુંદુભિ ઘોષ ગજવે ઘોષણા ત્રણ લોકમાં,
ત્રિભુવન તણા સ્વામી તણી સૌએ સુણો શુભ દેશના;
પ્રતિબોધ કરતા દેવ માનવ ને વળી તિર્યંચને,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૩

જ્યાં ભવ્ય જીવોનાં અવિકસિત ખીલતાં પ્રજ્ઞાકમલ,
ભગવંત વાણી દિવ્ય સ્પર્શે મોહનિદ્રા ટાળતા;
ને દેવ દાનવ ભવ્ય માનવ ઝંખતાં જેનું શરણ,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૪

જે બીજભૂત ગણાય છે ત્રણ પદ ચતુર્દશ પૂર્વનાં,
*'ઉપન્નેઈ વા–વિગમેઈ વા–ધુવેઈ વા' મહા તત્ત્વનાં;
એ દાન સુશ્રુત જ્ઞાનનું દેનાર ત્રણ જગનાથ જે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૫

એ ચૌદ પૂર્વોના રચે છે સૂત્ર સુંદર સાર્થ જે,
તે શિષ્યગણને સ્થાપતા ગણધર પદે જગનાથ જે;
ખોલે ખજાનો ગૂઢ માનવજાતના હિત કારણે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૬

જે ધર્મતીર્થંકર ચતુર્વિધ સંઘ સંસ્થાપન કરે,
મહા તીર્થ સમ એ સંઘને સુર અસુર સહ વંદન કરે;
ને સર્વ પ્રાણોભૂત જીવો સત્ત્વશું કરુણા ધરે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૭

જેને નમે છે ઈંદ્ર વાસુદેવ ને બળભદ્ર સૌ,
જેનાં ચરણને ચક્રવર્તી પૂજતા ભાવે બહુ;
જેણે અનુત્તર વિમાનવાસી દેવના સંશય હર્યા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૮

જે છે પ્રકાશક સૌ પદાર્થો જડ તથા ચૈતન્યના,
જે શુક્લ લેશ્યા તેરમે ગુણસ્થાનકે પરમાતમા;
જે અંત આયુષ્ય કર્મનો કરતા પરમ ઉપકારથી,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૩૯

લોકાગ્ર ભાગે પહોંચવાને યોગ્ય ક્ષેત્રી જે બને,
ને સિદ્ધનાં સુખ અર્પતી અંતિમ તપસ્યા જે કરે;

*ઉત્પાદ્–વ્યય–ધ્રૌવ્ય.

જે ચૌદમા ગુણસ્થાનકે સ્થિર પ્રાપ્ત શૈલેશીકરણ,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૦

હર્ષે ભરેલા દેવ નિર્મિત અંતિમ સમવસરણે,
જે શોભતા અરિહંત પરમાત્મા જગત ઘર આંગણે;
જે નામના શુભ સ્મરણથી વિખરાય વાદળ દુઃખનાં,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૧

જે કર્મનો સંયોગ વળગેલો અનાદિ કાળથી,
તેથી થયા જે મુક્ત પૂરણ સર્વથા સદ્‌ભાવથી;
રમમાણ જે નિજ રૂપમાં છે સર્વ જગતનું હિત કરે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૨

જે નાથ ઔદારિક વળી તેજસ તથા કાર્મણ તનુ,
એ સર્વને છોડી અહીં પામ્યા પરમ પદ શાશ્વતુ;
જે રાગ દ્વેષ જળે ભર્યા સંસાર સાગરને તર્યા,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૩

નિર્વિઘ્ન સ્થિર ને અચલ અક્ષય સિદ્ધિગતિના નામનું,
છે સ્થાન અવ્યાબાધ જ્યાંથી નહિ પુનઃ ફરવાપણું;
એ સ્થાનને પામ્યા અનંતા ને વળી જે પામશે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૪

આ સ્તોત્રને પ્રાકૃત ગિરામાં વર્ણવ્યું ભક્તિબળે,
અજ્ઞાત ને પ્રાચીન મહા મન કો' મુનીશ્વર બહુશ્રુતે;
પદ પદ મહીં જેના મહા સામર્થ્યની સેવા કરે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૫

જે 'નમસ્કાર સ્વાધ્યાય'માં પ્રેક્ષી હૃદય ગદ્ગદ્ બન્યું,
શ્રીચંદ્ર નામ્યો ગ્રંથ લઈ મહા ભાવનું શરણું મળ્યું;
કીધી કરાવી અલ્પ ભક્તિ હોંશનું તરણું ફળ્યું,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૬

જેના ગુણોના સિંધુનાં બે બિંદુ પણ જાણું નહિ,
પણ એક શ્રદ્ધા દિલ મહીં કે તે સમું કો'છે નહિ;
જેના સહારે ક્રોડ તરિયા મુક્તિ મુજ નિશ્ચય સહી,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૭

જે નાથ છે ત્રણ ભુવનના કરુણા જગે જેની વહે,
જેના પ્રભાવે વિશ્વમાં સદ્ભાવની સરણી વહે;
આપે વચન 'શ્રી ચંદ્ર' જગને એ જ નિશ્ચય તારશે,
એવા પ્રભુ અરિહંતને પંચાંગ ભાવે હું નમું. ૪૮

**નોંધઃ**–પરમાત્માની સ્તવના કરવા માટે અહીં સૌ કોઈ સમજી શકે તેવી રીતે સરળ કાવ્યોમાં શ્રી અરિહંત વંદનાવલીના ૪૮ કાવ્યો રજુ કરવામાં આવ્યા છે. આ વન્દનાવલીના નિત્ય નિયમિત પાઠ દ્વારા ઉપાસકમાં શ્રી અરિહંતદેવના સદ્ભૂત ગુણોને જાણવાની, પારખવાની અને આત્મસાત્ કરવાની શક્તિ પ્રાપ્ત થઈ શકે તેવી ઘણી સામગ્રી તેમાં રહેલી છે. તેનાથી અંતઃકરણમાં ભક્તિભાવની વૃદ્ધિ અને સ્થિરતાની પ્રાપ્તિ થતાં, છેવટે આત્મા ધર્મમાર્ગે આગળ વધી કલ્યાણમાર્ગમાં પ્રગતિ કરી શકે છે.

* शिवमस्तु सर्वजगतः *

# સંજમ બત્રીશી

ભાવ-યતિ તેહને કહો, જિહાં દશવિધ યતિધર્મ;
કપટ ક્રિયામાં મહાલતા, મહીયા બાંધે કર્મ. ૧

લૌકિક લોકોત્તર **ક્ષમા**, દુવિધ કહી ભગવંત;
તેહમાં લોકોત્તર ક્ષમા, પ્રથમ ધર્મ એ તંત. ૨

વચન ધર્મ નામે કથ્યો, તેહના પણ બિહું ભેદ;
આગમ-વયણે જે ક્ષમા, પ્રથમ ભેદ અપખેદ. ૩

ધર્મ ક્ષમા નિજ સહેજથી, ચંદન ગંધ પ્રકાર;
નિરતિચારપણે જાણીએ, પ્રથમ અતિચાર. ૪

ઉપકારે અપકારથી, લૌકિક વળી વિવાગ;
બહુ અતિચાર ભરી ક્ષમા, નહિ સંજમને લાગ. ૫

બાર કષાયનો ક્ષય કરી, જે મુનિધર્મ લહાય;
વચન ધર્મ નામે ક્ષમા, તે બિહું તિહાં કહાય. ૬

**મદ્દવ,અજ્જવ,મુત્તિ,તવ**; પંચ ભેદ ઇમ જાણ;
તિહાં પણ ભાવ-નિયંઠને, ચરમ ભેદ પ્રમાણ. ૭

ઈહ લોકાદિક કામના, વિણ અણસણ સુખ જોગ;
શુદ્ધ નિર્જરા ફલ કથ્યો, તપ શિવ સુખ સંજોગ. ૮

આશ્રવ દ્વારને રૂંધીએ, ઇંદ્રિય દંડ કષાય;
સત્તર ભેદ **સંજમ** કથ્યો, એહજ મોક્ષ ઉપાય. ૯

સત્ય સૂત્ર અવિરૂદ્ધ જે, વચન વિવેક વિશુદ્ધ;
આલોયણ જલ શુદ્ધતા, શૌચ ધર્મ અવિરૂદ્ધ. ૧૦
બગ ઉપાય મનમેં ધરો, ધર્મોપગરણ જેહ;
વરજિત ઉપધિ ન આદરે, ભાવ અકિંચન તેહ. ૧૧
શીલ વિષય મનવૃત્તિ જે, બંભ તેહ સુપવિત્ત;
હોય ન અનુત્તર દેવને, વિષય ત્યાગનું ચિત્ત. ૧૨
એહ દશવિધ યતિધર્મ જે, આરાધે નિત્યમેવ;
મૂલ ઉત્તર ગુણ જતનથી, કીજે તેહની સેવ. ૧૩
અંતર-જતના વિણ કિસ્યો, વામ ક્રિયાનો લાગ;
કેવલ કંચુક પરિહરે, નિરવિષ ન હુવે નાગ. ૧૪
દોષરહિત આહાર લિયે, મનમાં ગારવ રાખ;
તે કેવલ આજીવિકા, સૂયગડાંગની સાખ. ૧૫
નામ ધરાવે ચરણનું, વગર ચરણ ગુણ ખાણ;
પાપશ્રમણ તે જાણીયે, ઉત્તરાધ્યયન પ્રમાણ. ૧૬
શુદ્ધ ક્રિયા ન કરી શકે, તો તું શુદ્ધ ભાખ;
શુદ્ધ પ્રરૂપક હુએ કરી, જિનશાસન-થિતિ રાખ. ૧૭
ઉસન્નો પણ કર્મરજ, ટાલે પાલે બોધ;
ચરણ કરણ અનુમોદતાં, ગચ્છાચારે શોધ. ૧૮
હીણો પણ જ્ઞાને અધિક, સુંદર સુરૂચિ વિશાલ;
અલ્પાગમ મુનિ નહિ ભલો, બોલે ઉપદેશ માલ. ૧૯
જ્ઞાનવંત ને કેવલી, દ્રવ્યાદિક અહિનાણ;
બૃહત્ કલ્પ ભાષે વલી, સરખા ભાખ્યા જાણ. ૨૦
જ્ઞાનાદિક ગુણ મચ્છરી, કષ્ટ કરે તે ફોક;
ગ્રંથીભેદ પણ તસ નહિ, ભૂલે ભોલા લોક. ૨૧

જોડયો હાર જવેહરી, જ્ઞાને જ્ઞાની તેમ;
હીણાધિક જાણે ચતુર, મૂરખ જાણે કેમ? ૨૨
આદર કીધે તેહને, ઉન્મારગ થિર હોય;
બાહ્ય ક્રિયા મત રાચજો, પંચાશક અવલોય. ૨૩
જેહથી મારગ પામીયો, તેહની સામો થાય;
કૃતઘ્ની તે પાપીયો, નિશ્ચય નરકે જાય. ૨૪
સુંદર બુદ્ધિપણે કથ્યો, સુંદર શ્રવણ થાય;
જ્ઞાનાદિક વચને કરી, મારગ ચાલ્યો જાય. ૨૫
જ્ઞાનાદિક વચને રહ્યા, સાધે જે શિવ પંથ;
આતમજ્ઞાને ઉજલો, તેહ ભાવ નિર્ગ્રંથ. ૨૬
નિંદક નિશ્ચે નાટકી, બાહ્ય રૂચિ મતિ અંધ;
આતમ જ્ઞાને જે રમે, તેહને તો નહિ બંધ. ૨૭
આતમ સાખે ધર્મ જે, તિહાં જનનું શું કામ?
જન-મન-રંજન-ધર્મનું, મૂલ ન એક બદામ. ૨૮
જગમાં જન છે બહુ રૂચિ, રૂચિ નહિ કો એક;
નિજ હિત હોય તિમ કીજીયે, ગ્રહી પ્રતિજ્ઞા ટેક. ૨૯
દૂર રહીજે વિષયથી, કીજે શ્રુત અભ્યાસ;
સંગતિ કીજે સંતની, હુઈએ તેહના દાસ. ૩૦
સમતાસેં લય લાઈયે, ધરી અધ્યાતમ રંગ;
નિંદા તજીયે પરતણી, ભજીયે સંજમ ચંગ. ૩૧
વાંચક **જસવિજયે** કહી, એહ મુનિહિત વાત;
એહ ભાવ જે મન ધરે, તે પામે શિવ સાથ. ૩૨

卐

# સદ્ગુણબોધક આચાર ચોપાઈ

ભગવતિ ભારતિ ચરણ નમેવિ, સદ્ગુરૂ નામ સદા સમરેવિ;
બોલીશ ચોપાઈએ આચાર, જોઈ લેજો જાણ વિચાર. ૧

પંડિત તે જે ન આણે ગર્વ, જ્ઞાની તે જે જાણે સર્વ;
તપસી તે જે ન કરે ક્રોધ, કરમ આઠ જીતે તે જોધ. ૨

ઉત્તમ તે જે બોલે ન્યાય, ધર્મ તે જે મન નિર્માય;
ઠાકુર તે જે પાલે વાચ, ધર્મી તે જે ભાખે સાચ. ૩

ગિરૂઓ તે જે ગુણે આગલો, સ્ત્રી પરિહાર કરે તે ભલો;
મેલો તે જે નિંદા કરે, પાપી તે જે હિંસા કરે. ૪

માતા તે જે જિનવર તણી, કીરતિ તે જે બીજે સુણી;
લબ્ધિ તે જે ગૌતમ ગણધાર, બુદ્ધિ અધિકો અભયકુમાર ૫

શ્રાવક તે જે લહે નવ તત્ત્વ, કાયર તે જે મૂકે સત્ત્વ;
મંત્ર ખરો તે શ્રી નવકાર, દેવ ખરો તે મુક્તિ દાતાર. ૬

પદવી તે તીર્થંકર તણી, મતિ તે જે ઉપજે આપણી;
સમકિત તે જે સાચું ગમે, મિથ્યાત્વી જે ભૂલો ભમે. ૭

મોટા તે જે જાણે પરપીડ, ધનવંત તે જે ભાંજે ભીડ;
મન વશ આણે તે બલવંત, આળશ તજે અધિકો પુન્યવંત. ૮

કામી નર તે કહીયે અંધ, મોહજાળ તે મોટો ફંદ;
દારિદ્ર તે જે ધર્મહીણ, દુરગતિમાં રૂલે તે દીણ. ૯

આજ્ઞા તે જિહાં બોલી દયા, મુનિવર તે જે પાળે ક્રિયા;
સંતોષી તે જે સુખીયા થયા, દુઃખીયા તે જે લોભે ગ્રહ્યા. ૧૦

નારી તે જે હોવે સતી, દરશન તે ઓઘો મુહપત્તિ;
રાગ દ્વેષ ટાળે તે યતિ, બુદ્ધિ જાણે જે જિનમતિ. ૧૧

કાયા તે જે શીલ પવિત્ર, માયા રહિત તે હોયે મિત્ર;
વડીલ પણ પાળે તે પુત્ર, ધરમ હાણી પાડે તે શત્ર. ૧૨

વૈરાગી તે વીરમે રાગ, તારૂ તે ભવ તરે અથાગ;
રૌરવ નરક તણો એ માગ, છાગ હણી જે મંડે યાગ. ૧૩

દેહ માંહી સાર તે જીહ, ધર્મ થાય તે લેખે દીહ;
રસમાંહી ઉપશમ રસ લીહ, થુલીભદ્ર મુનિ માંહે સિંહ. ૧૪

સાચું જપે તે જિનનું નામ, યોગી તે જે જીતે કામ;
ન્યાયવંત કહીએ તે રામ, જિન ધરમી વસે તે ગામ. ૧૫

એહ બોલ બોલ્યા મેં ખરા, સાર નથી એ ઉપરાં;
કહે પંડિત લખમી કલ્લોલ, ધરમ રંગ મન ધરજો ચોલ. ૧૬



# શ્રી પંચપરમેષ્ઠિ ગીતા

## (થોડાક પદ્યો)

નમસ્કાર અરિહંતને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહીએ સુકૃત અભ્યાસ. ૧

નમસ્કાર તે સિદ્ધને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;

આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહીયે સુકૃત ઉલ્લાસ. ૨

આચારજ નમુક્કારે, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહિયે સુકૃત ઉલ્લાસ. ૩

નમસ્કાર ઉવજ્ઝાયને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહિયે સુકૃત ઉલ્લાસ. ૪

નમસ્કાર અણગારને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;
આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતાં રે સમરતાં, લહીએ સુકૃત અભ્યાસ. ૫

પંચ નવકાર એ સુપ્રકાશ, એહથી હોએ સવિ પાપ નાશ;
સર્વ મંગલ તણું એહ મૂલ, સુજશ વિદ્યા વિવેકાનુકૂલ. ૬

## શ્રી નવકાર મંત્રનો મહિમા

શ્રી નવકાર સમો જગિ, મંત્ર ન યંત્ર ન અન્ય,
વિદ્યા નવિ ઔષધ નવિ, એહ જપે તે ધન્ય;
કષ્ટ ટલ્યાં બહુ એહને, જાપે તૂરત કીધ,
એહના બીજની વિદ્યા, નમિ વિનમીને સિદ્ધ. ૭

સિદ્ધ ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય,
તિમજ નવકાર એ ભણે ભવ્ય;

સર્વ શ્રુતમાં વડો એ પ્રમાણ્યો,
મહાનિશીથે ભલિ પરિ વખાણ્યો. ૮

ગિરિમાંહિ જિમ સુરગિરિ, તરુમાંહિ જિમ સુરસાલ,
સાર સુગંધમાં ચંદન, નંદન વનમાં વિશાલ;
મૃગમાં મૃગપતિ ખગપતિ, ખગમા તારા ચંદ્ર,
ગંગ નદીમાં અનંગ, સુરૂપમ દેવમાં ઇંદ્ર. ૯

જિમ સ્વયંભૂરમણ ઉદધિમાંહિ,
શ્રી રમણ જિમ સકલ સુભટમાંહિ;
જિમ અધિક નાગમાંહિ નાગરાજ,
શબ્દમાં જલદ ગંભીર ગાજ. ૧૦

રસમાંહિ જિમ ઈક્ષુ રસ, ફૂલમાં જિમ અરવિંદ,
ઔષધમાંહિ સુધા, વસુધા ધવમાં રઘુનંદ,
સત્યવાદીમાં યુધિષ્ઠિર, પરિચ્છેદ સુખમાં સંપ. ૧૧

ધર્મમાંહિ દયાધર્મ મોટો, બ્રહ્મવ્રતમાંહિ વજ્જર કછોટો;
દાનમાંહિ અભયદાન રૂડું, તપમાંહિ જે કહેવું ન કુડું. ૧૨

રતનમાંહિ સારો હીરો, નીરોગી નરમાંહિ,
શીતલમાંહિ ઉસીરો, ધીરો વ્રતધરમાંહિ;
તિમ સવિ મંત્રમાં સારો, ભાખ્યો શ્રી નવકાર,
કહ્યા ન જાયે રે એહના, જેહ છે બહુ ઉપકાર. ૧૩

તજે એ સાર નવકાર મંત્ર, જે અવર મંત્ર સેવે સ્વતંત્ર;
કર્મ પ્રતિકૂલ બાઉલ સેવે, તેહ સુરતરુ ત્યજી આપ ટેવે. ૧૪

એહને બીજે રે વાસિત, હોયે ઉપસિત મંત,
બીજો પણિ ફલદાયક, નાયક છે એ તંત;
અમૃત ઉદધિ કુસારા, સારા હરત વિકાર,
વિષના તે ગુણ અમૃતનો, પવનનો નહિ રે લગાર. ૧૫

જેહ નિબીંજ તે મંત્ર જુઠા, ફલે નહિ સાહમું હુઈ અપુઠા;
જેહ મહામંત્ર નવકાર સાધે, તેહ દોય લોક અલવે આરાધે. ૧૬

રતન તણી જિમ પેટી, ભાર અલ્પ બહુ મૂલ,
ચૌદ પૂરવનું સાર છે, મંત્ર એ તેહને તૂલ્લ;
સકલ સમય અભ્યંતર, એ પદ પંચ પ્રમાણ,
મહસુઅ ખંધ તે જાણો, ચૂલા સહિત સુજાણ. ૧૭

પંચ પરમેષ્ઠિ ગુણગણ પ્રતીતા,
જિન ચિદાનંદ મોજે ઉદિતા;
શ્રી યશોવિજય વાચક પ્રણીતા
તેહ એ સાર પરમેષ્ઠિ ગીતા. ૧૮

卐

# શ્રી નવ પદ–સ્વરૂપદર્શક ઢાળ

( શ્રી શ્રીપાલ રાસમાંથી. )

ત્રીજે ભવ વર સ્થાનક તપ કરી, જેણે બાંધ્યું જિન નામ;
ચોસઠ ઇંદ્રે પૂજિત જે જિન, કિજે તાસ પ્રણામ રે.
ભવિકા ! સિદ્ધચક્ર પદ વંદો, જિમ ચિરકાલે નંદો રે.
ભ૦ સિ૦ ૧

જેહને હોય કલ્યાણક દિવસે, નરકે પણ અજવાળું;
સકલ અધિક ગુણ અતિશય ધારી, તે જિન નમી અઘ ટાલું રે.
ભ૦ સિ૦ ૨

જે તિહું નાણ સમગ્ગ ઉપ્પન્ના, ભોગ કરમ ક્ષીણ જાણી;
લેઈ દીક્ષા શિક્ષા દિયે જનને, તે નમિયે જિનનાણી રે.
ભ૦ સિ૦ ૩

મહા ગોપ મહા માહણ કહીયે, નિર્યામક સત્થવાહ;
ઉપમા એહવી જેહને છાજે, તે જિન નમીયે ઉચ્છાહ રે.
ભ૦ સિ૦ ૪

આઠ પ્રાતિહારજ જસ છાજે, પાંત્રીશ ગુણયુત વાણી;
જે પ્રતિબોધ કરે જગજનને, તે જિન નમીયે પ્રાણી રે.
ભ૦ સિ૦ ૫

સમય પએસંતર અણુ ફરસી, ચરમ તિભાગ વિશેષ;
અવગાહન લહી જે શિવ પહોતા, સિદ્ધ નમો તે અશેષ રે.
ભ૦ સિ૦ ૬

પૂર્વ પ્રયોગને ગતિ પરિણામે, બંધન છેદ અસંગ;
સમય એક ઉર્ધ્વ ગતિ જેહની, તે સિદ્ધ પ્રણમો રંગ રે.
ભ૦ સિ૦ ૭

નિર્મલ સિદ્ધશિલાની ઉપરે, જોયણ એક લોકંત;
સાદિ અનંત તિહાં સ્થિતિ જેહની, તે સિદ્ધ પ્રણમો સંત રે.
ભ૦ સિ૦ ૮

જાણે પણ ન શકે કહી પુરગુણ, પ્રાકૃત તિમ ગુણ જાસ;
ઉપમા વિણ નાણી ભવમાંહે, તે સિદ્ધ દિયો ઉલ્લાસ રે.
ભ૦ સિ૦ ૯

જ્યોતિશું જ્યોતિ મિલી જસ અનુપમ, વિરમી સકલ ઉપાધિ;
આતમરામ રમાપતિ સમરો, તે સિદ્ધ સહજ સમાધિ રે.
ભ૦ સિ૦ ૧૦

પંચ આચાર જે સુધા પાળે, મારગ ભાખે સાચો;
તે આચારજ નમીયે તેહશું, પ્રેમ કરીને જાચો રે.
ભ૦ સિ૦ ૧૧

વર છત્રીસ ગુણે કરી સોહે, યુગપ્રધાન જન મોહે;
જગ બોહે ન રહે ખિણ કોહે, સૂરિ નમું તે જોહે રે.
ભ૦ સિ૦ ૧૨

નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવ એસે, નહિ વિકથા ન કષાય;
જેહને તે આચારજ નમિયે, અકલુષ અમલ અમાય રે.
ભ૦ સિ૦ ૧૩

# શ્રી નવ પદ-સ્વરૂપદર્શક ઢાળ

( શ્રી શ્રીપાલ રાસમાંથી. )

ત્રીજે ભવ વર સ્થાનક તપ કરી, જેણે બાંધ્યું જિન નામ;
ચોસઠ ઇંદ્રે પૂજિત જે જિન, કિજે તાસ પ્રણામ રે.
ભવિકા ! સિદ્ધચક્ર પદ વંદો, જિમ ચિરકાલે નંદો રે.
ભ૦ સિ૦

જેહને હોય કલ્યાણક દિવસે, નરકે પણ અજવાળું;
સકલ અધિક ગુણ અતિશય ધારી, તે જિન નમી અઘ ટાલું રે.
ભ૦ સિ૦ ૨

જે તિહું નાણ સમગ્ગ ઉપ્પન્ના, ભોગ કરમ ક્ષીણ જાણી;
લેઈ દીક્ષા શિક્ષા દિયે જનને, તે નમિયે જિનનાણી રે.
ભ૦ સિ૦ ૩

મહા ગોપ મહા માહણ કહીયે, નિર્યામક સત્થવાહ;
ઉપમા એહવી જેહને છાજે, તે જિન નમીયે ઉચ્છાહ રે.
ભ૦ સિ૦ ૪

આઠ પ્રાતિહારજ જસ છાજે, પાંત્રીશ ગુણયુત વાણી;
જે પ્રતિબોધ કરે જગજનને, તે જિન નમીયે પ્રાણી રે.
ભ૦ સિ૦ ૫

સમય પએસંતર અણુ ફરસી, ચરમ તિભાગ વિશેષ;
અવગાહન લહી જે શિવ પહોતા, સિદ્ધ નમો તે અશેષ રે.
ભ૦ સિ૦ ૬

પૂર્વ પ્રયોગને ગતિ પરિણામે, બંધન છેદ અસંગ;
સમય એક ઉર્ધ્વ ગતિ જેહની, તે સિદ્ધ પ્રણમો રંગ રે.
ભ૦ સિ૦ ૭

નિર્મલ સિદ્ધશિલાની ઉપરે, જોયણ એક લોકંત;
સાદિ અનંત તિહાં સ્થિતિ જેહની, તે સિદ્ધ પ્રણમો સંત રે.
ભ૦ સિ૦ ૮

જાણે પણ ન શકે કહી પુરગુણ, પ્રાકૃત તિમ ગુણ જાસ;
ઉપમા વિણુ નાણી ભવમાંહે, તે સિદ્ધ દિયો ઉલ્લાસ રે.
ભ૦ સિ૦ ૯

જ્યોતિશું જ્યોતિ મિલી જસ અનુપમ, વિરમી સકલ ઉપાધિ;
આતમરામ રમાપતિ સમરો, તે સિદ્ધ સહજ સમાધિ રે.
ભ૦ સિ૦ ૧૦

પંચ આચાર જે સુધા પાળે, મારગ ભાખે સાચો;
તે આચારજ નમીયે તેહશું, પ્રેમ કરીને જાચો રે.
ભ૦ સિ૦ ૧૧

વર છત્રીસ ગુણે કરી સોહે, યુગપ્રધાન જન મોહે;
જગ બોહે ન રહે ખિણુ કોહે, સૂરિ નમું તે જોહે રે.
ભ૦ સિ૦ ૧૨

નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવ એસે, નહિ વિકથા ન કષાય;
જેહને તે આચારજ નમિયે, અકલુષ અમલ અમાય રે.
ભ૦ સિ૦ ૧૩

જે દિયે સારણ વારણ ચોયણ, પડિચોયણ વળી જનને;
પટધારી ગચ્છ થંભ આચારજ, તે માન્યા મુનિ મનને રે.
ભ૦ સિ૦ ૧૪

અત્થમિયે જિન સૂરજ કેવલ, ચંદે જે જગદીવો;
ભુવન પદારથ પ્રગટન પટુ તે, આચારજ ચિરંજીવો રે.
ભ૦ સિ૦ ૧૫

દ્વાદશ અંગ સજ્ઝાય કરે જે, પારગ ધારગ તાસ;
સૂત્ર અર્થ વિસ્તાર રસિક તે, નમો ઉવજ્ઝાય ઉલ્લાસ રે.
ભ૦ સિ૦ ૧૬

અર્થ સૂત્ર ને દાન વિભાગે, આચારજ ઉવજ્ઝાય;
ભવ ત્રીજે જે લહે શિવસંપદ, નમીયે તે સુપસાય રે.
ભ૦ સિ૦ ૧૭

મૂરખ શિષ્ય નિપાઈ જે પ્રભુ, પાહાણને પલ્લવ આણે;
તે ઉવજ્ઝાય સકલ જન પૂજિત, સૂત્ર અર્થ સવિ જાણે રે.
ભ૦ સિ૦ ૧૮

રાજકુમાર સરિખા ગણચિંતક, આચારજ પદ યોગ;
જે ઉવજ્ઝાય સદા તે નમતાં, નાવે ભવભય શોગ રે.
ભ૦ સિ૦ ૧૯

બાવનાચંદન રસ સમ વયણે, અહિત તાપ સવિ ટાલે;
તે ઉવજ્ઝાય નમીજે જે વળી, જિનશાસન અજુવાલે રે.
ભ૦ સિ૦ ૨૦

જિમ તરૂફૂલે ભમરો બેસે, પીડા તસ ન ઉપાવે;
લેઈ રસ આતમ સંતોષે, તેમ મુનિ ગૌચરી જાવે રે.
ભ૦ સિ૦ ૨૧

પંચ ઈંદ્રિયને જે નિત્ય ઝીપે, ષટ્કાય પ્રતિપાલ;
સંયમ સત્તર પ્રકારે આરાધે, વંદુ તેહ દયાલ રે.
ભ૦ સિ૦ ૨૨

અઢાર સહસ શીલાંગના ધોરી, અચલ આચાર ચરિત્ર;
મુનિ મહંત જયણાયુત વંદી, કિજે જન્મ પવિત્ર રે.
ભ૦ સિ૦ ૨૩

નવવિધ બ્રહ્મ ગુપ્તિ જે પાળે, બાર સવિહ તપ શૂરા;
એહવા મુનિ નમીયે જો પ્રગટે, પૂરવ પુણ્ય અંકુરા રે.
ભ૦ સિ૦ ૨૪

સોના તણી પરે પરીક્ષા દિસે, દિન દિન ચઢતે વાને;
સંજમ ખપ કરતા મુનિ નમીયે, દેશ કાલ અનુમાને રે.
ભ૦ સિ૦ ૨૫

શુદ્ધ દેવ ગુરૂ ધર્મ પરીક્ષા, સદ્દહણા પરિણામ;
જેહ પામીજે તેહ નમીજે, સમ્યગ્ દર્શન નામ રે.
ભ૦ સિ૦ ૨૬

મલ ઉપશામ ક્ષય ઉપશમ ક્ષયથી, જે હોય ત્રિવિધ અભંગ;
સમ્યગ્ દર્શન તેહ નમીજે, જિન ધર્મે દઢ રંગ
ભ૦

પંચ વાર ઉપશમિય લહીજે, ક્ષય ઉપશમિય અસંખ;
એક વાર ક્ષાયિક તે સમકિત, દર્શન નમિયે અસંખ રે.
ભ૦ સિ૦ ૨૮

જે વિણ નાણ પ્રમાણ ન હોવે, ચારિત્ર તરૂ નવિ ફલીયો;
સુખ નિર્વાણ ન જે વિણ લહીયે, સમકિત દર્શન બલીયો રે.
ભ૦ સિ૦ ૨૯

સડસઠ બોલે જે અલંકરીઓ, જ્ઞાન ચારિત્રનું મૂલ;
સમકિત દર્શન તે નિત્ય પ્રણમું, શિવપંથનું અનુકૂલ રે.
ભ૦ સિ૦ ૩૦

ભક્ષ અભક્ષ ન જે વિણ લહિયે, પેય અપેય વિચાર;
કૃત્ય અકૃત્ય ન જે વિણ લહિયે, જ્ઞાન તે સકલ આધાર રે.
ભ૦ સિ૦ ૩૧

પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, શ્રી સિધ્ધાન્તે ભાખ્યું;
જ્ઞાનને વંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનીએ શિવસુખ ચાખ્યું રે.
ભ૦ સિ૦ ૩૨

સકલ ક્રિયાનું મૂલ તે શ્રદ્ધા, તેહનું મૂલ જે કહીયે;
તેહ જ્ઞાન નિત નિત વંદીજે, તે વિણ કહો કિમ રહીયે રે.
ભ૦ સિ૦ ૩૩

પંચ જ્ઞાનમાંહિ જેહ સદાગમ, સ્વ-પર પ્રકાશક જેહ;
દીપક પરે ત્રિભુવન ઉપકારી, વળી જેમ રવિ શશિ મેહ રે.
ભ૦ સિ૦ ૩૪

લોક ઉર્ધ્વ અધો તિર્યગ જ્યોતિષ, વૈમાનિક ને સિદ્ધ;
લોકાલોક પ્રગટ સવિ જેહથી, તે જ્ઞાન મુજ શુદ્ધ રે.
ભ૦ સિ૦ ૩૫

દેશવિરતિ ને સર્વવિરતિ જે, ગૃહિ યતિ ને અભિરામ;
તે ચારિત્ર જગત જયવંતુ, કીજે તાસ પ્રણામ રે.
ભ૦ સિ૦ ૩૬

તૃણ પરે જે ષટ્ખંડ સુખ છંડી, ચક્રવર્તી પણ વરીયો;
તે ચારિત્ર અક્ષયસુખ કારણ, તે મેં મનમાંહે ધરિયો રે.
ભ૦ સિ૦ ૩૭

હુઆ રાંક પણ જેહ આદરી, પૂજિત ઇંદ્ર નરિંદ;
અશરણ શરણ ચરણ તે વંદુ, પૂર્યું જ્ઞાન આનંદ રે.
ભ૦ સિ૦ ૩૮

બાર માસ પર્યાયે જેહને, અનુત્તર સુખ અતિક્રમિયે;
શુક્લ શુક્લ અભિજાત્ય તે ઉપરે, તે ચારિત્રને નમીયે રે.
ભ૦ સિ૦ ૩૯

ચય તે આઠ કરમનો સંચય, રિક્ત કરે જે તેહ;
ચારિત્ર નામ નિરૂત્ત ભાખ્યું, તે વંદુ ગુણગેહ રે.
ભ૦ સિ૦

જાણંતા ત્રિહું જ્ઞાને સંયુત, તે ભવ મુક્તિ જિ
જેહ આદરે કર્મ ખપેવા, તે તપ શિવત

કર્મ નિકાચિત પણ ક્ષય જાયે, ક્ષમા સહિત જે કરંતા;
તે તપ નમીયે જેહ દીપાવે, જિનશાસન ઉજમંતાં રે.
ભ૦ સિ૦ ૪૨

આમોસહી પમુહા બહુ લબ્ધિ, હોવે જાસ પ્રભાવે;
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ પ્રગટે, નમિયે તે તપ ભાવે રે.
ભ૦ સિ૦ ૪૩

ફલ શિવસુખ મ્હોટું સુર-નરવર, સંપત્તિ જેહનું ફૂલ;
તે તપ સુરતરૂ સરિખો વંદુ, સમ મકરંદ અમૂલ રે.
ભ૦ સિ૦ ૪૪

સર્વ મંગલમાં પહેલું મંગલ, વરણવીયું જે ગ્રંથે;
તે તપપદ ત્રિહું કાલ નમીજે, વર સહાય શિવપંથે.
ભ૦ સિ૦ ૪૫

એમ નવપદ થુણતો તિહાં લીનો, હુઓ તન્મય શ્રીપાલ;
સુજસ વિલાસે ચોથે ખંડે, એહ અગ્યારમી ઢાલ રે.
ભ૦ સિ૦ ૪૬

卐

# મંગલ ભાવના

शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः ॥ १ ॥

અર્થ-જગતના સર્વ જીવોનું કલ્યાણ થાઓ, સર્વે પ્રાણીસમૂહ પારકાનું હિત કરવાની ભાવનાવાળા બનો, સર્વના દોષો નાશ પામો અને સર્વત્ર સર્વ લોક સુખી થાઓ. ૧.

खामेमि सव्वजीवे, सव्वेजीवा खमन्तु मे ।
मित्ती मे सव्वभूएसु, वेरं मज्झ न केणइ ॥ २ ॥

અર્થ-જગતના સર્વ જીવોને હું ખમાવું છું-તેઓની પાસે મારા અપરાધોની માફી માગું છું. સર્વ જીવો મને ક્ષમા આપો-એમ પ્રાર્થું છું. મારે સર્વ જીવોની સાથે મૈત્રીભાવ છે, કોઈની સાથે મારે વૈર-વિરોધ નથી. ૨.

मा कार्षीत् कोपि पापानि, मा च भूत् कोपि दुःखितः ।
मुच्यतां जगदप्येषा, मति मैत्री निगद्यते ॥ ३ ॥

અર્થ-કોઈ પણ પ્રાણી પાપ કરો નહિ. કોઈ પણ જીવ દુઃખી થાઓ નહિ. આ આખું જગત કર્મ-બંધનથી મુક્ત થાઓ. આવી બુદ્ધિને મૈત્રી ભાવના કહેવાય છે. ૩.

अपास्ताशेषदोषाणां, वस्तुतत्त्वावलोकिनाम् ।
गुणेषु पक्षपातो यः, स प्रमोद प्रकीर्तितः ॥ ४॥

અર્થ—જેઓએ સર્વ દોષો દૂર કર્યા છે અને જેઓ વસ્તુતત્ત્વને (વાસ્તવિક સ્વરૂપમાં) જોઈ રહ્યા છે, તેઓના ગુણો પ્રત્યે પક્ષપાત–સ્વાભાવિક ખેંચાણ થવું, તે **પ્રમોદ ભાવના** કહેવાય છે. ૪.

दिनेष्वार्तेषु भीतेषु, याचमानेषु जीवितम् ।
प्रतिकारपरा बुद्धिः, कारुण्यमभिधीयते ॥ ५ ॥

અર્થ—દીન, દુઃખી, ભયથી આકુલ-વ્યાકુલ અને જીવિતવ્યને યાચનારા પ્રાણીઓના દુઃખને ટાળવાની બુદ્ધિ, તે **કરુણા ભાવના** છે. ૫.

क्रुरकर्मसु निःशंकं, देवतागुरुनिंदिषु ।
आत्मशंसिषु योपेक्षा, तन्माध्यस्थमुदीरितम् ॥ ६ ॥

અર્થ—નિશંકપણે ક્રૂર કર્મો કરનારા, દેવ અને ગુરૂની નિંદા કરનારા તથા પોતાના આત્માની પ્રશંસા કરનારા પ્રાણીઓ તરફ ઉપેક્ષા બુદ્ધિને **માધ્યસ્થ્ય ભાવના** કહેવાય છે. ૬.

परहितचिन्ता मैत्री, परदुःखविनाशिनी तथा करुणा ।
परसुखतुष्टिर्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा ॥ ७ ॥

અર્થ—અન્ય જીવોના હિતની ચિન્તાઃ કરવી એ **મૈત્રી ભાવના** છે, અન્ય જીવોનાં દુઃખને ટાળવાની ભાવના એ **કરૂણા ભાવના** છે, અન્ય જીવો સુખ પામે તેમાં

સંતોષ પામવો એ **પ્રમોદ ભાવના** છે અને બીજાઓના અસાધ્ય દોષોની ઉપેક્ષા કરી તેઓ પ્રત્યે રાગ-દ્વેષ ન કરવો તે **માધ્યસ્થ્ય ભાવના** છે. ૭.

मैत्रीपवित्रपात्राय, मुदितामोदशालिने ।
कृपोपेक्षाप्रतीक्षाय, तुभ्यं योगात्मने नमः ॥ ८ ॥

અર્થ-ઉપર કહી તે મૈત્રીના પવિત્ર આશ્રયભૂત, મુદિતાના સદાનંદથી ભૂષિત, કરુણા અને ઉપેક્ષાભાવથી જગત્પૂજ્ય-એવા સિદ્ધયોગી આપને નમસ્કાર થાઓ! ૮.

सत्त्वेषु मैत्रीं गुणिषु प्रमोदं, क्लिष्टेषु जीवेषु कृपापरत्वम् ।
मध्यस्थभावं विपरीतवृत्तौ, सदा ममात्मा विदधातु देव॥९॥

અર્થ-હે દેવ! મારો આત્મા નિરંતર જગતના સર્વ જીવો પ્રત્યે મૈત્રી ભાવને, ગુણવાન આત્માઓ પ્રત્યે પ્રમોદ ભાવને, દુઃખી જીવો પ્રત્યે કરૂણા ભાવને અને પાપી જીવો પ્રત્યે માધ્યસ્થ્ય ભાવને ધારણ કરો'-એમ હું આપની પાસે પ્રાર્થના કરૂં છું. ૯.

सर्वेऽपि सुखिनः सन्तु, सर्वे सन्तु निरामया ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चित् दुःखभाग् भवेत् ॥१०॥

અર્થ-વિશ્વના સર્વ પ્રાણીઓ સુખી થાઓ, સર્વ પ્રાણીઓ નિરોગી હો, સર્વ પ્રાણીઓ મંગલને જુઓ અને કોઈ પણ જીવ દુઃખ ન પામો. ૧૦.

दुःस्थां भवस्थितिं स्थेम्ना, सर्वजीवेषु चिन्तयन् ।
निसर्गसुखसर्गं तेष्वपवर्गं विमार्गयेत् ॥ ११ ॥

અર્થ—'આ ભવસ્થિતિ અત્યંત દુઃખદાયક છે.'–એમ સર્વ જીવોને વિષે સ્થિરતાપૂર્વક ધર્મજાગરિકા વખતે વિચારતો ઉપાસક, જ્યાં સ્વાભાવિક સુખની જ સૃષ્ટિ છે–એવો મોક્ષ સર્વને મળો, એવી પ્રાર્થના કરે. ૧૧.

विश्वजन्तुषु यदि क्षणमेकं, साम्यतो भजसि मानसमैत्रीम् ।
तत्सुखं परममत्र परत्राप्यश्नुषे न यदभूत्तवजातु ॥ १२ ॥

અર્થ–હે મન! જો તું સર્વ પ્રાણી ઉપર સમતાપૂર્વક એક ક્ષણ વાર પણ પરહિતચિંતા રૂપ મૈત્રીભાવ ભાવીશ, તો તને આ ભવ અને પરભવમાં એવું સુખ મળશે, કે જે તેં કદી અનુભવ્યું પણ નહિ હોય. ૧૨.

卐